શ્રી

# "મણિમાળા"

અથવા

# પ્રભુની પીછાણ.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,


ભાવસાર જીવરામ બળદેવદાસ કાપડીઆ.

મુકામ—ધીણોજ.





અમદાવાદ.

ટંકશાળમાં ધી અમદાવાદ યુનિયન પ્રીન્ટીંગ પ્રેસ કં. લી.

મોતીલાલ શામળદાસે છાપી.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૨ સને ૧૯૧૬.

કીંમત રૂા. ૧—૦—૦

**" રળીઆમણી ગુજરાત જોવા જોગ જેવી જાણજો. એ રાગ. "**

છે ચતુર પુરૂષો ચોધરી, ચોવીશી કેરી નાતના;
કીધું નામ દેસ વીદેશ આપી, ભોગ જુજવી જાતના. ૧
બાંધ્યો ગોળ રૂડો રીત શું, સજ્જન સુખ થાવા કારણે.
થઇ કન્યાઓની છુટ સૌને, થયો આનંદ બારણે. ૨
ગયો કલેસ ને કંકાસ વ્યાધિ, દૂર વ્યસન ડરતાં ફરે;
દીનમાન આવ્યો ઘેર તેથી, સંગત બૂરી કોઇ નવ કરે. ૩
ગાંજો ભાંગ સૌ ભુલીયા, બેઠા અસત્ય અન્યાય તનથી તજી;
સદ્‌વિદ્યા લીધી સંઘરી, ખુશી થાય છે ભુદર ભજી. ૪
કુડે કપટ મુક્યાં વેગળાં, ખરી ખંતથી ખેતી કરે;
જગત જીવાડણ કારણે, ધોસરી ધોરી પર ધરે. ૫
ન મળે કોઇને દુઃખ સ્વપ્ને, સંપ થકી સુખીયા થયા;
ગુણ ગાઉ શું હું એહના, એક જીભથી નવ જાયે કહી. ૬
જ્ઞાતિ સુખ થાવા કારણે, બાંધ્યો કાયદો સૌ પાળતું;
અસત્ય દીધું તનથી તજી, સૌ સિધે પંથે ચાલતું. ૭
કુધારા સરવે કહાડીઆ, ખોટાં ખર્ચ દીધાં પરહરી;
એક સહાય સયાજી નરેસ છે, બીજો સહાય તેમને શ્રીહરી. ૮
ભલો રૂડો દીવસ આવીયો, સુખ શાન્તિમાં નવ રહી મણા;
ભાગ્યશાળી સૌ ભાઇઓ થયા, પ્રતાપ આગેવાનો તણા. ૯
તેમાં દલશીંગ છે દીવડો, જેનો ખારા ગામે વાસ છે;
જરા માનનો ભુખ્યો નથી, મેં કરી જોયો તપાસ છે. ૧૦
ધન્ય છે તારી શાન્તિને, જીવો ઘણું તે જીવો કહે;
દે, અંતરની આશીષ, તે તો ગામ ધીણોજમાં રહે. ૧૧

---

# " ચોધરી કોમમાં પેઠેલો ક્ષય રોગ. અને તે અટકાવવાની ખાસ જરૂર. "

——xx——

વહાલા ચોધરી ભાઇઓને વિદીત કરવામાં આવે છે કે આપણી પવિત્ર કોમ દુનિયામાં ચોધરી પટેલોના નામથી ઓળખાય છે તે માન કાંઇ જેવું તેવું કે અર્થ વગરનું નથી છતાં આપણે તેનો કદર બીલકુલ કરતા નથી ને હાથમાં આવેલો હીરો નહિ પારખી શકવાથી કાચ સમજી ફગાઇ દેવામાં આવે છે. તે આપણી કેવી મૂર્ખાઇ કહેવાય, જરા સાંભળો તો ખરા કે આપણે કેટલા બધા આડે રસ્તે દોરવાઇ ગયા છીએ ને એમ કરવાથી આપણા ઉંચા દરજ્જાને ડાઘ લગાડીએ છીએ તે નીચેની હકીકતથી બરોબર સમજાય તેવું છે, જુઓ કે હાલમાં આપણા ગો'ળમાં લગભગ બે હજાર ઘરોનો મોટો જથ્થો આવેલો છે. તેમાં ઘર દીઠ સરેરાસ બે પુરૂષોની સંખ્યા ગણવામાં આવે તો ચાર હજાર પુરૂષો થાય છે, હવે તમે ધારો કે દરેક પુરૂષને મહિને દહાડે ફક્ત એક રૂપીયાની તમાકુ પીવા જોઇયે છીયે તો ચાર હજાર રૂપૈયા થાય, વળી તેમાંથી અડધા પુરૂષો ભાગ દારૂ જેવા માદક પદાર્થોનું સેવન કરે છે. તેમાં પણ રૂપૈયા બે હજારનો ભોગ આપવો પડે છે ને બે હજાર રૂપૈયા અફીણ ખાતે વાપરવામાં આવે છે તે તદ્દન જુદા સમજવા, હવે ધારો કે તેનાથી અડધા ભાગના માણસો ગાંજો પીએ છે. તેમાં પણ રૂપૈયા એક હજારની આહુતિ નાહક આપવી પડે છે ને કાળજુ બળે તે નફામાં સમજવું. બાદ તેમાંથી અડધા ભાગના માણસો છાનામાના અભક્ષાભક્ષ જેવા લજવી મારનાર પદાર્થનું સેવન કરે છે એવો શક પણ રહે છે ને

તેમાં રૂપૈયા એક હજારની ચટણી કરવામાં આવે છે તેવી રીતે ગણના કરતાં માસ આખરે રૂપૈયા દસહજાર ને વરસ આખરે રૂપૈયા એક લાખ ને વીસહજારની મોટી ચોંકાવનાર રાક્ષસી રકમ કુમાર્ગે ખરચી દેવામાં આવે છે. આ કામ આપણી ઉચ્ચ જ્ઞાતિને પવિત્ર કહેવાતી કોમને લજવી મારે તેવું નઠારૂં નથી. શરમ! શરમ! શરમ! શું એમ કર્યા વિના ચાલે તેવું નથી ને તેમ ના કરીએ તો દેહ કાંઇ પડી જાય ખરો, મારા ધારવા પ્રમાણે તેવું તો કાંઇ જણાતું નથી તો આવો મોટો લાખો રૂપૈયાનો ભોગ આપી દુનિયામાં હલકા શા માટે કહેવાવું જોઇએ. શું તમોને તેવા નઠારા કહેવડાવવાની ઘણી હુંશ આવે છે તેથી તેમાં મચ્યા રહેશો. વળી એટલેથી કાંઇ પત્યું એમ સમજશો નહિ.

ઉપર જણાવવામાં આવી તેના કરતાં અધિક રકમ મુંવા માણસો પાછળ ને વિવાહના પ્રસંગોમાં પારકાં દેવાં કરીને ખરચી દેવામાં આવે છે. આ ઉપરથી દર સાલે ફક્ત આપણાજ ગો'ળમાં રૂપૈયા અઢી લાખનો ધુમાડો કરવામાં આવે છે તે આપણને ડુબાડી દે તેવું નથી સમજાતું ને તેવી રીતે હમેશાં ઉડાવ્યા કરશો તો આપણી શું દસા થશે તે સરવે ભાઇઓના સમજવામાં આવતું હશે છતાં આંખો મીંચી કેમ ચલાવ્યા કરવું જોઇએ. વળી આપણી જ્ઞાતિમાં સ્ત્રીધર્મ સર્વે ઠેકાણે પાળવામાં આવતો હોય તેમ જણાતું નથી ને વિવાહના પ્રસંગોમાં બિભસ્ત ફટાણાં ગાવાનો ખરાબ ચાલ પડી ગયેલો છે તે આપણને શરમાવે તેવું નથી. આજે આપણે આપણી કોમમાં થતી ભુલોને જોઇ શક્યા છીએ તો તેને આજ ને આજ જડમુળથી ઉખેડી નાંખવી જોઇએ ને એમ ના કરીએ તો જાગતા છતાં પથારીમાં મુતરવા જેવું કહેવાય. અમારૂં કહેવું એમ નથી કે તમે ન્યાતવરા બંધ

કરજો. પણ એમ કહેવા માગીએ છીએ કે પારકાં નાણાં કરજે કહાડી ફુલણજી કહેવાવા સારૂં ખોટાં ખરચો કરશો નહિ ને દૂર્વ્યસનોનો સમૂળગો ત્યાગ કરજો ને તેમ કરતાં તમોને જે કંઇ પાપ લાગે તે તમારા ભલાની ખાતર ઉપાડી લેવા હું તૈયાર છું તેથી તમારે જરાએ ફીકર કરવા જેવું નથી તો નાહક તેને સંઘરતા નહિ.

લી. આપનો,

**જીવરામ બળદેવ ભાવસાર.**

મુ. ધીણોજ;



# ચોધરી પટેલોના ચોવિશીના ગોળના આગેવાન પુરૂષોના નામની યાદી.

**ધીણોજ.**

જ્ઞાતિ ગોર કાશીરામ ઉમેદભાઇ.
ચોધરી દોલાભાઇ રઘુભાઇ.
,, રામસીંગ હીરાભાઇ.
,, માધાભાઈ જેસીંગભાઇ.
,, હાથીભાઇ રઘજીભાઇ

**ખારા. ૨**

ચોધરી દલશીંગભાઇ મેઘરાજભાઇ
કડી. પ્રાં. પં. મેમ્બર.
,, ચેલજીભાઇ ગોવીંદજી.

**બોરીઆવી ૩**

ચોધરી મોતીભાઇ વહાલજીભાઇ.
,, રામજીભાઇ બહેચરભાઇ.

**મેવડ ૪**

ચોધરી સવજીભાઇ સાંમતાભાઇ.
,, મોતીભાઇ સરદારભાઇ

**પુંનાસણ ૫.**

ચોધરી વીરાભાઈ નરસીંગભાઇ.
,, ઉમેદભાઈ ચેલાભાઇ.

**કુકશ ૬.**

ચોધરી વાઘજીભાઇ વીરાભાઇ
,, ગુલાબસીંગ જાસકણભાઈ.

**રૂપાલ ૭.**

ચોધરી શાંમળાભાઇ ઉમેદભાઇ.

**રામપરૂ ૮.**

ચોધરી ગલાબભાઇ રામજીભાઇ

**ગુંજાળુ ૯.**

ચોધરી સરદારભાઇ દોલજીભાઇ
,, રામજીભાઇ પથુંભાઇ.

**અલીઆસણા ૧૦**

ચોધરી મહોતભાઇ છત્રાભાઇ
,, સેંધાભાઈ ગોવીંદજી

**ચિત્રોડીનું પરૂં ૧૧.**

ચોધરી બહદૃશંગભાઇ લાલાભાઇ.
,, બેચરભાઇ સાંમતાભાઈ.

**ઉચરપી ૧૨.**

ચો. કરસનભાઇ તેજાભાઇ

**મઘરોડા ૧૩**

ચોધરી કાળાભાઇ વિરસંગભાઇ.
,, ઉમેદભાઇ ચેલાભાઇ

વણાગલા ૧૪

ચોધરી દલશીંગભાઇ હેમતાભાઇ

,, નરશંગભાઇ ગલાબભાઇ

રેડાળા ૧૫

ચોધરી માધાભાઇ હરીશીંગ.

,, ધેમરભાઇ બેચરભાઈ

ઉનાવા ૧૬

ચોધરી કાનજીભાઇ બહેચરભાઈ

,, સવાભાઇ મોપતાભાઇ

ખદલપર ૧૭

ચોધરી દલસીંગભાઇ હેમરાજભાઇ

કમાલપર ૧૮

ચોધરી કેસરીસીંગ દલસીંગભાઇ

હરદેસણ ૧૯

ચોધરી રૂપસીંગભાઇ હદૂભાઇ

અમુંડ ૨૦

ચોધરી દલશીંગભાઇ હરીભાઇ

,, ચેલાભાઇ મોબતાભાઇ

ઐડોર ૨૧

ચોધરી સેંધાભાઇ દલાભાઇ.

નવુપરૂ ૨૨

ચોધરી ડોસાભાઇ માધાભાઇ

રણુંજ ૨૩

ચોધરી રામજીભાઇ ભગવાનભાઈ

ઇટોદા ૨૪

ચોધરી ઉમેદભાઇ બેમાભાઇ

,, વાસજીભાઇ જગાભાઇ.

મોટપ ૨૫

ચોધરી ગલાબભાઇ સરદારભાઇ

સાંમેત્રા ૨૬.

ચોધરી રામશીંગભાઇ જસરાજભાઇ

,, સાંમળાભાઇ વજાભાઇ

મરેડા ૨૭

ચોધરી હીરાભાઇ ભગવાનભાઇ

રાવળુ ૨૮

ચો. સવાભાઇ જીવાભાઇ.

તરભ ૨૯.

ચોધરી ખુમાભાઇ રાશીંગભાઇ

ઢાંઢનું પરૂ ૩૦

ચોધરી સાંકળાભાઇ હેમરાજભાઇ

શોગાળુ ૩૧

ચોધરી દલશીંગભાઇ હરીભાઇ

ગોકળગઢ ૩૨

ચોધરી સેંધાભાઇ વિરસંગભાઇ

ભાલખ ૩૩

ચોધરી અવચળભાઇ.

# સુચના.



અહોહોહોહો શું પરમાત્માની લીલાની બલીહારી છે, કે હું પ્રથમ એમ નહોનો ધારતો કે આવાં ઇશ્વરની પ્રાપ્તિ કરાવનારાં ઉત્તમ પુસ્તકો લખીશ તે ખ્યાલ તો મારા રંકના મગજમાં પણ નહોતો. છતાં એક પણ નહિ કરી સકું. તેના બદલામાં આજે આ છઠું પુસ્તક છપાવી સુયજ્ઞ વાંચક બંધુઓના કર કમળમાં મુકવાને ભાગ્યશાળી થયો છું, એથી મારૂં અહોભાગ્ય સમજું છું ને મને આ કામમાં કેટલાક સપેત ઠગોએ એટલી તો મુશ્કેલીઓ નાંખી હતી કે તેમાં ભોગવવામાં આવેલી વીટમ્બણાઓ, તે તો એકલું મહારૂં મનજ જાણે છે પણ હવે તે દયાળુ પ્રભુની કૃપા થઇ ચૂકી છે ને તમામ દુઃખનો અંત આવી ગયો છે ને મારા પર અદેખાઇ કરનારાના હાથ છેવટ સત્યનો જય તે ન્યાયે કરી હેઠા પડયા છે ને હવે થોડે થોડે સૌએ મારી વાત સાચી માનવા લાગ્યા છે. ને ખરૂં સુખ શામાં છે તે સમજાણું છે તેથી હવે મારા આનંદનો પાર રહેતો નથી ને મારી ગાડી લૈન કીલીયેર થઇ ઉભેલી છે સીધે માર્ગ ચાલતાં ધારેલા મુકામે પહોંચતાં વાર થાય તેમ નથી આફત કાળે ધીરજ ધરવી તે કહેવત બરોબર સાચી છે, તેમ કરવાથી પુરૂષ પોતાનું કૃર્તવ્ય પુરૂં કરી શકે છે ને હું પણ તેનેજ અવલંબી હાલ આંહી સુધી પહોંચી શકયો છું તે બધું શાથી એમ થયું તે તો મહારા શીર તાજ ગુરૂ મહારાજનો પ્રતાપ સમજવો, તે વિના તો કાંઇએ પણ બને તેમજ નથી બોલોશ્રી ગુરૂ મહારાજની જય

**સાખી.**

ગુરૂ સમ જગમાં નહિ, પાપ પુન્ય હરનાર;<br>
સહાય હોય જો એમની, તો શું છે કોઇ કરનાર.

# ટીકાકાર ભાઇઓને દલશીંગની ખરી ઓળખાણ.

( અંત્રિક્ષથી ઘોડી ઉતરી—એ રાગ. )

દલશીંગ દીવો પ્રગટયો, મારા હ્રદયની માંય;
બહાર જોઉં તો બધેય છે, ખાલી દેખાય નહિ કયાંય. દલ૦ ૧
રૂડો રૂપાળો છે રાજવી, જોવા સરખો છે જાત્ર;
પ્રાણ તણો રે આધાર છે, છે તે પુજનિક પાત્ર. દલ૦ ૨
ભુપ તણો તે ભુપ છે, કોઇ કહાડે નહિ ખોડ;
જગમાં બીજો મળે નહિ, તેના સરખી તે જોડ. દલ૦ ૩
ગુણ તેના અગણીત છે, ગણતાં આવે નહિ પાર;
મનહર મૂર્તિ તે એક છે, અંતરનો આધાર. દલ૦ ૪
નથી લોભી નથી લાલચુ, નથી ખાતો તે લાંચ;
પ્રેમીને સહાય સદાય છે, નાવે ઊની તે આંચ. દલ૦ ૫
હોદ્દા તે પાસે તમામ છે, પંચાતીયો છે ભરપુર;
ખરારે ગામમાં વાસ છે, દુશ્મન કીધા છે દૂર. દલ૦ ૬
દીલની જાણે સહુ માહરી, એથી દલશીંગ નામ;
ભાવેથી તેનું ભજન કરો, અંતે આવશે કામ. દલ૦ ૭
નિર્ભાગી કાંઇ સમજે નહિ, સાધુ પુરૂષોના ધર્મ;
નવરાતે નિત્ય નિંદા કરે, જેનાં ફુટેલાં કર્મ. દલ૦ ૮
જીવાએ જશાજ જોડીયા, કરી પુરણ વિચાર;
અપજશ બોલે જે એહના, ખાશે જમડાનો માર. દલ૦ ૯
મેઘરાજ પિતા છે સરવેના, જગત જીવાડે એહ;
તેવું સમજી કવિતા કરી, કરો કોઈ નહિ સંદેહ દલ૦૧૦

---

શ્રી

# ઉત્તમ ગ્રંથોની મહત્તા.

ગ્રંથોએ એક રીતે ગુરૂ કરતાં પણ વિશેષ છે કેમકે તે માગ્યા વગરજ શિક્ષણ આપે છે, અને તે છતાં શિક્ષકની પેઠે તે કઠોર શબ્દો બોલતા નથી કે કદી પણ ગુસ્સે થતા નથી વળી તે આપણી પાસેથી કંઇ પણ ધનની ઇચ્છા રાખતા નથી, તમે જ્યારે પણ તેની પાસે જશો ત્યારે તે ઉંઘતા જણાશે નહિ, અને તેમને પ્રશ્ન કરવાથી જુદાઇ રાખી કાંઇ પણ વાત તે તમારાથી છૂપાવી રાખશે નહિ, તેનું બોલવું તમને નહિ સમજાય તો તેથી તે નાખુશ થતા નથી અને તમે અજ્ઞાન હો તો તેથી તે તમને મૂરખ ગણી હસતા પણ નથી. ખરેખર જ્ઞાનથી ભરપુર ગ્રંથોનો સંગ્રહ, આ પૃથ્વીમાં બધા ધન કરતાં વ્હડીઆતું ધન છે અને આવા સંગ્રહની તુલના, કોઇ પણ બીજી સારી વસ્તુ સાથે થઇ શકે તેમ નથી જેઓને સત્ય સુખ જ્ઞાન અને ભક્તિ ઇત્યાદિ મહત્તાઓ પોતાની કરી લેવાની ઇચ્છા હોય તેઓએ તો આવા ઉત્તમ ગ્રંથોનો સંગ્રહ કરવાની અને તે વાંચવાની હોંશ અવશ્ય રાખવી જોઇએ તેમાંજ તેમનું શ્રેય સમાયેલું છે.

# " ભાઈઓ દલશીંગ એ કોણ છે. "

ચોધરી પટેલોના ચોવીશીના ગોળને ઉંચે દરજ્જે આણવા સારૂં તન મન અને ધનથી સતત્ મહેનત કરનાર સમસ્ત જ્ઞાતિએ વગર મુલે ખરીદેલ એક ગરીબ સેવક છે માટે તમારાં દરેક વીકટ કામો હવેથી તમો જાતે મહેનત નહી લેતાં તેનીજ ( તમારા સેવક દલસીંગ ) પાસે કરાવજો કારણ કે તે પોતાના ઉપરી જ્ઞાતિ ભાઇઓની આજ્ઞામાં રહી તેમની બરદાસ્ત કરવી તેનેજ તે પોતાની ફરજ સમજે છે તેથી તે તમારી તાબેદારી હોંશે હોંશે ઉઠાવી લેશે. તેવી અમોને તેની સંપૂર્ણ ખાત્રી છે તે ઉપ્રાંત તે ભૂખ્યાઓનો માળવો ને દુઃખીયાંનો દીલાસો પણ છે એમ પણ અમોને કહ્યા વિના ચાલતું નથી કારણ કે તે કામનો મુને જાતી અનુભવ થયેલો છે.

( દોહરો. )

દલસીંગ સેવક જ્ઞાતિનો, મૂલ ખરીદ્યો દાસ;
કામ બતાવો એહને, રાખે કરવા આસ.

નહી મોટાઈ નહી માનતા, મળે નહિ અભિમાન;
દુઃખ ભંજન વિક્રમસમો, બીજો ભોજ સમાન.

દલસીંગ દેવાંશી થયો, નિજ જ્ઞાતિ પ્રતાપ;
તેથી તેને તે ચાહે છે, હરઘડી જપતો જાય.

મે. કડી પ્રાંત પંચાયતના મેમ્બર સાહેબ.



શ્રીયુત મુખી પટેલ હલશીંગભાઇ મેઘરાજભાઇ મુ. ખારા.

DARMA VIJAYA PRESS. AHMEDABAD

# અર્પણપત્રિકા.

મહેરબાન ચોધરી પટેલોના ચોવીશીના ગોળના તમામ પંચ સમસ્ત તથા આગેવાન ભાઇઓને જણાવવામાં આવે છે કે આપ મુરબ્બી મારા પર ઘણો પ્રેમ ધરાવો છો તેવું મારા જાણવામાં છે ને તમોને પ્રભુની કથા ઘણી વહાલી છે તે વાત પણ મારાથી જરા અજાણી નહિ હોવાથી હાલમાં મારા તરફથી નવિન પ્રગટ કરવામાં આવેલું પુસ્તક નામે " મણીમાળા " આપના પુણ્યશાળી હસ્તકમળમાં ઘણા હર્ષ સાથે અર્પણ કરવામાં આવ્યું છે તેનો આપ મુરબ્બી ભાઇઓ સ્વિકાર કરશો એજ વિનંતી. તા. ૩-૧૨-૧૫ સંવત ૧૯૭૨ કારતક વદી ૧૧ શુક્રવાર.

દોહરો.

પુસ્તકના પ્રેમી સદા, ખરી વિદ્યાના જાણ;
પરમારથના કારણે, લેતા અડકી લહાણ.

લી. આપનો શુભેચ્છક.
**ભાવસાર જીવરામ બળદેવદાસ.**
મુ. ધીણોજ.

# " રા. રા. શ્રીયુત દલસીંગભાઈ ચોધરીનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર."

મેહેરબાન સાહેબો રા. રા. શ્રીયુત દલસીંગભાઈ મેઘરાભાઇ ચોધરી પટેલનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર લખતાં અમોને ઘણોજ આનંદ પ્રાપ્ત થાય છે, એમ અમોને કહ્યા વિના ચાલતું નથી કારણ કે એમનું ચરિત્ર બીજાઓને પણ ઘણું અનુગ્રહ કરવાને બોધ લેવા લાયક છે. તેટલા હેતુથી અત્રે ખાસ જગ્યા કરવામાં આવી છે કે તેમનું જોઇ બીજાઓ તેવા પ્રમાર્થનાં કામો કરવા ભાગ્યશાળી થાય તે અમારો મુખ્ય હેતુ છે.

તેમનું પવિત્ર કુટુંબ પ્રાગજીભાઇ લાખાભાઇના નામથી એમની આબરૂદાર કોમમાં સુપ્રખ્યાત છે ને તેમના વડીલો ગાયકવાડ મહારાજના છત્ર નિચેના કડી પ્રાંતમાં આવેલા ધીણોજ નામના પ્રખ્યાત ગામમાં ઘણી પેઢીથી વસતા હતા તેઓ ત્યાં કયાથી આવીને કઇ સાલમાં વસેલા તે બાબતનો તપાવ કરતાં કંઇ ચોકસ પુરાવો મળી આવતો નથી તેથી તે ત્યાંના જુના રહીસ હોય એમ અનુમાન થાય છે એમના પુર્વજો પરમાર જાતીના રજપુતો છે તેવું તેમના વંચા બારોટના ચોપડા ઉપરથી જણાઇ આવે છે તેમના કોમના કોઇએક મૂળ પુરૂષે કણબી જાતિની કન્યાનું હરણ કરી લાવી તે સાથે લગ્ન કરી આબુ નામના પહાડમાં અરબુદા દેવીના સરણે આવી રહેલા તેથી તેઓ આંજણા પટેલના નામથી ઓળખાય છે તે પહેલે એકલા આંજણાના નામથી ઓળખાતા હતા તેવી દંત કથા કેટલાક

વૃદ્ધ માણુસોના મોઢેથી સાંભળવામાં આવે છે ત્યારબાદ તેમના વડીલો ધાણોજમાં રહેતા હતા તે વખતે તેમનાં રહેવાનાં ઘરો હોળી ચકલાથી ઉગમણી બાજુએ નજીકમાં એક આગવો મ્હોલો હતો ને તે અદ્યાપિ કાયમજ છે ને તે મેઘરાજભાઇ ખારીઆના નામથી ઓળખાય છે તે મધે આવેલાં ઘરો હાલમાં કેટલીક બીજી કોમના લોકોના કબજામાં છે તેમના વડવાઓ તરફથી ગીરવી તથા વેચાંણ આપવામાં આવેલાં છે તે ઉપરાંત કેટલીક જમિન તેમના કબજામાં હાલ સુધી કાયમ પણ રહી છે ને તે કુટુંબનું હાલમાં કોઇ ધીણોજમાં વસ્તુ નથી તમામ આવી ખારા ગામે રહેલાં છે કારણ કે મજકુર પ્રાગજીભાઇના વખતમાં સદર ગામના પોતાની કોમના કેટલાક લોકો સાથે કંઇ કારણસર ખાનગી ખટપટ ચાલતી હતી તેથી કાયમની શાન્તી નહી મળવાથી મજકુર ગામનો ત્યાગ કરી લગભગ સંવત ૧૮૬૬ ના આરસામાં ત્યાંથી નિકળી આઠ મૈલના અંતરે આવેલા દક્ષીણ તરફના પ્રદેશમાં આવી નાનું ખારા નામનું ગામડું વાસી રહ્યા હતા તે ગામ અદ્યાપી પર્યંત આપણા ચરિત્ર નાયેકના પુન્યશાળી હાથ નિચે સુખ શાંન્તમાં હૈયાતિ ભોગવે છે તે પહેલાં ત્યાં વીકટ જંગલ હતું ને કેટલાક કોળી ઠાકરડા લોકોનાં થોડાં ઝુપડાં હતાં તે લોકો રસ્તે જતા આવતા. મુસાફર લોકોનો કીંમતી માલ લુંટી લઇ બહુ ત્રાસ આપતા હતા ને તેમના તાબે નહી થનારને સમુળગો દેહાંતદંડ દેવામાં આવતો હતો તેવો તે દુષ્ટ લોકોએ અત્યાચાર કરી ભારે જુલમ વરતાવી મુક્યો હતો તેવું વૃદ્ધ માણસો તરફથી કહેવામાં આવે છે પણ જ્યારથી પ્રાગજીભાઇ મુખીએ તે ગામ ગાયકવાડ મહારાજની કૃપાદ્રષ્ટીથી વાસ્યું ને પોતે બહાદુરને સુરવિર હોવાથી બળ તથા બુદ્ધિનો સામટો ઉપયોગ કરવાથી થોડે થોડે તે લુંટારા લોકોને

પોતાના કાબુમાં લેઇ વસ કરી લીધા ને તમામ ચોરીનું કામ અટકાવામાં આવ્યું ને પ્રદેશી મુસાફરોને આવજા કરવાનો માર્ગ નિશકંટક (બીક વગરનો) ખુલ્લો થયો તેથી રાજ તરફથી તેમને સારો આવકાર આપવામાં આવ્યો તેથી તેમના કેટલાક વીરોધી લોકોને તે વાત પસંદ નહી પડવાથી તેમના ઉપર અદેખાઇ કરતા હતા તેમ ઠાકરડા લોકોનું પણ કંઇ નહી ચાલી શકવાથી વેરની લાંગણી તો હમેશના માટે કાયમજ રહ્યા કરતી હતી ને તે લાંબા વખત સુધી ચાલી પણ આવી.

હવે એમના ઘેર હરીબાઇ નામે ગુણીયેલ ને સ્વરૂપનો ભંડાર પવિત્રનેતા સાધવી સ્રી હતાં તે બોરીઆવીના મુખી પટેલ ઉમેદભાઇ જીવણભાઇનાં સગાં બ્હેન થતાં હતાં તથા તેમને બીજાં એક સ્રી હતાં. તેમનું પીયેર પાટણવાડામાંના મોટેબ નામના ગામે થાલું હતું તે બાઇના પેટે સાંમતાભાઇ નામે પુત્ર થયા હતા તેમના વંશજો હાલ મજકુર બ્યારા ગામમાં વસે છે ને પ્રથમનાં બાઇ હરીબાઇના પેટે મેઘરાજભાઇનો જન્મ થયો તે આપણા માનવંત દલસીંગભાઇના પુજ્ય પીતાશ્રી થતા હતા એમની હયાતીમાં એમના પીતાજી પ્રાગજીભાઇ દેવલોક થવાથી ને પોતે બડા કાબેલ ને હોંશીઆર હોવાથી પોતાના પીતાના મુખીપણાનો હોદો પોતાના હાથમાં લીધો તે વખતે પણ વીરોધી પક્ષ તરફથી ઘણી પજવણી કરવામાં આવી હતી પણ સદરહુ મહાપુરૂષના ભાગ્યોદય આગળ કોઇનું કંઇ ચાલ્યું નહી ને સર્વ નિરાશ થઇ ચે કે ચું કર્યા વિના મુંગે મોઢે તેમના હાથ નિચે રહી કચડાયા કરતા હતા તેમના ઘરે જતનબા નામે સુવ્રતા સાધવી પ્રતિવ્રતા સ્રી હતાં તે બાઇ તેજ ગામના ચોધરી હરીભાઇના માનીતા દીકરી થતાં હતાં તેમનુ કુટુંબ પણ ઘણું સારૂને ખાનદાન ગણાતું

હતું ને હાલમાં પણ તેવીજ સારી જાહોજલાલી ભોગવે છે. એમની પવિત્ર કુખે લાલજીભાઇ, જેસીંગભાઇ, માણુભાઇ, સવજીભાઇ તથા આપણા ચરિત્ર ભૂષણ માનવંત દલસીંગભાઇ એમ ક્રમવાર પાંચ પૂત્રોને રૂપાંબાને સૂળીબા મળી એકંદર સાત સંતાનનો જન્મ આપવામાં આવ્યો હતો તે તમામ એક એક કરતાં સદ્ગુણમાં વિશેષ ચડીઆતાં નિવડયાં હતાં તે પોતે મોટાં કુટુંબ સાથે સારી જાહોજલાલી ભોગવતા હતા તેવી રીતે એશઆરામ ભોગવતાં લાંબો વખત ચાલી ગયો તેની જરા ખબર પણ પડી નહી ત્યારબાદ સંવત ૧૯૫૦ ની સાલમાં તેમના પવિત્ર પીતાશ્રી મેઘરાજજી ને સંવત ૧૯૫૧ ની સાલમાં પૂજ્ય માતુશ્રી જતંનબાનો એમ બન્નેનો સગ્નેડે એકાએક સ્વર્ગવાસ થવાથી એમના વાત્સળ સ્નેહના લીધે સદરહુ કુટુંબમાં ભારે ગમગીની ઉત્પન્ન થઇ હતી તેઓશ્રી વયોવૃદ્ધ હતાં તે વાસ્તવિક છે પણ મહુમતાળુ માતુ પીતાનો સ્નેહ તે આ દુનિયયામાં ઓરજ પ્રકારનો હોવાથી કોઇ કુપીણુથી પણ વિસરાય તેવો નથી તે સર્વેને યાદજ હશે તેથી અહીં વધારે લખવાની અવસ્યક્તા જોતા નથી ને તેથીજ તેમને મોટી દીલગીરી હમેશાં થયાજ કરતી હતી તે સ્વાભાવિક છે તેમના પાછળ એમની ગ્નાતિ રીવાજ પ્રમાણે પોતાની કોમમાં એક મોટી રકમ ખર્ચ કરી ઉમદા જમણુ કરવામાં આવ્યું હતું તેમ ધર્માદા રકમ પણ સારી વાપરવામાં આવી હતી પરંતુ તેમના સ્નેહનું દુઃખતો તેમને જેવુંને તેવું સાલ્યાજ કરતું હતું ને કહેતા કે મહુમતાળુ માતપીતા ફરી તમાર મુખારવિંદનાં પવિત્ર દરસણ મને આ જન્મમાં થવાનાં નથી તેમ કહી તેમનાથી રોવાળી જવાતુ હતું હવે પીતાશ્રીનું અવસાન થવાથી મતાદારીનો કારોબાર તેમના વડીલ બંધુ લાલજીભાઇના હાથમાં આવ્યો પણ તે લાંબો વખત ટકવા પામ્યો નહી કારણ કે

પ્રભુની મતી વિચિત્ર છે એટલે તે તેની ઇચ્છાના આધિન થઇને સંવત ૧૯૫૨ ના કારતક સુદી ૧ ના રોજે કુદરતના કાયદાને માન આપી આફાની દુનિયાં છોડી દઇ પવિત્ર ઇશ્વરના દરબારમાં એકાએક ચાલી ગયા એથી મજકુર કુટુંબ ઘણું નારાજ બની ગયું તે દુઃખનો થોડે થોડે વાસ્તવિક રીતે વીસારો પડયો પણ અંતઃકરણમાં તો તેનો ઊંડો ધખારો થયાજ કરતો હતો ત્યારપછે મુખીપણાની લગામ ખુદ પોતાના હાથમાં આવી ત્યાંથી તે હકીકત પડતી મુકામવાં આવે છે તે આગળ ઉપર કહેવામાં આવશે.

"પોતેશ્રીનું બાળચરિત્ર તથા બીજા બનાવો."

હવે તે મહાપુરૂષનો જન્મ સંવત ૧૯૨૬ ના આસો વદી ૭ સોમવાર તા. ૧૭–૧૦–૧૮૭૦ ના રોજે અભય નક્ષત્રમાં ખારા ગામે થયો હતો કહેવત છે કે પુત્રનાં લક્ષણ પારણામાંથી પરખાઇ આવેછે તેવી રીતે તે બાળક હતા ત્યારથીજ ઘણા ચકોરને દેખાવડા જણાઇ આવતા હતા ને બાર માસની ઉમ્મર થઇ એટલામાં તો થોડું થોડું ચાલતાં ને મનને આનંદ આપે તેવું મધુરને કાલું કાલું બોલતાં શીખ્યા ને બેત્રણ વરસના અરસામાં ૭ સાત વરસના બાળકની પેઠે મનને રમુજ ઉપજે તેવાં નૌતમ ચરિત્ર કરી સૌના મનનુ પોતા તરફ આકર્ષણ કરવા લાગ્યા તે જોઇ સર્વેને સાંન્તિ થવા માંડી તેવી તેમની હસમુખી કાન્તિ જોઇ માતપીતા વગેરે સહકુટુંબ તથા પ્રજાજનો ઘણાં આનંદી બન્યા વિના રહેતાં નહી તેવી તેમની મોહકને હસામણી સ્નેહાળ મુખમુદ્રા હતી તેથી તે પોતાનું અહોભાગ્ય સમજી પોતાના દીવસો આનંદમાં પસાર કરતાં હતાં ને વારે વારે કહેતાં કે આપણા ઘેર આ કોઇ દેવ અવતર્યો છે તે વિના હવો રૂપાળો હોય ક્યાંથી તેવી તે વાતો કર્યા કરતાં હતાં તેવો રત્ન જેવો દેખાવડો પુત્ર જોઇ તેઓ

ને તેવો સ્વભાવિક આનંદ હમેશાં થયા કરતો હતો ને કહેતાં કે આ દીકરો જ્યારે મોટો થશે ત્યારે આપણી કીરતીમાં ઘણો મોટો વધારો કર્યા વિના રહે છે નહી તેથી તે નંદ્ય જસોદાનીપેઠે ઘણા ખુશી થયા કરતાં હતાં ને થયું છે પણ એમ એટલે એમની ધારેલી ધારણા કૃપાળુ પ્રભુએ પાર પાડી છે ત્યારપછી પાંચ છ વરસની ઉમ્મર થઇ એટલામાં તો તે તોફાનીને ઘણા રમતીઆળ થયા ને પછે તેમના સમાન વયના સોબતીયાઓ સાથે રમત કરવા લાગ્યા તેમાં તે સૌથી અગ્રેસર ગ-ણાતા હતા ને હમેશાં એક બે છોકરાઓને માર મારી રડાવ્યા વિના ચાલતું નહિ તેથી દિન રોજ એમનાં ભલાં માબાપોને સામાના મા-બાપોના ભારે ઠપકા ખમવા પડતા હતા પણ તે તકરાર કંઈ વૈરની લાગણીથી ઉત્પન્ન કરવામાં આવતી નહિ. લીલા માત્ર સમજવું તેમ કરતાં દસ વરસની ઉમ્મરના થઈ આવ્યા તે અરસામાં તેજ ગામે બાવા ધનેશ્વર રામધરના હાથ નીચે તેમને વિદ્યાભ્યાસ કરવા સારૂં નિશાળે બેસારવામાં આવ્યા તે વખતે ખાનગી ગામઠી શાળાઓ ચાલતી હતી ત્યાં રહી કેટલોક અભ્યાસ કર્યો ત્યાર પછી ઓટાણા ગામે સરકારી શાળામાં મગનલાલ માસ્તરની દેખરેખ નીચે દાખલ કરવામાં આવ્યા ને ત્યાર બાદ અંબાસણ ગામે મગનલાલ કીરપાશંકર મહેતની પાસે ને છેવટે બલોલ ગામે સરકારી શાળામાં કાબેલ મા-સ્તરના હાથ નીચે અભ્યાસ કરી સરકારી છઠ્ઠા ધોરણમાં પહેલા નંબરે પાસ થઇ સર્ટીફીકેટ પણ મેળવ્યું, ત્યાર પછી ઘેર આવ્યા.

### " ચરિત્ર પુરૂષનો ઘર સંસાર. "

હવે તે ચૌદ વરસની કીસોર ઉમ્મરના થયા તે અરસામાં પ્રથમ ગામ મરેડાના ચોધરી હીરાભાઈ ભગવાનભાઇનાં બ્હેન વારીબા સાથે લગ્ન કરવામાં આવ્યું પણ તે બાઈના કમભાગે તેમનો ઓડ

દિવસમાં સ્વર્ગવાસ થવાથી ધીણોજના રહીશ ચોધરી વીરસીંગભાઇ મોકમભાઇ સાખે કમણીઆનાં સુશિળ ને પવિત્ર પુત્રી રતનબા સાથે બીજુ લગ્ન સંવત ૧૯૪૨ ની સાલમાં કરવામાં આવ્યું, તે બાઇ તેમના નામ પ્રમાણે તેવા ઉમદા તમામ ગુણો ધરાવે છે ને તે ઘણાં શાણાં, સાદાં ને માયાળુ સ્વભાવનાં હસમુખાં છે. તેમની પવિત્ર કુખે રામશીંગભાઇ તખતબા તથા ચિરંજીવી કુળદીપક ગુમાનસીંગ ઉર્ફે બબાભાઇ એમ ત્રણ સંતાનનો જન્મ થયો તેમાંથી જેષ્ટ પુત્ર રામશીંગભાઇ બાર તેર વરસની કુમળી યુવાન વયમાં એકાએક સ્વર્ગવાસ થવાથી તે વખતે તેમને તથા તેમના બહોળા કુટુંબને ઇશ્વરના ઘરનો ગેબી ફટકો લાગવાથી ઘણુંજ અસહ્ય દુઃખ ખમવું પડયું હતું, તેમ કબૂલ કર્યા વિના અમને પણ ચાલતું નથી. એવો તે કોણ કઠણ હૃદયનો હોય કે પોતાના વ્હાલા પુત્રનું અકાળે કમકમાટી ઉપજાવે તેવું મૃત્યુ થવાથી તેવું દુઃખ ન થાય, પણ તે ઘણા મંદ સ્વભાવના છે. તે સાથે પુરા જ્ઞાની હોવાથી સારાસારનો વિચાર કરી માલેકની મરજી સમજીને તમામ કલ્પાંત છોડી દેઇ પોતાનો કારોબાર આગળ ચલાવવા માંડયો હવે તખતબાને મેસાણા તાલુકાના ગામ ચીતરોડાના પરાના રહીશ ચોધરી ધેમરભાઇ વીરસીંગભાઇની સાથે લગ્ન કરી આપવામાં આવ્યું છે તે બાઇ તેના સાસરે પોતાનું ઘર કરી રહેલી છે. હવે બબાભાઇનો જન્મ સંવત ૧૯૫૨ ના બીજા જેઠ વદી ૪ સોમવાર તા. ૨૯-૫-૧૮૯૬ ના રોજે શુભ નક્ષત્રમાં થયો હતો તે પણ પોતાના પિતાના પ્રમાણે દેખાવડા ને શાન્ત સ્વભાવના દીલખુશ દીપી નીકળ્યા છે ને ગુણમાં પણ સમાન છે. તેમનું પહેલું લગ્ન બોરીઆવીના ચોધરી મોતીબાઇ વહાલજીભાઇની ડાહી પુત્રી સોનાબા સાથે કરવામાં આવ્યું છે ને બીજું લગ્ન તેજ ગામના રહીશ ચોધરી ખુમાભાઇ કહાંનજીભાઇની

ગંગા સમાન દીકરી વારીબા સાથે કરવામાં આવ્યું છે પણ તે કામમાં તે મુખીની મોટી ભયંકર ભુલ અમને જણાઇ આવે છે. તેવી રીતે વિના કારણે પોતાના પ્યારા પુત્રને બેડી વળગાડી છે તે બાજબી કર્યું નથી. તે વાત અમારે બીજાઓને ધડા લેવા સારૂં શરમ તોડી લખવી પડે છે કે ફરીથી કોઇ તેવી ભુલો કરે નહી, આ વાત કોઇ નબળા ભેજાના શુંન્ય મગજના ટૂંક બુદ્ધિના માણસને સમજી શકાય નહીં તેવી તે ઝીણી છે. એ તો જેને અનુભવ થયો હોય તેજ સમજી શકે તેમ છે પણ આ કામ કરવાથી તેમના થયેલી ભુલ તેમને પાછળથી પુરેપુરી સમજાઇ છે તેથી તે પોતાને મોઢે પણ કબુલ કરે છે ને કહે છે કે હવે હું નિરૂપાય છું એમ કહી માફી માગે છે કારણ કે મનુષ્ય માત્ર ભુલના પાત્ર છે તેવું સમજી તેમના થયેલા દોષ સામું જોવાનું નથી એ અમારી સર્વે પ્રત્યે સાચી સલાહ છે તેઓઓ સૌને સંપથી ચાલવાનો સારો બંદોબસ્ત કરશે, શાથી કે સર્વે વાતે પહોંચી વળવા સામર્થ્ય છે તેથી કંઇ પણ હરકત આવશે નહિ. હવે તે બબાભાઇની નાની સ્ત્રી વારીબાથી એક પુત્રીનો જન્મ આપવામાં આવ્યો છે તેનું નામ મેનાબા રાખવામાં આવ્યું છે તે બાઇ ઘણી ચંચળ, દેખાવડી ને રૂપાળી છે તે વાત અહીંથી સમાપ્ત કરવામાં આવે છે. બાદ ઉપરની બીના વાંચી ખુદ મુખીએ પણ અમારા ઉપર ક્રોધ કરવો નહિ કારણ કે સત્ય વાત છુપાવવી નહિ જોઇએ, તે લેખકનો ધર્મ છે ને આપ તો તે ધર્મની સાક્ષાત મૂર્તિ છો તેથી નિડરપણેથી લખવામાં આવ્યું છે તેથી વધુ કહેવાની જરૂર જણાતી નથી માટે અહીં વીરામું છું.

ત્યાર બાદ લાલજીભાઇનો કુવખતે સ્વર્ગવાસ થવાથી સંવત ૧૯૫૨ ની સાલથી ઘર તથા મતાદારીના કામનો વિકટ બોજો આપણા

શ્રીયુત દલસીંગભાઇ ઉપર આવી પડયો છે તે તરફ વળીશું, કારણ કે તે મારગે ગયાવિના આપણો છુટકો થાય તેમ નથી પ્રથમ તો તેમને સારી પેઠે ગભરામણ થવા લાગી કારણ કે બંધવ જેવી બેલ એકદમ પોતાના પડખામાંથી ઉઠી ચાલી જાય તેથી તેમ થાય તે સ્વભાવિક છે પણ પોતે ઘણા કાબેલ ને અનુમતિ હોવાથી હીંમત હાર્યા નહિ તે વખતે પણ મતાદારીના કામમાં કેટલાક સામા પક્ષવાળા તરફથી મોટી મુશ્કેલી ઉભી કરવામાં આવી હતી ને ઠેઠ સરકારી અદાલત સુધી કામ ચલાવવામાં આવ્યું હતું ને છેવટે હજુર સુધી પણ વિવાદ કરવામાં આવ્યો હતો પણ ઇશ્વર આનુકુળ હોવાથી તેમાં તે ફત્તેહમંદ થયા હતા ને સામો પક્ષ હારી ગયો ને તેમના હાથ સદા માટે હેઠા પડ્યા, પણ તે કામમાં ગામ બોરીઆવ'ના મુખી પટેલ મોતીભાઇ સવજીભાઈ ચોધરીએ એમને ઘણી કીંમતી મદદ આપી હતી ને તેમના પ્રતાપથીજ તે હાલમાં સુખ શાન્તિ ભોગવે છે તેવું તે પોતાના માઢેથી કબૂલ કરે છે ને તે મોતીભાઇ હાલમાં શ્રી કૈલાસવાસી થએલા છે. છતાંએ એમનો ઉપકાર વીસરતા નથી ને કહે છે કે હું એમનો રૂણી છું. (એટલે એમનો કંઇ પણ બદલો વાળી શક્યો નથી.) તે વાતે સામાના કામની સારી કદર પીછાણનાર વિવેકી પુરૂષ છે તે ઉપરની હકીકતથી બરોબર સમજાય છે. સદર દલસીંગભાઇએ સંવત ૧૯૫૨ ની સાલમાં મેસાણા મુકામે વહીવટદાર સાહેબના હાથ નીચે રહી પ્રથમ પટેલની પરીક્ષા આપી પાસ થયા ત્યાર બાદ થોડે થોડે એમની હુંશીઆરી ઘણી આગળ વધતી ચાલી ને મોટા મોટા ઓફીસર અમલદારો પાસે આવતા જતા થયા ને પોતાનું તમામ દફતરી કામ સર્વેને ચોખ્ખુ જણાઇ આવવાથી નાનાથી તે મોટા તમામ અમલદાર વર્ગની તેમના પર સંપૂર્ણ મહેરબાની કીસમત યોગે એકા-

એક ઉતરી આવી ને સૌને વહાલા લાગવા માંડ્યા તેથી પ્રથમ ગામ પંચાયતના અધ્યક્ષને પછી તાલુકા પંચાયતના મેમ્બર ને મધ્યસ્થ પંચ પણ થયા ત્યાંર કેડે કડી પ્રાંત પંચાયત અને સહાયકારી મંડળીના મેમ્બર પણ નિમવામાં આવ્યા છે એમ ક્રમે ક્રમે એમની ડીગ્રીઓ આગળ વધતી ગઈ તેમ પોતાની પવિત્ર જ્ઞાતિમાં પણ સૌથી અગ્રેસર તરીકે ગણવામાં આવે છે તેમ બીજી તમામ કોમોમાં પણ તેમનો ઘણો સારો માન મરતબો જળવાય છે તે સર્વે કંઇ કોઇની ખુશામત કરી મેળવ્યો નથી પણ પોતાની લાયકાતને વિનય સ્વભાવથી સૌનાં મન પોતા તરફ આકર્ષણ કરી સર્વેને ભુલાવામાં નાંખ્યા છે તે કુદરતની મોટી બક્ષીસ સમજવી તેવી રીતે વિજયવંત થઇ સર્વેને પોતાનાં વહાલાં કરી લેવાં તે કામ કંઇ જેવું તેવું કે સાધારણ માણસનું નથી કે વ્હાણું વાય ને પોતાની પાછળ સેંકડો માણસો તેમનો પવિત્ર પ્યાર મેળવવા સારૂ આંટા મારતા નજરે જોવામાં આવે એ શું ઓછી વાત છે. તેવી રીતે પોતાની વાહાલી જ્ઞાતિમાં પણ સર્વે પર વિજય મેળવી શક્યા છે વળી પોતાના ગામમાં પણ અગ્રેસર કહેવાતા હોવાથી સર્વ ભાઇઓને અનેક તરેહનાં લાડ લડાવે જાય છે તેથી તમામ પ્રજા તથા સામા પક્ષવાળા વિરોધી ભાઇઓ પોતાનું જુનું વૈર સદાના માટે વિસારી મૂકી એમના યશો જ્ઞાનનાં ગીત હમેશાં ઘણા ઉમંગથી ગાયા કરે છે તેવો તે ભાઇઓએ એમના પોતાના વિવેકમાં ઘણો વધારો કર્યો છે તેથી તેમને પણ મારા તરફથી ઘણો ધન્યવાદ આપવામાં આવે છે તેમ તમામ ગામના લોકો પૈસે ટકે ઇજત આબરૂમાં પણ તે મુખી પટેલના ઉમદા સહવાસથી સારી રીતે સુખી હાલતમાં નજરે જોવામાં આવે છે તે વાતનો મને પણ થોડો જાતી અનુભવ થએલો છે. વળી તેઓને વધુ સુખી કરવા સારૂ સર-

કાર તરફથી પોતાની જાત મહેનત કરી પાણી પીવા માટે એક મોટો કુવો બંધાવવામાં આવ્યો છે તથા તલાવ પણ ખોદાવવામાં ભુલ્યા નથી તે વિના પંચાયત નામનું એક નાનકડું ને સુશોભિત મકાન સર્વ ભાઇઓને બેસવા માટે ખાસ જૂદું બાંધવામાં આવ્યું છે તેવું કાંઇ બીજા નાના ગામમાં ભાગ્યેજ હશે. તે શીવાય લાયબ્રેરિ કરી સારા પુસ્તકનો મોટો જથ્થો એકઠો કરી ઉમદા જ્ઞાનના વાંચનનો કીંમતી ખજાનો સૌના સારૂ કરી આપવા ચૂક્યા નથી. તેથી ગામની શોભામાં બહુજ વધારો જણાઇ આવે છે તે પૈકી છોકરા–છોકરીઓને ભણાવવા સારૂં શાળા બાંધવાનું કામ થોડા દિવસમાં થશે. તેમાં તેમના તરફથી રૂ. ૫૦૧) આપવામાં આવ્યા છે ને રૂ. ૪૦૦૦)ની સરકારમાંથી મદદ મળી છે તેથી થોડા વખતમાં તૈયાર થશે તેવી તેમના તરફથી પેરવી હરગીજ ચાલુ છે. ને હાલમાં તેમની પાસે એક લાખ રૂપીયા ઉપરાંતનું મોટું ગંજાવર ભંડોળ છે તેવું બીજા ગામ લોકોનું અનુમાન છે છતાં તેમને તે વાતનો કે બીજા એમના કોઇ પણ સારા કરેલા કામનો જરાએ અભિમાન કે ગર્વ જણાઇ આવતો નથી તે એમના ઉમદા સદ્‌ગુણોની પુરી નિશાની સમજાય છે એક બાજુએ સરકારી કામકાજમાં જેવા તે એકા છે તેવી રીતે તેનાથી પણ અધિક પરમાર્થના કામમાં વિશેષ પ્રીતિ ધરાવે છે વળી હમેશાં ચાર પાંચ માણસો બહાર ગામથી આવેલાં તેમના ત્યાં મિષ્ટાન જમનાર કાયમજ હોય છે. તેમ હમેશાં બે રૂપીઆનું બીજું ફાલતું ખર્ચ થયા કરે છે તે શાવાય વૈદકના કામમાં પણ ઘણા બાહોશ ને હોંશીયાર હોવાથી બહાર ગામથી ઘણા દુઃખી લોકો પોતાના દુઃખમાંથી મુક્ત થવા સારૂં હમેશાં ચાલ્યા આવે છે ને આવનાર લોકોને પોતા તરફથી જેમ પોતાનાં બીજાં વાહાલાં સગાંઓ મળવા આવે તેમને જેવા હર્ષથી

આવકાર આપવામાં આવે છે તેના કરતાં પણ અધિક તે દર્દીઓપર
પ્રેમ દર્શાવવામાં આવે છે ને તેમની પાસેથી કંઇ પણ ફીની રકમ નહીં
લેતાં પોતાના ઘરનાં નાણાં ખરચી મફત દવા કરવામાં આવે છે તે
સાથે તેમને જમવાની સગવડ પણ સારી સાચવવામાં આવે છે ને
કેટલાક ભયંકર દરદોમાં તો, ને દરદીના ઘરનાં માણસો કંટાળી જઈ
તેના સામુંએ જોતાં નથી તેવાં તે પરૂપચ્ચ વહેવાથી દુર્ગંધ મારતાં
થઇ ગયેલાં હોય છે તેવાઓની સુગ નહિ લાવતાં પોતાની જાતે પ્રસન્ન
સુખે તે રોગીને હાથે વતી ધોઇ સાફ કરી દવાઓ ચોપડી પાટાઓ
બાંધે છે તેવા તે પરોપકારી ને દયાળુ સ્વભાવના છે.
તે ઉપરની બીનાથી સમપૂર્ણ સમજાય છે વળી ધીણોજ ગામે સંવત
૧૯૭૧ ની સાલમાં પોતાની કબજા માલકીની રૂપૈયા પાંચસોની કીંમ-
તના આસરાની ગામ ઠાણની પડતર જમીન ધરમાદા કામમાં વાપ-
રવા સારૂ મહંત સીતાસરણ રામસરણને બક્ષીસ તરીકે તેમના તર-
ફથી આપવામાં આવી છે તેથી એમની ઉદારતા કેવી છે તે સ્પષ્ટ
જણાઈ આવે છે વળી પોતાની જાહૂકિગાના પરતાપથી ધીણોજની
પોતાના વડીલો તરફની જે ખાનગી ખટપટ ચાલતી હતી તે પણ
તેમને મળીને માંડી વાળવામાં આવી છે ને એમની સાથે પણ સારા-
ભાઇઓચારાથી વરતે છે ને સદા એમનું ભલું ઇચ્છા તતપર રહે છે
વળી સંવત ૧૯૫૫ ની સાલમાં રૂ ૧૫૦૦) ભાગી ગામ વચ્ચે મોટા
મેડીબંધ મહાડ બંધાવવામાં આવ્યો છે ને તેજ સાલમાં રૂ ૧૨૦૦
ના ખર્ચે નિલકંઠ મહાદેવમાં ઉત્તર બાજુએ સારી ઉપયોગી ધર્મશાળા
બાંધવામાં આવી છે ને સંવત ૧૯૫૭ ની સાલમાં તે મજકુર મહા-
દેવનું મોટા ખર્ચ કરી પથ્થરનું દેવળ બંધાવ્યું છે ફરી તેજ વરસમાં
પોતાની બહોળી જ્ઞાતિનું આમંત્રણ કરી રૂ ૪૦૦૦) ખરચતા કરી

ચોખળું કરવામાં આવ્યું હતું ને ૧૯૬૦ માં રૂ ૫૦૦) ભાગી ગામ વચ્ચે ચકલાંને દાણા નાખવા સારૂ ચબુત્રો બંધાવ્યો છે ને સંવત ૧૯૬૪ માં શ્રી ચાચરમાતા હરસિદ્ધમાતા કાળીકામાતા વેરાઇમાતા તથા ટસવાના ગોગાનું એમ પંચદેવાલય સાથે બંધાવવામાં આવ્યા છે તે પણ ભુલવા જેવું નથી સંવત ૧૯૬૬ ની સાલે રૂ ૧૦૦૦) ની મોટી રકમ ખર્ચી ગામના નજીકમાં કાળકામાતા પાસે એક સારો કુવો બંધાવ્યો છે તે પૈકી તલાવ વચ્ચે ૧૫૦) ફુટની ઉંડાઇમાં આવેલો પ્રાચિનકાળનો જુનો કુવો રૂ ૬૦૦) ખરચી તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો છે રૂપૈઆ સંવત ૧૯૭૨ ની સાલમાં ભાગવામાં આવ્યો છે તેવાં તે સેંકડો પરમારથનાં કામો કર્યા કરે છે પણ જરાએ પાછી પાની કરતા નથી. એમ છતાં નહી ફુલાતાં પોતે કહે છે કે હું તો મારી ફરજ માત્ર અદા કરૂં છું એથી કંઇ વધુ કરતો નથી આમાં મારે શું લેવાદેવા છે કે નાહકનો બોજ માથે તાણી લેઇ ભારે મર્યા કરૂં હું તો એક પેટીઓ ને પ્રભુનો ચાકર છું આ ઉપરથી તે છેક નિરાભીમાની છે તેવું સંપૂર્ણ સાબીત થાયછે તેમ પોતાના ઘેર ખેતીનું કામ તથા બીજા નાના મોટા ઘણા ધંધા છે તેમાં પણ તે બીજાઓની પેઠે ગાદીપર પડયા પડયા નહિ આલોટતાં જાતી દેખરેખથી પાસે રહીને ઘણી ચોકસાઇથી ખંત રાખી કામ કરાવે છે ને વખતે જાતે પણ કરેછે તે વાતે મદ વગરના મજબુત ને આળસ વગરના છે અહો હો હો શું એમની ચાતુરી કાર્ય કુશળતા તેના માટે તો જે કંઇ વખાણ કરવાં જોઇએ તેની અમારી કલમમાં બીલકુલ તાકાત નથી તેથી લાચાર થઇ અટકી રહેવું પડે છે તેવા તેમને જગત નિયંતા પ્રભુએ સારા ગુણ આપેલા છે તે એમના ભાગ્યની નિશાની સમજવી. વળી તે મહાશય તરફથી કેટલાક ઝેરી સર્પોને સાકરીયાં દુધો કઢી પાવામાં

આવ્યાં છે છતાં તેમના જાતી સ્વભાવના લીધે તે ફણીધરો ડંખ મારવા ચુકયા નથી તોહે તે મનમાં ના લાવતાં તેનના અવગુણ સામું જોતા નથી જો તે ધારે તો તેમના રહેવાના રાફડા તોડી પાડે તેમ છે પણ એવું કઠીણ સાહસ સહન કરવાની અજબ શક્તિ ધરાવે છે તેથી કંઇપણ કરવામાં આવતું નથી આ વાતમાં તેવા સર્પોએ પણ વિચાર કરવા જેવું છે કે પોતાનું વિષ સદાના માટે ત્યાગ કરવું જોઇએ તો તમારી પણ એમના પ્રમાણે વાહવા કહેવામાં આવશે. તેવા સર્પો ગુણ ઉપર અવગુણ કરનારા હોય તેવાઓને સમજવા.

## "એમના ઉપર પડવામાં આવેલી આફતોનો જાણવાજોગ હેવાલ."

એવી રીતે તમામ કામમાં એમની માયાળુ વર્તણુકથી સર્વે લોકો એમને ચાહે છે તે અમારે કબુલ કર્યા વિના ચાલે તેમ નથી તેવી રીતે લોકો તેમનાપર માનની લાગણી ધરાવે છે તેમ એમના ગુપ્ત દુસ્મનો પણ કંઈ થોડા નથી તે વાત બનેલા બનાવોપરથી સ્પષ્ટ સમજાય છે પણ તે ઓળખાઇ આવ્યા નથી પણ તે જીવ લેવાની કોશેષ કર્યા કરે છે તે નિરવિવાદ છે પ્રથમ સંવત ૧૯૫૪ ની સાલમાં તેઓશ્રી સામેત્રાને હેડોંવાના સીમાડા વચ્ચે થઇને આવતા હતા તેવામાં તે બદમાસ લોકોએ છેટેથી મોપટા બાંધી હાથમાં નગ્ન તલવાર પકડી ખુન કરવાના ઇરાદેથી તેમના પુંઠે પડયા હતા તેથી તે ઘણીજ ગભરામણમાં આવી પડયા ને બચવાની આસા નહોતી પણ સારા નસીબે પાસલથી અકસમાત મગરોડાના ચોધરી ગલાબ ડેહર એકદમ આવી પોકવાથી તેમના અમુલ્ય જીવનો બચાવ થયો હતો અને તે હરામખોરો નાશી ગયા તારપછે સંવત ૧૯૫૫ ની સાલમાં કોઇ કામ

સર તેમનું વિસનગર જાવું થયેલું ત્યાં એમના માટે જમણમાં દગો કરવામાં આવેલો પણ ઇશ્વરે તેમાંથી તેમને બચાવી લીધા હતા ને બાળપણામાં પણ એક બે વખતે પાણીની ઘાતમાંથી બચાવ થયો હતો તે વિના એકંદરે નાના મોટી પચીશથી ત્રીસ ઘાતો તે વટાવી ગયેલા છે છેવટ સંવત ૧૯૭૦ ની સાલમાં પોતાના રહેવાના ગામમાં તલાવની પાશે મહાદેવનું દેવાલય છે ત્યાં સાંજની વખતે દરશન કરવા સારૂ હમેશના નિયમ પ્રમાણે ગયેલા ને ત્યાંથી ઘર તરફ પાછા ફરતાં કોઇ હરામીએ પાછળથી આવી બંધુકનો બહાર કર્યો પણ સારા નસીબે ગોળી આડી ચાલી ગઇ ને આવેલા વિઘ્નમાંથી બચી જવાયુ ને તે હરામી જોતજોતામાં નાસી ગયો તે હજુએ પકડાયો નથી વળી તેજ વરસમાં પોતાના ઘેર બેઠકમાં બેઠા બેઠા પોતાની રીવોલરને ઘસી સાફ કરતા હતા તેવામાં તે એકદમ ફુટી મોટો ધડાકો થઇ જબરો અકસમાત થયો તેથી બાજુમાં પડેલો સઘળો દારૂ સળગી ઉઠવાથી તેમાં તેમનું શરીર દાઝવામાં આવ્યું ને બેભાન થયા પણ કૃપાળુ ઇશ્વરે આખરે દોઢ માસ જેટલો લાંબો વખત માંદગી ભોગવાવી તેમાંથી બચાવી લીધા આવી રીતે ઘણી આફતો તેમના ઉપર પડવા છતાં વખતોવખત તેમનો જે બચાવ થવામાં આવ્યો છે તે બધો પ્રતાપ એમના કરેલા પરમાર્થનો સમજવો એમ અમારૂં માનવું ખોટું નથી નહીતો વારેવારે બચાવ થવો તે બનવા જેવું નથી માટે બીજા સૌ ભાંઇઓએ તેમના રસ્તે ચાલવું તે મારી તમોને શુભ સલાહ છે કે જેથી પરમેશ્વર તમારૂ ભલું કરશે વળી તે તમામ જાતની ખટપટો કરી જાણે છે તેમાં જેવા તે એક્કા છે તેવા ઇશ્વરને જાણવાના કામમાં પણ કંઇ કાચા નથી ને તમામ શાસ્ત્રોનો અભ્યાસ તેમને ઉપર ઉપરથી સારી રીતે કરી લીધો છે તેમ કાશી જેવા પવિત્ર ધા-

મની જાત્રા પણ મોટા ખર્ચ કરવા ચુક્યા નથી ને તેની અંદર રસ્તા માં આવતાં તમામ તિર્થો પણ વિધીસર કર્યા છે તે શિવાય પોતાની વહાલી કોમને ઊંચે દરજ્જે ચઢાવવા સારૂ તનતોડ મહેનત કરે જાય છે ને કહે છે કે મહારા ભોળાને અજ્ઞાન વહાલા જ્ઞાતિ બંધુઓ ઘોર અંધકારમાં પડ્યા રહી દુનિયાદારીનાં નાના પ્રકારનાં અગણીત દુઃખો ક્યાં સુધી ભોગવ્યા કરેછે ને તેમાંથી મુક્ત થઇ સુખ ભોગવતા તે ક્યારે થશે તેવા સારા દીવસો હું નજરે ક્યારે જોઇશ તેવી તે બેહદ કાળજી ધરાવે છે ને તેમને ઉત્તમ ઉપદેશ કરી સારા માર્ગે ચડાવા સારૂ વરસોવરસ પોતાની કોમનું પંચ ભેગુ કરી ચાલું સુધારા કર્યા જાય છે ને આ પુસ્તક પણ તેમની પછાત કોમની ઉન્નતિ અર્થે નવિન તૈયાર કરાવવામાં આવ્યું છે ને તેમની પવિત્ર જ્ઞાતિને તેમનેજ અર્પણ કરાવ્યું છે કે જે વાંચી સર્વે સારો લાભ મેળવશે ને થોડા દિવસોમાં એમની ધારેલી ધારણા બર આવ્યા વિના રહેશે નહી ને દયાળુ ઇશ્વર પાસે હું પણ એજ માગું છું કે એમનાં પરમાર્થ માટે ધારેલાં તમામ કાર્યો નિર્વિઘ્નથી સફળ થાઓ ને તે વિર પુરૂષ આ દુનિયમાં લાંબુ આયુષ્ય ભોગવી લોકોનાં કલ્યાણ કરો એ મારા અંતઃકરણની અરાઃજીગરની છેવટની આશીષ છે. શાન્તિ. શાન્તિ. શાન્તિ.

**“ દ્વીઅર્થી દુહો. ”**

જીવો નર પરમાર્થી, જેને વહાલું છે પુન્ય;
ઇશ્વર સાહ્યજ એહને, નવ રહે એકે ન્યુન્ય.
દલસીંગ મૂર્તિ પ્રેમની, જીવોજ તેની વેલ;
સ્નેહ થકી વીંટાઇ છે, જગત કર્તાનો ખેલ.

મુ.—બીલોજ.

લી. આપના મહાનો શુભેચ્છક.
**જીવરામ બળદેવદાસ ભાવસાર.**



# મણિમાળા

અથવા

# પ્રભુની પીછાણ.

( રાગ—પ્રિતમના મહીનાનો. )

આદ્ય સમરૂં ગુરૂદેવને, કરો હૃદયમાં વાસ;
બુદ્ધિ નિર્મળી આપજો, કરૂં ગ્રંથ પ્રકાશ. આદ્ય. ૧
મુજમાં માલ મળે નહી, અક્કલ હીણુ અપાર;
પાંગાને પાર ઉતારવા, નાવ રૂપ છો સાર. આદ્ય. ૨
દીનના ઉપર દયા કરી, દાસનું કરો કામ;
આશરો એક છે આપનો,ભીડી મોટી મેં હામ. આદ્ય. ૩
સરસ્વતિ સહાય થજો મુને,શુદ્ધિ બુદ્ધિના નાથ;
સૌ સંતોની કૃપા હજો, સેવકનો ગ્રહો હાથ. આદ્ય. ૪
રચું માળા મણિ તણી, પહેરે સકળ સંસાર;
પ્રગટ પ્રભુને નિહાળીને, ઉતરશે ભવ પાર. આદ્ય. ૫





આગળના વખતમાં જગતપુર કરીને એક વિશાળ અને રમણીય નગ્ર હતું. ને તે નગ્રની અંદર ઘણી ઔલોકીક રચના રચવામાં આવી હતી, તેથી તેમાં આવનાર મુસાફરોને એક સુખનું સાધન થઈ પડયું હતું. તેમ તેની અંદર જેવું સુખ હતું તેમ દુઃખનો પણ પાર નહોતો. એટલે જે મુસાફર તેમાં સીધે માર્ગે ચાલે, તેને તો સુખનોજ અનુભવ થયા કરતો હતો. પણ તેથી ઉલટા માર્ગે ચાલનાર પંથીને તો તેની અંદર આવેલી મોટી ભુલ ભુલામણીઓમાં પડી જવાથી, એવો તે ગોથાં ખાતો કે આખો જન્મારો ને જન્મારો તેમાં ભમ્યા કરે, પણ પોતાનો મુળ રસ્તો હાથ આવવો ઘણોજ મુશ્કેલ હતો. તેમ હોવાથી તે નગ્રમાં આવનારા મુસાફરો સીધે રસ્તે તો કોઇ જવલ્લેજ ચાલી શકતા. ને બાકીના તમામ તો પેલી ભુલ ભુલામણીમાં પડી જવાથી તેમાં ભમ્યાજ કરતા હતા.

હવે તે નગ્રમાં એક આત્મસેન કરીને બ્રહ્મનિષ્ટ બ્રાહ્મણ રહેતો હતો. તેની સ્ત્રીનું નામ પ્રાગના દેવી કરીને હતું (જ્ઞાન-રૂપ બુદ્ધિ) તે બન્ને સ્ત્રી પુરૂષ ઘણાં શાન્ત સ્વભાવનાં ને ઇશ્વરના મહીમાને જાણવાની આતુરતાવાળાં હતાં, છતાં એ જગતપુર તે તો જગતપુરજ સમજવું. એટલે તેમાં વસવાથી કોઈ કોઇ વખતે પેલી ભુલ ભુલામણીમાં પડી જવાથી, અનેક તરેહની ઉપાધીમાં અથડાઇ પડાતું હતું. તેથી એને ગણો કલેશ થયા કરતો હતો.

પરંતુ પ્રાગના દેવી ઘણી ધૈર્યવાન હોવાથી વખતે વખત સહાય કરી પોતાના શિરતાજ ભરથારને બચાવી લેતી તેથી તે તુરત તેમાંથી નીકળી જતો હતો. પણ ફરી તેમાં પડી જવાની ઘણીજ ધાસ્તી રહ્યા કરતી હતી. એમાંથી મુક્ત થવા સારૂ ચાતક પક્ષીની માફક કોઇ મહાત્માની રાહ હમેશાં જોયા કરતો હતો, એથી એની ખરી જીજ્ઞાસાના પ્રતાપે કરીને એક દીવસે અનાયાસે તેના પોતાના રહેવાના મુકામેજ એક મહાત્મા પુરૂષ આપો આપ આવી દર્શનનો લાભ આપ્યો. ને તે મનહર મુર્તિને નિરખતાં તે ભક્તરાજ એકદમ ઉભો થઈ મુક્ત કંઠે સ્તુતિ કરવા લાગ્યો. ને સાષ્ટાંગ દંડવત્ કરી ગદગદીત થઇ આસન આપી ચરણ પખાળી ચરણામૃત લીધું. ને તેજ પ્રમાણે પ્રાગના દેવી પણ કરવા ચુકી નહી. પ્રિય વાંચક! તું વિચાર કરતો હઇશ, કે તે કૃપાળુ ગુરૂદેવ તે કોણ? તેના ઉત્તરમાં જણાવું છું કે તે કોઇ બીજો નહી પણ તેજ નગ્રના રહીશ બુદ્ધિસેન નામના યોગેંદ્રજ પોતે હતા, ને તેની પુર્ણ જીજ્ઞાસાના લીધે એકાએક મળી આવ્યા હતા. પછી તે પવિત્ર બન્ને દંપતિ ગુરૂ સન્મુખ જઇ બે કર જોડી પ્રણામ કરી કહેવા લાગ્યાં, કે અમો આ સંસાર ચક્રના ફેરામાં પડી ગભરાઇ મુઝાઇ મરીએ છીએ, ને તેથી મહા મહા મુશ્કેલીઓમાં ગોથાં ખાઇ અનેક સંકટો સહન કરીએ છીએ. તેમાંથી મુક્ત કરી બચાવી લેવા કૃપા કરશો. એજ અમારી પ્રાર્થના છે.



# જ્ઞાન કથા ને બ્રહ્મ ઉપદેશ.

બુદ્ધિસેન—હે પ્રિય, ભક્તજનો ! તમો ઈશ્વરના સ્વરૂપને જાણવાની જીજ્ઞાસા સમ્પુર્ણ ધરાવો છો તે હું જાણું છું ને તમારી મન કામના પરિપુર્ણ કરવાના અર્થેજ અત્રે મારૂં આવાગમન થયેલું છે. તો તમારા મનમાં જે જે શંકાઓ થતી હોય તે મને પુછીને નિવૃત થવું કે તમારા મનના તમામ પરિતાપ દૂર થાય. હવે બોલો, કે તમારી શી ઈચ્છા છે.

દંપતિ—હે, કૃપાળુ ગુરૂદેવ ! આ અસાર સંસારમાં તો જ્યાં જોઇએ ત્યાં માત્ર દુઃખ દુઃખને દુઃખજ જોવામાં આવે છે, તો જગતનિયંતા પ્રભુએ શું સુખને તો સરજ્યુંજ નહી હોય કે ? ને જો તેમજ હોય તો સાચું સુખ શામાં સમાયેલું છે ? તે કહેવા કૃપા કરશો, કે જે સાંભળી અમારા આત્માને વિશ્રાન્તિ મળે.

બુદ્ધિસેન—હે હરીજનો, આ અનિત્ય સંસારમાં આવી તમે જે સુખની શોધમાં ફર્યા કરો છો તે સુખ પ્રાપ્ત થવું તે વાંઝણી સ્રીને પુત્રની પ્રાપ્તિ થાય તેના જેવું સમજવું. કેમકે આ જે કંઇ પ્રપંચ દેખાય છે તે તમામ માયાવી ને સ્વપ્ના તુલ્ય છે તો તેમાં તે સાચું સુખ ક્યાંથી મળે, કે તે મેળવી તમે આનંદ ભોગવી શકો.

દંપતિ—ત્યારે આ જગતમાં તેવું સર્વોપરી સુખ મુદ્દલ જગત

નિયંતા ઈશ્વરે સરજ્યું જ નહી હોય ? જો એમ હોય તો પછી તમામ લોકો તપ, તીર્થ, વીગેરે અનેક તરેહની ધર્મ ક્રિયાઓ કરે છે તે પછી શું કરવા કરે ? ને તે કરવાની જરૂર પણ શી ? તેથી સિદ્ધ થાય છે કે કંઇને કંઇ જરૂર હોવું તો જોઇએજ, નહી તો લોકો નકામી મહેનત કરી કષ્ટ સહન શું કરવા કરતા હશે.

બુદ્ધિસેન—હે શિષ્યો, પુર્વે તમોએ જે સુખની વાન્છના કહી બતાવી છે તેવા અલભ્ય સુખની પ્રાપ્તિ થાય છે તે જાણવા તમારી જીજ્ઞાસા પ્રબળ થયેલી હોવાથી તમારાથી કંઇ પણ નહી છુપાવતાં તમામ વૃતાંત તમોને જણાવી સંશય મુક્ત કરીશ માટે નિશ્ચિંત થાઓ.

દંપતિ—અહો, ગુરૂદેવ અમારા ઉપરનો આપનો અનહદ પ્રેમ જોઇ અમો ઘણાં ખુશી થઇએ છીએ. હવે અમારા ભાગ્યનો પાર પણ રહ્યો નથી. અવધી ! અવધી ! અવધી ! શું દયાળુ દેવની દયા, કે સંસાર અગનમાં બળતા પ્રાણીને આપ બચાવવા કેવી તીવ્ર લાગણી ધરાવી રહ્યા છો એજ આપની મોટાઇની નિશાની. તે અમે સમજીએ છીએ કે આ જગતમાં નાસ્તિ સુખો દેખાડી ઘોર નર્કમાં ઘસડી જનારા સ્વાર્થી આ સંબંધીઓનો તો પાર નથી પણ ખરા સુખની પ્રાપ્ત કરાવનાર તો આપ એક માહાત્માજ છો. હવે અમારા મનમાં થતા સંશયો હું આત્મસેન આપને ક્રમે ક્રમે નિવેદન કરતો જઇશ, તો આપે અમને સમજ પડે તેવી રીતે અમારા ભલાની ખાતર ખુલાસો કરવા મહેરબાની કરશો એજ અમારી મનો વાન્છના છે. તે આપ પૂર્ણ કરશો.

બુદ્ધિસેન—બેટા નિચિંત થા તમારા માટે મારે જે જે કંઇ કરવું પડે તેમાં મને કંઇ શ્રમ પડવાનો નથી એતો મારી ફરજ જ છે. કેમકે પોતાનાં છોકરાંઓ માટે તેનાં માવીતરો જે કંઈ કરે તે શું કંઇ ઉપકાર કર્યો એમ કહેવાય કે? હવે બીજી તમામ પ્રવૃત્ત મુકી દઇ એક ચિત્તે થઇ મારા વચનો ઉપર ધ્યાન આપી તારા મનમાં ઉઠેલા પ્રશ્નોને પુછ કે તેનો ખુલાશો થાય.

આત્મસેન—હે પ્રભુ, હું આપની આજ્ઞાની રાહ જોઈજ રહ્યો છું તે હવે સેહેજ મળી આવી છે; તો હવે અમો બન્ને દંપતિ તરફથી હું એકલોજ પ્રશ્ન કરીશ. મારો પ્રશ્ન એ છે કે આ જગતના તમામ મનુષ્યો જુદા જુદા ધર્મોમાં જોડાએલા છે ને તમામ ધર્મોમાં રહ્યા છતાં, સરવે જુદા જુદા નામથી એક ઈશ્વરની શોધમાં ફરે છે. છતાં તેને જાણી કે જોઇ શકતા નથી તો તે ઇશ્વર તે કોણ. ને કેવો, ને કયાં રહે છે, તે કહેવા કૃપા કરશો?

બુદ્ધિસેન—હે બુદ્ધિશાળી શિષ્ય તને ધન્ય છે. તારા જેવો પ્રશ્ન પુર્વે કોઇએક જીજ્ઞાસુ રાજાએ તેના ગુરૂને પુછયો હતો. તેના ઉત્તરમાં તે મહાત્માએ જેવી રીતે તેના મનનું સમપૂર્ણ સમાધાન કર્યું હતું, તે તમામ બીના મારા જાણુવામાં છે તે હું તને કહું છું તે સાંભળ. ઇશ્વર તે તું પોતેજ છે. ને આ જે કંઇ દેખાય છે (જગત પ્રપંચ) તેજ તેનું સ્વરૂપ છે ને તે કયાં રહે છે તેના ઉત્તરમાં કહેવાનું કે તે તમામ ઠેકાણે વાસ કરી રહેલો છે, એટલે જ્યાં ન હોય તેવું કંઇ પણ સ્થળ નથી. (સર્વ વ્યાપક છે.)

આત્મસેન—હે મહા પ્રભુ, આપે કહ્યું કે ઇશ્વર તો તું પોતેજ છે તે કેમ સંભવે. તે તો જરા મૃત્યુથી રહીત, નિર્લેપ અખંડાનંદ સ્વરૂપ અવિનાશી કહેવાય છે ને હું તો ઇશ્વરની માયામાં જકડાઇ ગયેલો હોવાથી ત્રણે તાપમાં હમેશાં બળ્યા કરૂં છું. તો પછી તેવો કેમ કરી કહેવાઉં.

બુદ્ધિસેન—હે શિષ્ય, એજ તારૂં અજ્ઞાન સમજવું. તેથીજ તું પોતે ઇશ્વર સ્વરૂપ હોવા છતાં, હું જીવ છું. ને જે જે દુઃખ થાય છે તે તમામ મને પોતાને થાય છે એમ માની બેઠો છે પણ એમ નથી. જેમ કોઇ મુસાફર મુસાફરીમાં નિકળ્યો હોય, ને પછી તેને ભાડુતી ગાડી રસ્તામાં મળી આવવાથી તેમાં બેશી ફર્યા કરતો હોય, હવે રસ્તે જતાં કોઇ વટેમાર્ગુ પુછે, કે ભાઇ આ ગાડી કોની છે? તો તે કહેશે કે તે તો મારી પોતાની છે. પણ ખરી રીતે એમ નથી. તે તો તેમાં બેશી વહન કરનારો એક મુસાફર છે. તેમ આ જે દેખાય છે તે તારો દેહ, તે પેલી ગાડી જેવો એટલે તારાથી જુદો છે ને તેમાં વસનારો જે તું પણ તેનાથી જુદો છે તો તારી દેહરૂપ ગાડી ભાગવાથી કંઈ તારો નાશ થવો સંભવે નહી, તો તેને સુખ દુઃખ થવાથી તને થાય છે એમ કેમ કહેવાય.

આત્મસેન—હે ઇષ્ટ દેવ, ગુરૂજી એમ તપાસ કરી જોઉં છુ તો હું તેનાથી જુદો જણાઉં છું. છતાં દેહને દુઃખે દુઃખી ને સુખે સુખી. એમ મને કેમ મનાય છે? શું એકનું દુઃખ સુખ બીજાને લાગુ પડે છે. ને એમ હોય તો તેનું શું કારણ છે તે કહેવા કૃપા કરશો?

બુદ્ધિસેન—હે બાપ સાંભળ, જેમ કોઈ મકાનમાં લ્હાય થઇ હોય ને પછી તે વખતે વાયુ બહુ વધી પડવાથી તેની આજુ બાજુના મકાનો પણ જેમ સળગી ઉઠે છે, તેમ આમાં પણ સમજવાનું છે. કેમકે દેહરૂપી જે મકાન છે તેનો આત્માના ભેગો સંયોગ થયેલો હોવાથી તે દેહમાં સુખ દુઃખાદિ અગ્નિ સળગે છે તે વખતે તે પોતાનું નહી હોવા છતાં મારૂં છે તેવો માની બેસવારૂપી અજ્ઞાન વાયુ વાવાથી પોતે પણ બળ્યા કરે છે. હવે બીજી રીતે કહીએ તો જેમ વાસણની અંદર પાણી રેડી તેમાં રસોઇના પદાર્થો નાંખી ચુલા ઉપર મુકી નીચે તાપ કરવાથી તે તાપ તો વાસણને તળે લાગેલો હોય છે. પણ તેમાં સંગ કરનાર પાણી તથા અનાજ પણ તેની સાથે બળવાથી ઉંચે નીચે થયા કરે છે એ જેમ સંગનું કારણ છે તેમ આમાં પણ એજ કારણ સમજવું. નહી તો તે તો શુદ્ધ સ્વરૂપ ચૈતન્ય આત્મા સર્વથી જુદો છે તે વિના બીજું કંઇએ નથી.

આત્મસેન—આપ કહો છો કે બીજું કંઇ છેજ નહી. તો આ જે દેખાય છે તે જગત્ ક્યાંથી આવ્યું, ને તેને કોણે બનાવ્યું?

બુદ્ધિસેન—તેને કોઇએ બનાવ્યું નથી, ને કંઇથી આવ્યું પણ નથી, ને છે પણ નહી છતાં મીથ્યા સ્વપ્નાની પેરે દેખાય છે. ને તે સ્વપ્નાની અંદર થતાં સુખ દુઃખો દેખી એવો તે કોણ મુર્ખ હોય કે નાહક બળ્યા કરે. કેમકે તે તો જુઠું હોય છે ને આ પણ તેનાજ જેવું છે તો તારે તેની અંદર થતાં સુખ દુઃખો દેખી બળ્યા કરવું નહી, કારણ કે તું તો તેનાથી તદ્દન જુદો છે.

આત્મસેન—હું જો જુદો હોઉં તો તેવું સ્પષ્ટ મને કેમ ભાસ્તું નથી, તેવું તેની વચ્ચે કીયું આવરણ નડે છે. તે સમજાવો કે તેને દૂર કરી હું મારા આત્માને ઓળખી લેઉં.

બુદ્ધિસેન—હે બાપ, તે આવરણ બીજું નહીં પણ તેને તારે માયા સમજવી.

આત્મસેન—હે, ગુરૂદેવ. વળી તે માયા તે કોણ તે કહેવા કૃપા કરશો ?

બુદ્ધિસેન—જે હોય નહી ને દેખાઈ આવે તેનું નામ માયા સમજવી.

આત્મસેન—ન હોય ને જણાઇ આવે, તે તો ઘણી આશ્ચર્યની વાત કહેવાય. તેનો કંઇ પ્રગટ દાખલો કહી બતાવશો કે તે સાંભળી મારા મનનું સમાધાન થાય.

બુદ્ધિસેન—હા બાપ. સાંભળ, આકાશમાં જેમ ઈંદ્ર ધનુષ થાય છે, ને ખારવાળી ભુમિમાં જેમ મૃગજળ દેખાય છે, વળી ત્રાંસી આંખે જોવાથી જેમ બે ચંદ્ર જોવામાં આવે છે, ને ગાડીમાં ચાલી મુસાફરી કરતાં બાજુઓનાં વૃક્ષો દોડતાં દેખાય છે તેમ નહી હોવા છતાં ઉલટો ભાસ માલુમ પડે છે તેવું માયાનું પણ સમજવું.

આત્મસેન—તે તો ખરૂં, પણ તેને દેખવાથી કંઇ હરકત આવતી નથી પણ પેલી આપે કહેલી માયા તો મોટા મોટાઓને ભુલાવામાં નાખીને ધુળ ચાટતા કર્યા છે; તેવું મેં ઘણા મહાત્મા-

ઓના મોઢેથી સાંભળ્યું છે, તેથી મને સંશય થાય છે કે વસ્તુ એ નહી હોવા છતાં તે દુઃખ કેવી રીતે દે છે તે કહેવા કૃપા કરશો.

બુદ્ધિસેન—હે મારા વ્હાલા પુત્ર ! સાંભળ, તે તો બિચારી કોઇને પણ દુઃખ દેતી નથી, કારણ કે તેતો ઇશ્વરની સરજેલી છે. (એમનીજ છે) છતાં લોકો તેને મારી માની વળગવા જાય છે પણ એ એમની નહી હોવાથી તેમની થતી નથી. એટલે પછી નિરાશ થઇ કલ્પાંત કરી કષ્ટ સહન કરે છે તેમાં તેનો શો વાંક કહાડવો.

આત્મસેન—એમ છે તો પછી મારી છે તેવું મનાવે છે કોણ ?

બુદ્ધિસેન—હે બાપ. એમ મનાવનાર બીજું કોઇ નથી. પણ એક તારૂં પોતાનું મનજ તેવું છે.

આત્મસેન—તે મન પોતાનું હોવા છતાં પોતાને બંધન કેમ કરે છે તે તો ઘણું ગાંડું કહેવાય.

બુદ્ધિસેન—ના. તેમ કહેવાયનહી, કેમકે તેતો જેમ કરોળીયો પોતાની જાળવડે પોતેજ તેમાં બંધાય છે ને દુઃખનો અનુભવ કરે છે. વળી તે બહાર કાઢેલી જાળ પાછી ગળી જાય છે એટલે બંધનમાંથી મુક્ત પણ થાય છે. તેમ તેનું તે મન પણ બંધન કરવા તથા મુક્ત કરવા શક્તિવાન છે તેથી તેને સુમાર્ગે વાળવા પ્રયત્ન કરવો.

આત્મસેન—હે ગુરૂદેવ, તે મનનો સ્વભાવ ઘણો ઉછાંછળો છે તેથી તેને કબજામાં રાખવું તે કામ ઘણું મુશ્કેલ છે, તો તેને કેમ જીતી લેવું. તેનો મને સહેલામાં સહેલો ઉપાય બતાવો કે હું શીઘ્ર કરી શકું.

બુદ્ધિસેન—આત્મ સંયમ કરવો એટલે તે જલદી વશ થઇ જશે.

આત્મસેન—તે મને પુરેપુરૂં સમજાતું નથી તેથી તેનું સ્ફોટન કરી પુરેપુરૂં સમજાવો કે હું જલ્દીથી કરી શકું.

બુદ્ધિસેન—આત્મસંયમ એટલે નિયમ, જપ, તપ, તિર્થ વીગેરે અનેક ધર્મ ક્રિયાઓ કરવાની હોય છે તેને એમ કહેવામાં આવ્યું છે.

આત્મસેન—એમ કરવામાં તો આખો જન્મારો વહી જાય પણ તેનો પાર આવે નહી, ને મેં તો કહ્યું છે કે સહેલામાં સહેલો ઉપાય બતાવો તેનું કેમ?

બુદ્ધિસેન—હા ભાઇ, તેવો પણ ઉપાય છે સાંભળ. તને જે આ અસાર સંસારની નાશવાન વસ્તુઓ દેખી તેને ગ્રહણ કરવા તને જે મોહ થયો છે તેને તું એકદમ તજી દે. (તારી તમામ વાસનાનો ત્યાગ કર) પછી તું તમામ બંધનમાંથી મુક્ત થઇશ (અથવા મુક્ત છે).

આત્મસેન—એતો હું સમજ્યો. મુક્ત થવામાં કંઈ મોટું કામ નથી, છતાં લોકો નાના પ્રકારના બહુ ઝીણા ધર્મો શું કરવા આચરતા હશે ને નાહક મહેનત કરી કષ્ટ સહન કેમ કરતા હશે, તે કહેવા કૃપા કરશો?

બુદ્ધિસેન—હે પુત્ર, એમ કરવાથી પછી તેને ખરા સુખનો અનુભવ થાય છે જેમ કોઇને મોટા શહેરમાં ત્યાંના અવર્ણીય

સુખો ભોગવવા જવાનું હોય છે પણ રસ્તામાં ડગલે ડગલે ચાલ્યાવીના ત્યાં પહોંચાતું નથી. તેમ તમામ જાતની ધર્મ ક્રિયાઓ પણ ઇશ્વરના ધામમાં જવાનાં ડગલાં ( પગથીયાં ) સમજવાં. માટે એની પણ ઘણી જરૂર છે. તેથી તેનો ત્યાગ કરવો નહીં, કેમકે એમ લાંબો વખત કરવાથી છેવટે ધારેલા મુકામે પહોંચાય છે માટે કંઇ પણ નહી કરનાર કરતાં થોડું ઘણું કરનારા હજાર દરજ્જે સારા સમજવા. કારણ કે ઘણા વખતે તેમાંથી ખરા સુખની પ્રાપ્તિ મળી આવે છે.

આત્મસેન—તે કેવી રીતે ? તે કહેવા કૃપા કરશો ?

બુદ્ધિસેન—જેમ કોઇ આંબાનું વૃક્ષ વાવે છે ત્યારથીજ તેને બહુજ યત્નથી સંભાળ રાખી રક્ષણ કરી પાણી પાયા કરે છે તેથી તેની ગોટલીમાંથી ફણગો ફૂટી ક્રમેક્રમે વધીને આખરે મોટું ઝાડ થાય છે ને પછી રૂતુ આવે મીષ્ટ ફળની ભેટ પણ આપે છે તો તે ઝાડને જે હમેશાં નજરો આગળ જોતા હોય તેને કંઇ ખબર પડતી નથી કે આ વૃક્ષ કંઇ વખતે આવું ફળદાયક બન્યું. તેવીજ રીતે ઉપરની બીનાનું સમજવાનું છે. માટે પ્રાણીને પણ પોતાના ધર્મને છોડવો નહી. તો તેમાંથી મિષ્ટ ફળની પ્રાપ્તિ થઇ છે.

આત્મસેન—હે કૃપાનિધી, તેવા ધર્મના ચલાવનાર મહાત્માઓમાં તો મોટા પોલને પોલ જોવામાં આવે છે. તેનો તો મેં એક વખત અનુભવ કરેલો છે તે જરા સાંભળો.

## "મહાત્માની કથા."

હું શ્રી જગદીશ મહા પ્રભુની યાત્રાએ ગયો હતો, ત્યાં રસ્તામાં એક નાનકડા ગામડામાં મારે સેજ રોકાવું પડયું હતું. તે વખતે મારો ઉતારો ત્યાંના મંદીરમાં કરવામાં આવ્યો હતો, તેથી તેમાં વસનારા મહાત્મા મૂર્ખદાસજીની પુરેપુરી ચેષ્ટા મારા જોવામાં ને જાણવામાં આવી હતી, તે આપને કહેવી આ વખતે અયોગ્ય નહી ગણાય. એમનો ઉપરતો ડોળ: પુરેપુરો સાધુનો દેખાતો હતો પણ અંદરખાનેથી તો તે સેતાનજ હતા. (એટલે સાફ અંધારૂં જોવામાં આવ્યું) એટલે તે સાધુ પુરૂષને જે ઠેકાણે એક પાઇ સરખી સંઘરવી ન જોઇએ તેવો સનાતન ધર્મ છે છતાં તેના બદલામાં એક લાખ રૂપીયાનું મોટું ભંડોળ ગરીબ લોકોને લુંટી એકઠું કરવામાં આવ્યું હતું પણ એક દમડી સરખીએ પરમાર્થ માર્ગે વાપરતા નહી. પણ તે પૈસા ગરીબ લોકોને વ્યાજે ધીરવામાં આવતા હતા. તેનો કરાર તે ગરીબ લોકો પાસેથી તે મહાત્માજી એવો કરી લેતા કે સો રૂપીયા કરજે લેનાર આસામીને મહીને દહાડે ચોખા રૂપીયા વીશ વ્યાજના ઉચ્ચક પ્રથમથી આપવા પડતા. વળી એમના પાસે બીજી પણ અનહદ મહેનત કરાવી પોતાનું કામ કાઢી લેતા. એટલેથી પણ સંતોષ નહી વાળતાં, તે ગરીબોને દબાણ કરી, ધમકી આપીને ગાળો દેવી તે કાયદો તો જુદોજ સમજવો. વળી વખતો વખત અસત્ય બોલવું હંમેશાં એજ એમનું મુખ્ય કર્તવ્યને નિત્ય નેમ

સમજતા હતા. ને એમાંજ આનંદ માનતા. હે પિતા, બુદ્ધિસેન જોયું? શું આ સાધુની સાધુતા કે જેના પાસે અમૃત ફળની આશાએ ગયેલો ત્યાંથી કાળા કોયલા મળી આવ્યા. હવે એમની પાસે જે ધન સંઘરવામાં આવતું તે તમામ તો હમેશાંત્યાં આવનાર વિલાષી પુરૂષોને મોજ માણવાના કામમાં તે પૈસાનો ઉપયોગ કરતા તે વિના બીજી વહેવારી ઉપાધીઓનો તો ત્યાં પારજ નહોતો. તેમ દર્શન કરવા આવનારી યુવાન સ્ત્રીઓને કટાક્ષ મારવામાં તે મહાત્માજી બડા નિશાનબાજ હતા. સંસારી ખટપટોને ઠઠ્ઠા મશ્કરી કરવાના કામમાં પણ એ એક એક્કા હતા. એમ એમના ચરિત્ર ઉપરથી જણાઇ આવતું હતું. એવાં એમનાં તમામ કામો અહીં ગણવા બેશીએ તો આખાં પુસ્તકનાં પુસ્તક ભરાઇ જાય, તેમ છે. એટલો મારા ચાર દિવસ રહેવાના સહવાસથી અનુભવ થઇ ચુકયો છે કે જ્યાં એક ઘડી પળ પણ ઇશ્વર સંબંધી ઉચ્ચાર કરવામાં આવતો નથી, તો આગળ જણાવેલો ધર્મ મારે બીજા કીયા મહાત્માની પાસેથી જાણી લેવા ને તેનું ખરૂં ઠીગ દર્શન કરાવનાર કોઇ ખરા મહાત્મા હશે? ને મેં જે જોયા તે મહાત્મા કેવા સમજવા તે કહેવા કૃપા કરશો.

બુદ્ધિસેન—ભાઇ તેં જે મહાત્માનાં દર્શન કર્યા, એમને તો તારે સાફ મૂર્ખ સમજવા. કારણ કે પ્રથમ તો માણસને જ્યારે વૈરાગ થાય છે એટલે ઘર તજી ઇશ્વરની ખોળ કરવા બહાર નીકળે છે ને પછી પોતાનો કુળાચાર મુકી ઊંચા પ્રકારનો સાધુ વેશ

સર્વે માયા તજી ધારણ કરે છે, ને પાછળથી માયામાં જઓ-ળીયાં ખાયા કરે છે, તેવાઓના માટે ઉપરનો ઈલકાબ ઘણો ઓછો સમજવો. તું એમ ન જાણીશ કે કોઇ ખરા મહાત્મા નહી હોય. તેવાઓ પણ આ પરમાત્માના સમ્રરાજ્યમાં અસંખ્ય વસે છે તો એમની પાસેથી જાણી લેવો.

આત્મસેન—હે, દયાળુ ગુરૂદેવ તેવા ખરા મહાત્માઓને મારે કેવી રીતે જાણી લેવા. શું તેમના અવ્યયવો એમના કરતાં કંઇ જુદા પ્રકારના હશે. તે નિશાનીથી હું એમને ઓળખી લેઉં.

બુદ્ધિસેન—ના, બાપ. અવ્યયવો તો સૌનાં સરખાંજ હોય છે. પણ આચરણમાં ઘણો ફેર હોય છે તે હું તને કહી બતાવું તે તું સાંભળ? દયા, ક્ષમા, શીલ, સંતોષ, કુરણા, શાન્તિ, અક્રોધ, અસંગ, જીતેંદ્રિયપણું, અહીંસા, ને સ્વપ્નામાં પણ જેને માયાનું ચિંતવન થાતું નથી ને નીચાં નેણને અમૃત વેણ તે વીના બીજા અનેક સદ્‌ગુણોએ જેના હૃદયમાં સામટો વાસ કર્યો હોય છે તે નીશાનીઓથી તે આપો આપજ ઓળખાઇ આવે છે; તો એના માટે કંઇ પ્રયત્ન કરવાની જરૂર પડતી નથી.

આત્મસેન—હે, દયાળુ દેવ, તે તો હું સમજ્યો. પણ આપે પુર્વે કહ્યું હતું કે તું પંડે જ ઇશ્વર છે તો આ જે કંઇ બીજું દેખાય છે તે તમામ શું છે તે કહેવા કૃપા કરશો. કે જે સાંભળી મારો સંશય નિવૃત થાય.

બુદ્ધિસેન—હે, પ્રાજ્ઞ પુરૂષ. એ પણ તેનું તેજ છે. કેમકે

જે શક્તિ તારામાં છે તે શક્તિ તને જે બીજું જણાય છે તેમાં એ છે. છતાં તને જે અન્ય દેખાય છે તે માત્ર ભ્રાન્તિ સમજવી.

આત્મસેન—તે ભ્રાન્તિ! તે શું ને તે શું કરી શકે તે કહેવા કૃપા કરશો ?

બુદ્ધિસેન—સાંભળ, છીપમાં રૂપું ને રજ્જુમાં સર્પ, સાચાને જુઠું ને જુઠાને સાચું એટલે હોય તેનાથી તે ઉલટું દેખાડે છે. એટલે ઈશ્વર સત્ય છે, તેને જાણવા દેતી નથી; ને જગત્ અસત્ય છે તે દેખાડે છે. એ સરવે એનાં કારણ સમજવાં.

આત્મસેન—હે, દેવ. તે ભ્રાન્તિ કંઇ વસ્તુ. એતો નથી છતાં તેને તમે કેવી રીતે કલ્પી શકો છો. ને વસ્તુએ નહી તો પછી ઉલટું કેવી રીતે દેખાઇ શકે ?

બુદ્ધિસેન—હે, શિષ્ય. જેમ વાયુ વસ્તુરૂપે નથી, છતાં જ્યારે તે પ્રચંડ સ્વરૂપે થઇ વહન કરે છે, ત્યારે કેવો અનર્થ કરે છે, તે તો તારા જાણવામાં હશે. તેમ આમાં પણ તારે સમજી લેવાનું છે.

આત્મસેન—હે, કરૂણાનિધી. આપે પ્રથમ કહ્યું કે આ જગત્ સરવે સ્વપ્ના જેવું છે તો તે તો થોડા કાળ દેખાઇ પછી અદ્રશ્ય થઈ જાય છે અને આતો સદાકાળ એમનું એમ દેખાયા કરે છે તો પછી તેને સ્વપ્ના તુલ્ય સરખાંમણી કેમ અપાય.

બુદ્ધિસેન—હે, બુદ્ધિશાળીમાં શ્રેષ્ટ આત્મસેન? સાંભળ સ્વપ્નું થોડા કાળનું છે પણ પુરૂષ જ્યારે તે અવસ્થાને ભોગવે

છે ત્યારે તેને તે દીર્ઘકાળનું જણાઇ આવે છે ને જગત્ લાંબા કાળનું જણાય છે પણ જ્યારે સ્વપ્ન અવસ્થાને પામે છે ત્યારે તે મુદ્દલ છેજ નહી તેવું ભાસે છે તેથી તે બંને સમતુલ્ય છે એવું મોટા પુરૂષોએ કહેલું છે.

દોહરો.

સપ્નું ને સંસારમાં જરા મળે નહી ફેર;
દેખાય ફેર જે સર્વને એ મોટું અંધેર.

આત્મસેન—હે, સ્વામી ? એમ સરખામણી કરવાથી તો જગત્ સ્પષ્ટ જુઠુંજ સમજાય છે છતાં તેમાં વસનારા આ તમામ જીવો તેમાં કેમ લુબ્ધ થયા છે ?

બુદ્ધિસેન—પોતાના અજ્ઞાને કરીને કેમકે શ્વાન જેમ હાડકું મોમાં ઘાલી, પછી કરડયા કરે છે ને પોતાના મનમાં જાણે છે કે હું મારી ક્ષુધા મટાડું છું પણ તેથી કંઇ ક્ષુધાની નિવૃત્તિ થતી નથી પણ ઉલટું તે મોમાં વાગવાથી લોહી નીકળે છે ને ચાંદાં પડી જવાથી હેરાન થાય છે તેમ આ અનિત્ય સંસારમાં ફસાઇ જવાથી તેની માફકજ થાય છે; ને છેવટ કંઇ હાથ આવતું નથી. માટે તેને સાચું માની ફસાનારાઓ પણ પેલા શ્વાનના જેવા સમજવા, ને જગત્નાં જે રમણીય લાગતા વિષયોનાં સુખો તે પેલા હાડકા માફક જાણવા, માટે તેમાં લુબ્ધ થવું નહી તેજ તારા જેવા જ્ઞાની શિષ્યનું કર્તવ્ય છે.

આત્મસેન—તે વિષયો દેખીતા તો સુખદાતા જણાય છે. છતાં આપ એની ઉપેક્ષા કેમ કરો છો?

બુદ્ધિસેન—સાંભળ, જેમ તલવાર જોવામાં તો ઘણી સુંદીર દેખાવ છે પણ તેનો સ્પર્શ કરવામાં માત્ર (મારવાથી) પ્રાણને હરી લે છે તેમ વિષયો પણ તેના જેવા છે એટલે તેનું બહુ સેવન કરવાથી મનની તૃપ્તિ થતી નથી. ને ઉલટા શરીરને અનેક તરેહના રોગોને ભોગ થઇ હેરાન થવું પઢે છે, વળી તે ઇશ્વરને જાણવાના માર્ગમાં અંતરાય પડાવે છે, તેથી તેને નિષેધમાં ગણવામાં આવે છે.

આત્મસેન—હે, ઇષ્ટદેવ, આપના વખતો વખતના કહેવાથી મેં એમ તો જાણી લીધું છે કે આ જગતના તમામ પદાર્થો માયિક (નાશવાન) છે ત્યારે તેમાં સાચું શું છે; તે આપના દાસને કૃપા કરી જણાવશો કે જેથી મારા આનંદમાં વૃદ્ધિ થાય.

બુદ્ધિસેન—સાંભળ, તે તો તારો પોતાનો આત્મા તે વિના બીજુ તમામ જુઠું જાણી તેનો ત્યાગ કરી દેવો એટલે પછી તું આનંદ સ્વરૂપજ છે એમ જાણ.

આત્મસેન—હે, ઇશ્વર હું તેવો આનંદ સ્વરૂપ આત્મા છું તો પછી હું મને પોતાને કેમ ઓળખતો નથી?

બુદ્ધિસેન—હે, શિષ્ય, એજ પેલી આગળ કહેવામાં આવેલી ભુલ ભુલામણી સમજવી.

આત્મસેન—હે, પ્રતાપી, ગુરૂદેવ ભુલભુલામણી એટલે શું ને તે કોને કહેવી?

બુદ્ધિસેન—ખરૂં સ્વરૂપ, જે પોતાનો આત્મા તેથી વિમુખ રખાવી સંસારના માયિક પદાર્થો ઉપર મોહ ઉત્પન્ન કરાવવો ને તેના અંતે અધોગતિમાં નાખનાર જે મનુષ્યના શરીરરૂપી ઘરમાં વાસ કરી રહેલ જે કુવાસનાના નામથી ઓળખાય છે એનેજ તે ભુલભુલામણીના નામથી ઓળખવામાં આવે છે.

આત્મસેન—તેનાથી કેવી રીતે બચી જવું?

બુદ્ધિસેન—એનો સંગ તજી દેવાથી પછી તો આપો આપજ બચી જવાય છે.

આત્મસેન—હે, પ્રભુ, આપતો ઇશ્વરના ઠેકાણે મારો પોતાનો આત્મા તથા બીજાના આત્માને કહીને ઓળખાવો છો તે વાત જો સત્ય હોય તો પછી લોકો પત્થરની મુર્તિઓ બનાવી શું કરવા પુજતા હશે? તો શું તે ઇશ્વર કહેવાય કે નહી?

બુદ્ધિસેન—હા, ભાઈ તેમાં પણ ઇશ્વર તો છે. તે વિષે પ્રથમ કહેવામાં આવી ગયું છે કે તે ન હોય તેવી કોઇ જગ્યા નથી પણ તેમાં તે જડરૂપે વાસ કરી રહેલો છે. તેથી તે આપણી સાથે વાત ચીત કરી ખુલાસો કરી શકે નહી પણ કોઇ મૂઢ માણસ ન સમજી શકે તેવાઓને ઇશ્વરનું સ્વરૂપ ઓળખાવવા કાજે જે મુર્તિઓ કરવામાં આવી છે તે ફકત નિશાનરૂપ સમજવી. ને તેમનું ખરા અંતઃકરણથી પ્રેમપુર્વક સેવન કરવાથી ઇશ્વર સ્વરૂપ થવાય છે.

## ભુલ ભુલવણીની કથા.

આત્મસેન—હે ગુરૂદેવ. આપે જે વિષયો વિષે આગળ વાત કહી ને તેઓ ઘણા ખરાબ હોવાથી મનુષ્ય માત્રને ઘણી રીતે હેરાન કરે છે તેથી તેમાં ફસાવવું નહીં તેમ કહ્યુ પણ તેનો કોઇ અનુભવેલો ઇતિહાસ આપના જાણવામાં હોય તો મને કહી બતાવો કે તેનું અસારપણું જાણી તેનો ત્યાગ આપો આપજ થઇ જાય ?

બુદ્ધિસેન—હે, બાપ તને ધન્ય છે કે તેવા ચોરટાઓને શોધી કહાડીને એનો ત્યાગ કરવા તારી કેવી તીવ્ર લાગણી થઈ આવી છે. સાંભળ ઉપરની વાતમાં તો મને સેંકડો દાખલાનો અનુભવ થઇ ચુકયો છે પણ એમાંની એક વાત અત્રે કહું તે તું સાંભળ કે તેથી તને ખાત્રી થયા વિના રહેશે નહી. મારી પાડોશમાં અજ્ઞાનદાસ કરી એક જડબુદ્ધિ બ્રાહ્મણ રહેતો હતો તેને એક મોહીની નામની સ્રી હતી. તે તેના નામ પ્રમાણે સ્વરૂપે પણ તેવી સુંદીર હોવાથી પેલો બ્રાહ્મણ તેમાં તદાકાર થઇ ગયો હતો તેવી રીતે પોતાનો ઘર સંસાર ચલાવતાં ઘણો કાળ વહી ગયો પણ એમને કંઇ સંતતિ પ્રાપ્ત થઇ નહી. તેથી તે બંને સ્રી પુરૂષ કલેશ કરતાં હતાં તે મટાડવાના અર્થે પેલો બ્રાહ્મણ ગામની બહાર નજદીકમાં આવેલી એક ધર્મશાળામાં જ્યાં આગળ એક મહાત્મા સાધુ રહેતા હતા તેની પાસે પુત્રની આશાએ કરી દીનરોજ જવા લાગ્યો. ને હમેશાં તેમની

સેવા કરી હરીકથાનું સ્મરણ કરવા માંડયું. તેથી લાંબા વખતે તેને પુત્ર ઉપરનો મોહ છુટી વૈરાગ થયો ને જગતનું અસારપણું સમજાયું. ને પછી તો એને એમ નિશ્ચય કર્યો કે હવે તો સ્ત્રી સુદ્ધાંત પણ છોડી દેઇ સન્યાસ ધારણ કરી નિવૃત્તિથી ઇશ્વર ભજન કરૂં કે જેથી મારૂં કલ્યાણ થાય. તેવો વિચાર કરી ઘેર આવી પોતાની બૈરી પાસે બેસી કહેવા લાગ્યો કે વહાલી હવે તો મને આ અસાર સંસારના તમામ સુખો બીલકુલ ગમતાં નથી ને ખારાં ઝેર જેવાં લાગે છે તેથી મારે તેને તજી દઇ ઈશ્વર પ્રાપ્તિ અર્થે સન્યાસ ગ્રહણ કરવા વિચાર છે. પણ ફક્ત તારી રજા વિના તેમ કરવું તે અયોગ્યજ કહેવાય પણ મને ખાત્રી છે કે તું સમજુ હોવાથી ના નહી પાડે તે સાંભળી પેલી સ્ત્રી પ્રથમ તો જરા આનાકાની કરી પણ પોતાની આધેડ અવસ્થા થએલી હોવાથી ને પાસે પૈસો પણ પુષ્કળ હતો તેથી તેનું મન જરા શાન્ત હતું તેથી કહેવા લાગી કે ધન્ય ભાગ્ય કે આપની એવી મરજી થઇ આવી છે ને પેલા બ્રાહ્મણભાઈને તો એટલુંજ જોઇતું હતું એટલે તે સ્ત્રીના મોંમાંથી હું ખુશી છું તેવા છેવટના શબ્દો નીકળતાની સાથે તો તુરત પોતાની સ્ત્રીને તથા ઘરને છેલ્લા નમસ્કાર કરી ઘણા હર્ષથી ચાલવા લાગ્યો ને લાગલોજ પેલા મહાત્મા પાસે આવી બે હાથવતી પ્રણામ કરી કહેવા લાગ્યો કે ઇશ્વર હવે મને સન્યાસ આપો હું મારી સ્ત્રીના મનનું સમાધાન કરી અત્રે આવેલો છું ને તે ઘણી સમજુ સ્વભાવની છે

એટલે કંઇ અડચણ આવે તેમ નથી ને મને પણ તમામ વિષયો ઝેર જેવા થઇ પડયા છે તેથી હું મારૂં સાર્થક કરી લેઉં પણ તે કામમાં તે બહુજ છેતરાતો હતો પછી તેની વાત સાચી માની પેલા મહાત્માએ તેને વીધી પ્રમાણે સંસ્કાર કરી સન્યાસ ધારણ કરાવ્યો ત્યાર પછી તો તે ત્યાંનો ત્યાંજ રહેવા લાગ્યો ને પુર્વાશ્રમનું નામ અજ્ઞાનદાસ હતું તે ફેરરી નવીન નામ બ્રહ્મચારી બાવા રાખવામાં આવ્યું તેથી હવે તમામ લોકો એમને આ નવીન નામથી બોલાવતા ને હવે તો તે ગામમાં પણ ફક્ત એક વખતે ભિક્ષાર્થે જતા તે સિવાય પગલું સરખું પણ ગામમાં મુકતા નહી એમ કેટલાક દિવસ સુધી ચાલ્યું પછી તેના પેલા ગુરૂજી વૃદ્ધ થયેલા હોવાથી એકાએક પંચતત્વને પામ્યા ને તે પછી તો હમેશના રીવાજ પ્રમાણે કથા કરવાનું કામ આપણા બ્રહ્મચારી બાવાના માથે આવ્યું. હવે તે કથા પ્રસંગમાં ગામના ઘણાક ભાવીક ભકતો હમેશાં નિયમ પ્રમાણે કથા સાંભળવા આવ્યા કરતા હતા. તેમના ભેગી પેલી તે મહાત્માજીની પુર્વાશ્રમની સ્ત્રી પણ આવવા લાગી ને કથા પ્રસંગમાં સૌનાં ભેગી બેશી એક ચિત્તે એમના સામુ જોઇ કથા શ્રવણ કરતી હતી ને મહાત્માજી પણ વખતો વખત પુર્વેની પ્રિતીના લીધે એકી દ્રષ્ટે તેના સાંમુ જોયા કરતા હતા. પણ તે તો મોહીની તે તો મોહીનીજ સમજવી તેથી એક એકનું સ્વરૂપ દેખી બંનેનાં અંતઃકરણ એકમેક તરફ લોહચુંબકની માફક ખેંચાવા લાગ્યાં ને ગામમાં એમની સારા મહાત્મા તરીકેની શાખ પડી ગયેલી

તેથી લોકાચારની બીકના લીધે મોટી મુશ્કેલી માંહી નડતી હોવા-થી એકાન્તમાં ભેગા થવાનો યોગ આવતો નહી. બાપ આત્મસેન તું જાણે છે કે એકાન્ત મહા બુરી છે ને થયું પણ તેમ પછી તે પેલી સ્ત્રીનો જીવ નહી ઝાલી રહેવાથી તલપાપડ થવા માંડયો ને એકલી મ્હોડી રાત્રીના વીષે કોઇ ન જાણે તેવી રીતે તે મહાત્માના મુકામે આવી તે વખતે પેલા મહાત્મા મકાનમાંથી લઘુ શંકા કરવા બહાર નીકળેલા હોવાથી બીલકુલ અડચણ આવી નહી. ને એક એકનો મેળાપ થયો કારણ કે તે પણ તેનુંજ ધ્યાન તો ધરતાજ હતા પછી તે સ્ત્રી પેલા મહાત્માનો હાથ ઝાલી મકાન અંદર તાણી લેઇ ગઇ ત્યારે તે મહાત્માજી બોલ્યા કે ગાંડી આ વાત જો કોઇ બીજું જાણશે તો આપણી ફજેતીના ફાળકા થશે માટે તું જવા દે પણ તે તમામ સરવે ઉપર ઉપરનું કહેતા હતા, તેથી કંઇ સંસાર જીતી શકાતો હશે ? બસ થઇ ચુકયું. હવે તો તેમ હંમેશાં ચાલવા લાગ્યું ને કેટ-લોક વખત તો તેમને તેમ છાનું રહ્યું પણ ઇશ્વર કૃપાએ પેલી સ્ત્રીને ગર્ભ રહ્યો તેને દૂર કરાવવા સારૂ દવાઓ કરી ઘણાંએ ફાંફાં માર્યાં ને સેંકડો રૂપીઆ ખરચ્યા પણ અંતે કંઈ વળ્યું નહી. ને તેમની ધારેલી ધારણા ધુળમાં મળી ગઇ ને પુરા માસે એક પુત્ર રત્નની પ્રાપ્તિ થઈ કહે ભાઇ હવે તેમની મશ્કરી થવામાં કંઇ કચ્ચાશ રહી છે કે ? ને ગામના ઘણા લોકો તો એમના મોઢા ઉપર ચઢી ઘણા ધીટકાર આપતા હતા પણ તે મહાત્માજી ચું કે ચાં કર્યા વિના મુંગે મહોડે સહન કરી લેતા

તે વિના એમનો છુટકો પણ ક્યાં હતો તે અરસામાં કોઇએ સરકારી અદાલતમાં અરજી આપેલી હોવાથી એમને પકડી કેદ કરવામાં આવ્યાં ને તેનો અનુભવ પણ પુરેપુરો લીધો તે યમયાતનાનું અવર્ણીય દુઃખ નહી ખમી શકવાથી એક દિવસ પેલી સ્ત્રી રાત્રીમાં પેલા બાળકને જોડે લેઈ તેના નજીકમાં આવેલા કુવામાં પડી મરી ગઈ તે વાતની પ્રભાતમાં ખબર પડવાથી પેલા મહાત્મા ઘણું આક્રંદ કરવા લાગ્યા તેમની દયા આવવાથી ત્યાંના દયાળુ રાજાએ તેમને છોડી મુકયા પણ એક કાળે સ્ત્રી તથા બાળકનો વિયોગ તેમને બહુ સાલ્યા કરતો હતો તેથી આટલા દુઃખી થયા છતાં ફરી તે મેળવવા પોતાની તૃષ્ણા તણાયા કરતી હતી. તેથી કોઈ દૂરના પ્રદેશમાં જઇ પોતાનો સન્યાસ વેશ ધારણ કરી જગતના મનુષ્યોને ઉપદેશ કરવો શરૂ કર્યો ને તે કામમાં ઘણા પ્રવીણ હોવાથી થોડા દિવસોમાં તમામ પ્રજા તેમના વશમાં થઇ આવી એથી જોઇતું સાહીત મળી આવ્યું ને કેટલીક ભાવિક નાની ઉમરની વીધવા બાઇઓનો તેમની સેવાર્થે એમના સહવાસમાં રાત્રિ દિવસ રહેવા લાગી ને તે ઘરની તવંગર હોવાથી મજકુર મહાત્માને મિષ્ટાન પાણીની મજા મળવા લાગી હવે પુછવુંજ શું. મહાત્મા પંડે કામીતો હતા ને જે જોઇએ તે અનયાસે મળી આવ્યું (પાણી મરી ચુકયાં) તેથી અંદર ખાને તો પોતાનાં કાળાં કૃત્યો કરવામાં કચાશ રાખતા નહી ને બહારથી તો એવો તીવ્ર વૈરાગ દેખાડી ભજનની ધુન લગાડતા કે ભલ ભલા પણ ભોળવાઇ

જતા. પણ ત્યાંએ પણ એમનું પાપ છાનું રહ્યું નહી કેમકે જ્યાં જાય ત્યાં તે તો સાથેનું સાથે.જ હતું તેથી પેલી આવનારી વિધવાઓને ક્રમે ક્રમે જુદી જુદી સેવકીઓ તરફથી એમનો ઇલાજ નહી ચાલી શકવાથી સાત બાળક ઉત્પન્ન થયાં ને ત્યાં પણ એમની ફજેતીના ફાળકા થયા વિના રહ્યા નહી છેવટ ત્યાંની નિર્પુણ ન્યાયી સરકારે તેમને ફાંશીની સજા ફરમાવી ત્રણ લાકડે લટકાવી દીધા.

વાંચક આ વાતમાં તો તારે પણ ખાસ સંભાળવાનું છે કે આવા ધતીંગના જમાનામાં તેવા ઠગ સાધુઓથી ચેતીને ચાલવું કે જેથી પોતાની પ્રતિષ્ટાને ધક્કો લાગે નહીં. વળી બાપ આત્મસેન ક્યાં તે મહાત્માને પુલોના હાર લેઇ પુજન કરવું ને ક્યાં લાખો માણસની મેદનીમાં લોકોના તિરસ્કાર વચ્ચે ત્રણ લાકડે લટકવું. હે, બાપ. તેં ભુલ ભુલાંમણી જોઇ કે? તે તો તેવા મહાત્માઓને પણ છોડતી નથી તો જે હરઘડી તેમાં રચ્યો પચ્યો રહેનાર સંસારી જીવ તે બિચારાનું શું ગજું કે તેના ઝપાટામાંથી બચી શકે?

## સાખી.

માયા મોટી સરપણી, મત કરો તેની આસ;
સ્પર્શે ઝેર જશે ચડી, અંત્યે થશો નિરાશ.

આત્મસેન—હે ઇશ્વર. આપ પ્રથમ કહી ગયા છો કે એકજ ઇશ્વર સરવે ઠેકાણે અનેક રૂપે થઇ વાસ કરી રહેલો છે ને

બીજો કોઇ છેજ નહી. ને વળી હમણાં કહો છો કે તે બિ-ચારાનું શું ગજું કે તેના ઝપાટામાંથી બચી શકે? એમ જો સાચું માનીએ તો પછી બીજું કોઈ હોવું જોઇએ. તેથી આપણાં બંને વાકયો પરસ્પર દોષવાળાં ગણાયાં તો મારે બંનેમાં કીયું સાચું ને કીયું જુઠું સમજવું?

બુદ્ધિસેન—હે, બાપ. આત્મસેન તારે તો એક ઇશ્વરનેજ સાચો માનવો. બાકી તો જેમ દેહના હોવાથી પડછાયો દેખાય છે તેની પેરે મિથ્યા સમજવાં. પણ તે નહી હોવા છતાં ખોટો ભય ઉત્પન્ન કરી શકે છે.

આત્મસેન—હે, પ્રભુ તે કેવી રીતે તે મને યથાર્થ સમજાવો?

બુદ્ધિસેન—હે, ધર્મશીલ, સાંભળ. જેમ અંધારી રાત્રીમાં રસ્તે ચાલતાં રજ્જુ (દોરડુ) નો સર્પ દેખાવામાં આવે છે ને વૃક્ષ ઠુંઠાનું ભુત જેમ બની જાય છે ને પછી જે ભય ઉત્પન્ન થાય છે તેના જેવું તે છે પણ તેનો પુરો તપાસ કરવાથી જેમ તે મિથ્યા થઈ જાય છે. તેવીજ રીતે આ જગતના તમામ ભયો જુઠા સમજવા. ને તેનાથી કો કાળે ડરવું નહીં.

આત્મસેન—હે, ગુરૂદેવ, આપ કહો છો કે ભય નથી તે વાત જો સાચી માનીએ તો પછી ગરૂડ પુરાણમાં યમયાતનાના દુઃખનુંજ જે વર્ણન ઘણા લાંબા વીસ્તારથી કરવામાં આવ્યું છે તે જુઠું કે સાચું સમજવું?

બુદ્ધિસેન—હે, ભાઈ તે વાત તમામ જુઠી છે એટલે ભયે નથી ને યમયાતનાએ નથી પણ તેવો ભય બતાવવામાં ન આવે

તો લોકો ઘણા પ્રમાદી થઇ જાય ને પોતાના આત્માને ઓળખવા તરફ બીલકુલ દોરવાય નહીં. ને જગતની પણ કહેવત છે કે भयविना प्रीती थती नथी. તેવું સમજી આગળ થઈ ગયેલા મોટા પુરૂષોએ બહુ લાંબો વિચાર કરી એમ લખી ગયા છે માટે તે પણ ઉપયોગી હોવાથી તેને પણ ખોટું તો કહેવાયજ નહી અહા હાહા ! શું આપણા પુર્વજોની અગાધ બુદ્ધિ! આપણા ભલાની ખાતર કેવડો મોટો ગંજાવર વારસો મુકી ગયા છે ધન્ય છે ધન્ય છે તેવા પરોપકારી વીર પુરૂષોને કે આ દુનિયાંમાં તેઓ હયાત નહી હોવા છતાં તે જીવતાજ છે એમ જાણી લેવું. ને તેવાઓના પ્રતાપેજ આપણે અત્યારે ઇશ્વરી આનંદનાં અવર્ણીય સુખો વગર મહેનતે મેળવી શકાએ છીએ.

આત્મસેન–હે, અગાધ બુદ્ધિ, દયાળુ ગુરૂદેવ આપે કહ્યું કે આ જે કંઈ દેખાય છે તે તમામ ઈશ્વરમય છે (ઇશ્વર છે) તો આપે કહેલ બીજું જે (માયા વીગેરે તમામ) દુર્ગુણો તે ક્યાંથી આવ્યા ?

બુદ્ધિસેન—હે, મહા બાહુ, આત્મસેન સાંભળ તેમાં કોઇ પણ આવ્યું કે ગયું નથી પણ તે પડછાયાની પેઠે દેખાઈ રહ્યું છે તેજ સાચું છે.

આત્મસેન—આપે જે કહ્યો તે ઈશ્વર તો કોઇ કાળે મરતો કે અવતરતો નથી તેવું મેં गीता નામના શાસ્ત્રમાં સાંભળ્યું છે તો તેવી ક્રિયા થતાં હું લોકોને જોઉં છું તો તે તમામ કોને થાયછે?

બુદ્ધિસેન—એ સરવે મનનો ધર્મ સમજવો માટે તે મનને થાય છે એમ જાણ્ય ને તે મરે તો પછી કોઇને પણ મરવાનું

થાય નહી. તો અવતરવાનું પણ ક્યાંથીજ હોય. તે ઉપર એક ભક્ત કહી ગયા છે કેઃ—

## સાખી.

સંશય કરે તેમ, સંસાર સવાયો;
નિસંશય નહી, મુળ કે પાયો.

આત્મસેન—હે, સર્વે વક્તાઓમાં શ્રેષ્ટ ગુરૂદેવ આપ કહો છો કે મુળ કે પાયો કંઇ પણ નથી તો પછી સંશય ઉત્પન્ન ક્યાંથી થાય છે?

બુદ્ધિસેન—મનમાંથી (પોતામાંથી)

આત્મસેન—તેવુંજ મન તે ક્યાંથી આવ્યું ? ને તેનું સ્વરૂપ કેવું હોય ? તે કહી બતાવો.

બુદ્ધિસેન—તે આત્મામાંથી ઉત્પન્ન થયેલું છે ને તેનું સ્વરૂપ સંકલ્પ માત્ર સમજવું.

આત્મસેન—એવો જે આત્મા કે જેનામાંથી મન ઉત્પન્ન થયું છે. તો તે આત્મા કોને સમજવો ?

બુદ્ધિસેન—ઉપરનો પ્રશ્ન પુછનાર પુરૂષને (તને પોતાને)

આત્મસેન—હું મને પોતાને આત્મા સમજુંને જે આત્મા મારામાં છે તેજ બીજા તમામમાં પણ છે તેવું આપ કહો છો તો પછી કંઇ પણ જુદાઇ રહીજ નહી છતાં આ જગત્માં વસતાં સર્વ પ્રાણીઓ એક એકથી જુદાં કેમ જણાયછે ને એમના સ્વભાવો પણ જુદા હોવાથી એક એકની સાથે પ્રિતી તથા વૈર કેમ રાખે છે જો એકજ હોય તો એમ થાયજ કેમ!

## જગત્ એક નાટકશાળા સમજવી.

બુદ્ધિસેન—હે, પુત્ર તેં આ દુનિયામાં થતા ખેલોની નાટકશાળા તો જોઇ હશે ! તેની અંદર ભજવવામાં આવતા ખેલો પણ જોયા હશે. તે ભજવી બતાવનાર જે પાત્રો હોય છે તે તમામ એકજ મેનેજરના હાથ નીચે કેળવી રાખેલા નોકરો હોય છે તેથી તે એકજ સ્વરૂપ કહેવાય. પણ જે વખતે તે ખેલ કરી બતાવે છે તે વખતનો પ્રોગ્રામ કેવો વિચીત્ર જોવામાં આવે છે તે બધુએ તારા સમજવામાં છે. તેના જેવીજ આ જગત્‌ની બીજી મોટી નાટકશાળા સમજવી. ને તેની અંદર થતાં સુખ દુઃખો પણ તેનીજ પેરે મિથ્યા માની લેવાં ને જન્મવું તે પડદામાંથી બહાર આવવું ને મરવું તે પડદા અંદર પેશી જવું તેમ છે પણ પેલી નાટકશાળાના પડદામાં પેઠા પછી જેમ સર્વે ખેલાડીયો એકજ છે તેમ આમાં એ એટલે મરવા પછી સરવે એકજ સ્વરૂપ છે માટે તે ખેલાડી પાત્રોની પેઠે દુનિયાંનાં સુખ દુખ જોઇ તારે પણ હર્ષ શોક રહીત આ જગત્‌માં વીચરવું ને પોતાને ભજવવાનો આવેલો પાઠ રૂડી રીતે ભજવી લેવો. જો તેમકરતાં ન આવડે તો નાટકશાળામાં નહી આવડનાર પાત્રના પાઠ વખતે પ્રેક્ષકો તરફથી જેમ તાળીઓ પાડવામાં આવે છે ને હાંસી થાય છે તેમ આમાં પણ સમજી લેવાનું છે તેથી આપણો ભજવવાનો આવેલો પાઠ ઉમંગ સાથે ભજવી લેવાનો છે નહી તો આખરે સરવે ઇશ્વર સ્વરૂપજ સમજવું.

આત્મસેન—ઈશ્વર તો નિરાકાર છે તેવું સરવે શાસ્ત્રો તથા

પંડીતો કહે છે ને જગત્ તો સાકાર રૂપે ભાસે છે તો નિરાકારમાં સાકાર ક્યાંથી આવ્યું ?

બુદ્ધિસેન—હે, બાપ આત્મસેન સાંભળ જેમ આકાશમાં વાદળાં જણાય છે તે કંઈ વસ્તુરૂપે તો નથીજ. છતાં એની અંદર અનેક તરેહના આકારોવાળાં સ્વરૂપો જોવામાં આવે છે. એની પેરે તારે એમાં પણ સમજી લેવાનું છે એટલે સરવે બ્રહ્મ છે એમ જાણય.

આત્મસેન—હે, ગુરૂદેવ, તે તમામ બ્રહ્મ હોય તો એને જાણનારો કોઇ રહેજ નહી પણ તેવો કોઇ એક છે એમ સિદ્ધ થાય છે કારણ કે આ સરવે બ્રહ્મ છે તેવું હમણાં કોણે કીધું તેથી તે કહેનાર અવસ્ય કોઇ હોવો જોઇએ. (છેજ) તે કોને કહેવો?

બુદ્ધિસેન—તેવો તો એક તારો પોતાનો આત્મા છે. એ વિના બીજું કંઇ છેજ નહી છતાં જે કોઇ દેખાઇ આવે છે તે તમામ તેની સત્તા માત્રજ સમજવું. એટલે તે ઐશ્વર્ય છે.

આત્મસેન—એવો જો મારો પોતાનો આત્મા ઈશ્વરજ હોય તો રામ, કૃષ્ણાદિક, ચોવીસ અવતારોને ઇશ્વર કેમ કહેલા છે?

બુદ્ધિસેન—હે, પુત્ર એમનામાં પણ જે સત્તા તારામાં છે તેજ એમનામાં પણ હતી. તો પછી એમને ઈશ્વિર કેમ ન કહેવાય.

આત્મસેન—ત્યારે બીજાઓમાં શું તે સત્તા નથી કે એમને જીવમાં ગણવામાં આવે છે.

બુદ્ધિસેન—ના, ભાઇ એમ તો નથી તેમાં પણ તેના તે રામ રમી રહ્યા છે. પણ જ્યાં સુધી તેનું અજ્ઞાન નાશ થયું

નથી ત્યાં સુધી એને જીવ કહેવામાં આવે છે. જેમ કોઇ રાજાનો બાળક હોય છે. ત્યારે તેને સર્વે રાજપુત્ર કહી બોલાવે છે પણ જ્યારે તે મોટો ઉમ્મર લાયક થાય છે તે પછી ગાદીએ બેસાડવામાં આવે છે તે પછી જેમ લોકો તેને : રાજાધીરાજ કહી બોલાવે છે ને મોટો માનવંતનો ખેતાબ બક્ષવામાં આવે છે એમ રામ, કૃષ્ણ વીગેરે ચોવીસ અવતારોનું પણ સમજી લેવાનું છે બાકી સૌમાં આત્મા તો સરખોજ છે. એથી કોઇને નાનું મોટું સમજવું નહી.

આત્મસેન—હે, દયાળુ દેવ આપ કહો છો કે કોઇ નાનું મોટું સમજવું નહી ને સરવે આત્મા સરખા છે તો કેટલાકો મોટા ચક્રવૃદ્ધિ રાજા થઇ મોટા મોટા રાજ વૈભવો ભોગવતા જોવામાં આવે છે ને કેટલાક ગરીબો એક ટુકડા અન્ન માટે ઘરોઘર ભીખ માગતા નજરે દેખાઇ આવે છે તો તેનું શું કારણ?

બુદ્ધિસેન—હે, બાપ, એ બાબત તો આગળ તને કહેવામાં આવી ગયું છે કે આ જગત્ તમામ સ્વપ્ના જેવું છે. તથીજ તારે સમજી લેવું કે તેની અંદર ભોગવામાં આવતા વૈભવો તથા દુઃખો પણ તેવાંજ સમજવાં તો પછી રાજાને ભીખારી પણ ક્યાં રહ્યા કે તું વારે વારે સંશય કર્યા કરે છે.

આત્મસેન—હે, સાધુ, જ્યાં સુધી હું છું તેવું મને ભાન થાય છે ત્યાં સુધી તો મારા સંશય મટે તેવું મને જણાતું નથી. તો તે માંહેથી ટળી જાય તેવો કંઇ ઉપાય બતાવો કે મારી તમામ પીડા પતી જાય?

બુદ્ધિસેન—હે, પ્રિય પુત્ર. તે કામ કંઇ ઘણું મુશ્કેલ નથી ફક્ત તને જે જે વૈભવો ભોગવવાની નાના પ્રકારની જે વાસનાઓ થાય છે તે વૈભવો તમામ જુઠા છે. તેથી તે તારા કામના નથી. એવું સમજી તેને તું છોડી દે. એટલે તને કંઈ પણ સંશય થશે નહી. વાસના એજ તેનું મુળ સમજવું. ને તે ટળી ગઇ તો સરવે ગયું એમ સમજ.

આત્મસેન—હે, કૃપાળુ આપ ઉપર કહી ગયા કે વાસનાનો ક્ષય થાય તો સરવેનો ક્ષય થયો એમ સમજવું. તો પછી ઇશ્વર પણ ગયો કે કેમ ?

બુદ્ધિસેન—અરે, પુત્ર. એતો જતો હશે તે તો સદાકાળ છે, છે, ને છેજ. પણ જેમ કોઇ ધાતુનો કકડો ભોંયમાં પડી જવાથી તેના ઉપર જેમ ઉધઇના પોપડા બાઝી જાય છે. તેથી તે ઢંકાઇ દેખાતો નથી પણ તેને હાથમાં ઝાલી ખંખેરી નાખવામાં આવે તો તમામ ઉધઇ તેના મેળે આપો આપ ખરી જાય છે ને મુળ સ્વરૂપ કાયમ દેખાય છે. તેમ આત્મામાં પણ વાસના રૂપી ઉધઇ લાગવાથી તે જોવામાં આવતો નથી નહી તો તે સદાકાળ તેવોને તેવોજ છે. એમ સમજી તેનો નાશ માનવો નહી.

આત્મસેન—હે, પિતા. આત્મા અમ્મર છે. તેવું આપે કહ્યું. ત્યારે ઘણા પ્રાણીયો હમેશાં મરણના મુખમાં પેસતા જોવામાં આવે છે તો તેમાં કોણ મરે છે ?

બુદ્ધિસેન—હે, ભાઇ. એમાં કોઇ પણ મરતું નથી. છતાં તેના જેવું તને જે દેખાય છે તે તારી ભ્રાન્તિ સમજવી. નહી તો ભાડુવાત લોકો જેમ ભાડાનાં ઘરો વારે વારે ખાલી બીજાં નવાં ઘરોમાં જઇ વસે છે તેના જેવું એમાં પણ સમજવાનું છે. માટે દેહ પડવાથી કંઇ આત્મા મરતો હોય એમ કહેવાય નહી માટે એને અમ્મર સમજવો.

આત્મસેન—હે. પિતાજી. આપે જે કહ્યો તે અમ્મર આત્મા તે કયાંથી આવ્યો ?

બુદ્ધિસેન—એ તો કયાંહીથી આવતો જતો નથી. જેમનો છે તેમનો તેમ છે. ( અનાદી છે).

આત્મસેન—જીવ, ઇશ્વરમાં ભેદ કેટલો સમજવો ?

બુદ્ધિસેન—અજ્ઞાનપણું તે જીવ. ને તેનો અભાવ તે ઇશ્વિર કહેવાય. તે ખરૂં જોતાં તો તે બન્ને એકજ છે. ભેદ માત્ર જ્ઞાન, અજ્ઞાનનો સમજવો.

આત્મસેન—એવી જે શુદ્ધ આત્મા તેમાં અજ્ઞાનરૂપી જગત્ કયાંથી આંવ્યું ?

બુદ્ધિસેન—તે કયાંહેથી આવ્યું નથી. પણ સુર્યમાં જેમ કીરણો દેખાય છે એમ આત્મામાં જગત્ સભાવિક દેખાય છે સ્થિતીએ તો શુન્ય સમજવું.

આત્મસેન—વસ્તુ એ શુન્યને દેખાય છે. એતો કેમ મનાય. તેનો કંઇ બીજો દાખલો આપો કે તે જાણી મારો સંશય નિવૃત્ત થાય.

બુદ્ધિસેન—જેમ દેહનો પડછાયો દેખાવ માત્ર છે ને વસ્તુએ કંઇએ નથી તેની પેરે આમાં પણ સમજી લેવું એટલે જગત્ તે પડછાયા જેવું છે.

આત્મસેન—તેવી અનિત્ય વસ્તુ ઉપર લોકો આટલા બધા મોહીત કેમ થઇ ગયા છે?

બુદ્ધિસેન—તેનું નામજ તારે પેલી આગળ કહેવામાં આવેલી ભુલ ભુલાંમણી સમજી લેવી ને તેમાં પડયો તે તો તેમાંને તેમાંજ ગોથાં માર્યાજ કરવાનો.

આત્મસેન—એમાંથી કેવી રીતે બચી જવાય?

બુદ્ધિસેન—તે બાબત તો આગળ કહેવામાં આવ્યું છે. તે પ્રમાણે સીધે શેરડે ચાલવાથી.

આત્મસેન—એવો શેરડો તે કોને કહેવો? ને તે ઉપર ચાલવાથી ક્યાં પહોચાય છે.

બુદ્ધિસેન—દયા, દાન, ને દિનતા, હરિ સ્મરણનો હરદમ જાપ. તે વિના બીજા અનેક ઉપાયો છે, પણ પ્રથમ જો એટલાનો સંચય કરવામાં આવે તો બીજા તમામ વિના પ્રયાસે આપો આપજ એની મેળે મળી આવે છે. ને તેથી મોક્ષ ધામમાં સુખરૂપે પહોંચાય છે.

આત્મસેન—વળી મોક્ષ ધામ તે શું? ને ત્યાં જવાથી શું સુખ મળે છે?

બુદ્ધિસેન—પોતાના આત્માને ઓળખવો તે. તેથી વાસના રહીતથવાય છે. ને તમામ ઉપાધી ટળી જાય છે ને પછી આનંદ

સાગરમાં લહેરીયાં લેવાય છે.

આત્મસેન—આનંદ સાગરનાં જે લહેરીયાં હમણાં આપે કહ્યાં તેનું સુખ કેવું હશે ? કે આપ એનું વખતો વખત વર્ણન કર્યા કરો છો. તો જીજ્ઞાસુને કહેવા કૃપા કરશો ?

બુદ્ધિસેન—હે, ભાઇ આ જગતનાં તમામ નાસ્તિક સુખો છે તેવું તું હવે નક્કી જાણે છે છતાં જ્યારે તું કોઇ વખતે કોઇ સારી મીઠાઇનું ભોજન કરતો હોય છે ને તે જમતાં તને જે આનંદ થાય છે તે તું સરવે જાણે છે પણ તે જેમ તું બીજાને કહી શકતો નથી તેમ પેલો ઇશ્વરી આનંદ તો તેના કરતાં હજાર, લક્ષ, ને કોટી ઘણો વધારે સુખદાતા છે તો તેનું વર્ણન જીભ્યાએથી વરણી શકાય તેવું નથી. તો તને કેમ કરીને કહેવું. એતો એને અનુભવે તેજ જાણે એમ છે એટલે તે સાનેથી સમજી લેવા જેવો છે.

આત્મસેન—હે, કૃપાળુ ગુરૂદેવ. એવો જે આનંદ સ્વરૂપ આત્મા છે તેવું આપે કહ્યું છતાં તે આ જગતના નાના પ્રકારનાં દુ:ખો જોઈ કલેશને કેમ પામે છે તે કહેવા કૃપા કરશો.

## સંગનો રંગ.

બુદ્ધિસેન—હે, પુત્ર. તે ઉપર એક પુરાતન ઇતિહાસ કહું તે સાંભળ કે જે સાંભળવાથી તને ઉઠેલો સંશય આપો આપજ સમી જશે કોઇ જંગલના વીશે વિભાનડિક કરીને એક મહાત્મા રૂષી રહેતા હતા તેને ત્યાં હરણીના પેટે એક બાળકનો

જન્મ થયો હતો તેનું નામ એકલસંગી રાખવામાં આવ્યું તે બાળક જ્યારે જન્મો ત્યારથીજ સરવે સંગ છોડી પોતે એકલોજ અરણ્યમાં રહેતો હતો તેથી તેને સ્ત્રી પુરૂષનું કંઈ પણ ભાન નહોતું ને તરૂણવયનો થયો તો પણ તેવોને તેવોજ સંગ રહીત અલમસ્તની પેઠે ફર્યા કરતો હતો. ને જ્યારે ક્ષુધા લાગતી ત્યારે તે જંગલમાં ફરી વનફળ વીગેરે ઘાસ ચારો વીણી ખાતોને એક ઇશ્વરના સ્વરૂપમાં તદાકાર હતો. ને સંસારના વિષયોમાં કંઇ પણ સમજતો નહી. તેવી રીતે ઘણો લાંબો કાળ વહી ગયો તેવામાં અયોધ્યાના દશરથ નામના રાજાને પુત્ર નહી હોવાથી તેની પ્રાપ્તિના અર્થે પુત્રેષ્ટ યજ્ઞ કરાવવા સારૂ ઘણા જનોને પુછવાથી એમ કહેવામાં આવ્યું કે અરણ્યાવાશી સંગી રૂષીને બોલાવી એમની પાસે પુત્રેષ્ટ યજ્ઞ વીધિ પ્રમાણે કરાવવામાં આવે તો જરૂર પુત્ર પ્રાપ્તિ થાય પરંતુ એમને સ્ત્રી પુરૂષનું ભાન નથી તો લાવવા કેવી રીતે. તે વાતની રાજાને બહુ ચીંતા થયા કરતી હતી ત્યાર પછી કેટલાક કાળે તે દશરથને સ્વર્ગવાસી ઇંદ્રનો મેળાપ થયો ત્યારે પેલી તમામ વાર્તા નિવેદન કરવામાં આવી તે સાંભળી ઇંદ્રએ દશરથનું દુઃખ દુર કરવા પોતાના તરફથી એક રંભા નામની અપ્સરાને સંગીને છળી અયોધ્યામાં પહોંચાડવાની સરતે આજ્ઞા કરવામાં આવી તેથી તે જોઇતાં સાધનો લેઈ પોતાના મહારાજાની આજ્ઞા શીર ચડાવી સંગીના આશ્રમમાં રૂષી વેશે ચાલી આવી. તે વખતે સંગી પણ ત્યાંજ બેઠા હતા તે પેલા આ-

વનાર કૃતિમ રૂષીનો અદ્ભુત વેષ જોઈ એકદમ ઉભા થઈ એમને સત્કાર કરવા સામા ચાલ્યાને ઘણા હર્ષ સાથે આવી મળ્યાને એમને હસ્ત ઝાલી પર્ણકુટીમાં લાવી દર્ભાશન ઉપર બેસાડયા ને તુંબીમાંથી શીતોદક જળ પાયું ને મિષ્ટ ફળો પ્રાસન કરાવ્યાં ત્યાર પછી પ્રણામ કરી કહેવા લાગ્યા કે હે માનું ભાવ આપ કયાંથી પધાર્યા ને કયા યોગને સાધો છો ને આપનું અત્રે આગમન શા સારૂ કરવામાં આવ્યું છે ને આપનું નામાભિધાન શું છે તેના ઉત્તરમાં તે કૃત્રિમ રૂષિ બોલ્યા કે હું સ્વર્ગ નામના અરણ્યમાંથી ચાલી આવ્યો છું ને કામ ક્રિડા એ નામના યોગને સાધુ છું ને અર્થ સાધવાના માટે મારૂં અત્રે આવવું થયું છે ને મારૂં નામ મોહ પાષા છે. તેનો ભાવાર્થ તે નહી સમજી શકવા છતાં બહુ સારૂ કહી નમન કરી તેમની આગતા સ્વાગતા કરવા લાગ્યા ને કહેવા લાગ્યો કે હે રૂષી માત્મા આપ હવે અહીંથી જશો નહી કેમકે હું આપની સેવા કરવા ચાહું છું એવું એમનું કહેવું સાંભળી પેલા આવનાર કૃત્રિમ રૂષિએ હા કહી. કારણ કે એમનું આવવું તો એટલાજ નિમિત હતું તેથી ત્યાં રહ્યા હવે એમને ક્ષુધા લાગતી ત્યારે તેમને આરોગવા માટે પેલા શૃંગી રૂષી અરણ્યમાંથી પક્વ ફળો વીણી લાવી આપતા ને રાત્રીએ એક આસને શયન પણ કરતા તેવી રીતે ઘણો લાંબો કાળ વહી ગયો એક એકની પ્રિતી બહુ વધી જવાથી રૂષીનું મન ચંચળ થયું પછી પેલી રૂષી વેશમાં આવેલી અપ્સરાએ પો-

તાનો અર્થ સાધવાનો પ્રયોગ શરૂ કર્યો. એક દિવસે તે મહાત્મા સાથે કહેવા લાગી કે હવે હું આપની રજા માગું છું તેવું કહેતાની સાથે જેમ કંદળી વૃક્ષ ઉપર એકદમ કહોવાડો હુટી પડે ને તેની જે દશા થાય તેવી રીતે પેલા મહાત્માજી સ્થીળ થઈ નિચે ગીર પડયા ને કરગરી કહેવા લાગ્યા કે હે મહા પ્રભુ તમારા વિના તો એક ઘડી પણ મને રહ્યું જાય તેમ નથી તેથી હું આપને જવા :નહી દેઉં ત્યારે પેલા આવનાર મહાત્માજી બોલ્યા કે અબ મેરાથી રહ્યા નહી જાયગા કાયકું કે મેરેકું મેક બડા ભારી દરદ લગાહે, તો ઉસકી દવા કરની ચાહીએ તે માટે મેં જરૂર જાઉંગા. ઉપરની હકીકત જાણી સૃંગી કહેને લગા કે તુમેરા કયા દરદ હે. સો હમકું બતાના ચહીએ તે શબ્દ સાંભળી પેલી રંભાએ પોતાનાં તમામ વસ્ત્ર કાઢી નાખી તમામ ગુપ્ત સ્થાન બતાવી કહેને લગી કે દેખો આહી દરદથી મેં મરજાતા હું ને ઉસકી પીડાએ રહા નહી જાતા હે. એસા ઓ બડા ભારી દરદ હુવા હે. એમ કહી બાહુ ધાડે સ્વરથી રૂદન કરવા લાગી. એ દેખી પેલા મહાત્માજી કે જેને સ્ત્રી પુરૂષનું ભાન પણ નથી ને પોતા કરતાં તેનો તદન જુદો વેષ દેખી. તે પણ રોવા લાગ્યા. ને પોતાના મન સાથે પરિતાપ કરવા માંડયો કે ઓ, સાધુ કું બડા દુઃખ હુવાહે પછી કહેને લગ્યા કે ઉસકી દવાઓ અપને જંગલમે નહી મીલ શકતીહે કે આપ મેરી પાસેથી જાનેકી રજા મંગતે હો. તેવું સાંભળી પેલા આવનાર મહાત્મા બોલ્યા કે હે સાધુ ઉસકી દવા તો

આપનાજ પાસમેં હે. પણ મેં કોઇકું તસદી નહી દેતા. એસા મેં ધર્માત્મા હું તેથી આપકુ નહી કહે શકતા કાયકું કે બીજાને ભાર રૂપ નહી હોનાં એહી શાસ્ત્ર નિતીકા ધર્મ હે ત્યારે તે સાધુ બોલ્યા કે જો હમારી પાસમેં તુમેરા દરદકી દુવા હે. તો ખુશીસે દેઉંગા. કંઇ જુદાઇ નહી હે. તુમ કાયકું બોજા ચડતા હે. એસા સમજતા હે. ત્યારે પેલી રંભા બોલી કે કોઇકી પાસ મંગના. વો બહોત અનર્થકી બાત હે. એસાઈ મેં સમજતા હું. પરંતુ આપ જો બહુ આગ્રહ કરી કહેતા હો તો મેં આપકું ના નહી કે શકતા હું. તો તુમ સત્વર ઓ મેરે શરીરપર માંસકા જો ઢેપા બાઝયા હુવા હે ઉસકે લીએ રહા નહી જાતા ને પીડા બહોત હોતી હે તો આપ ઇસકું બોત મરદન કરના ને શકેતથી ગુપ્ત દુવારકા પ્રયોગ સાધનેકા ઉપાય પણ બતાદીયા ને તેના બદલા તરીકે પોતાના પાસમાં આવેલી પકવાન આદિક સામગ્રી (મેવા વીગેરે) તેમને ભોજન કરવા માટે આપવામાં આવી તે તમામનો અનુભવ કરવાથી તે સાધુ પુરૂષની શી દશા થઇ હશે. તે વાંચક તું પણ સમજ્યો હઇશ. બસ બસ એટલુંજ કામ હતું. હવે તો તે મહારાજ પેલી રંભાને જોઇ છેક લટુજી બની ગયા. તેથી તેના વિના ઘડી એક પણ ચેન પડતું નહી ને એ વાતે આંધળા ભીંત બની ગયા કે રાત દહાડો તેનાજ ભજનની ધુન કરતા હતા ને તે નીજલક્ષ્મિ લાગી હતી છતાં હજુએ એમને સાધુ છે એમ જાણતા હતા તેવી રીતે ઘણો વખત વહી ગયા પછી પેલી રંભા બોલી કે એ મનમોહને

પ્રાણવલભ આ પ્રદેશમાં રહેવું મને બીલકુલ ગમતું નથી માટે આનાથી ઘણો સારો ને રસાલ જે અમારો પ્રદેશ છે ત્યાં જઇ વસવામાં આવે તો આપણને ઘણો આનંદ મળે તેમ છે તેનું કહેવું માની પછી તે ભ્રષ્ટ થયેલા મહાત્મા વગર આનાકાનીએ જેમ મદારી પાછળ માંકડું ચાલે તે પ્રમાણે તેની પાછળ પાછળ અયોધ્યામાં આવ્યાને દશરથનું કાર્ય રૂડી રીતે કર્યું ને પોતે સંસારી બન્યા. હે. બાપ આત્મસેન તું સમજ્યો કે જેને સ્ત્રી પુરૂષનું જરાએ ભાન પણ નહોતું તે એકે કાળે મોટા વૈભવવાળો સંસારી બન્યો. તે બધું શાથી એ તમામ સંગનું કારણ હતું ને પુર્વે પુછવામાં આવેલા તારા પ્રશ્નનો ઉત્તર પણ એજ સમજવો માટે જે સંગ કરવાથી અધોગતિએ જવાય તેવો સંગ કો કાળે કરવો નહી.

આત્મસેન—હે દયાળુ દેવ! આપ પ્રથમ કહી ગયા છો કે આ જગત્ સર્વે સ્વપ્ના જેવું છે તો તેની અંદર ભોગવાતાં સુખ દુઃખો પણ તેના જેવાંજ હોવાં જોઇએ છતાં તે સાચાના જેવાં મને કેમ જણાય છે?

બુદ્ધિસેન—સાંભળ હજુ તને તે જુઠું છે તેવો પાકો નિશ્ચય થયો નથી ને જો તેમ થાય તો જેમ જળની અંદર કમળ રહે છે પણ તેને જેમ જળનો સ્પર્શ થતો નથી તેમ તેને પણ તેની માફક થવાનું.

આત્મસેન—આ જગત સ્વપ્ના જેવું જુઠું છે તેવું આપે શા કારણથી કહ્યું?

બુદ્ધિસેન—એમાંની એક વસ્તુ પણ અવિચળ રહેતી નથી. (એટલે સ્વપ્નાની પેરે દેખાવ માત્ર છે.) તેથી એમ કહેવામાં આવ્યું છે.

આત્મસેન—હે, ગુરૂદેવ આપે હમણાં કહ્યું કે સ્વપ્નાની પેરે દેખવા માત્ર છે તેથી તે જુઠુ છે પણ :તે દેખનારો તો કોઇ ખરો કે નહી તો તે કોણ છે તે કહેવા કૃપા કરશો ?

બુદ્ધિસેન—હે, પુત્ર. તે વિષે પણ તનેં ઘણી વખત આગળ કહેવામાં આવી ગયું છે છતાં જો તું ફરી ફરી પુછે છે તો સાંભળ તે તારો પોતાનો આત્મા અગર તું જેને ઇશ્વર કહે છે તે.

આત્મસેન—આપ પ્રથમ કહેતા હતા કે ઈશ્વર તો એકજ છે ને આતો બે થયા તો તેમાં મારે શું સમજવું ?

બુદ્ધિસેન—હા, ભાઈ તે એકજ છે. પણ જેમ સમુદ્રની અંદર પાણી ભરેલું હોય છે તેમાં મોટાં મોટાં મોજાંઓ થાય છે ને ભમરાઓ પડે છે ફીણ પણ થાય છે ને પરપોટા પણ દેખાઈ આવે છે તે સરવે પાણીનો દેખાવ છે છતાં જુદાં જુદાં નામ આપવામાં આવે છે તેમ આમાં પણ સમજી લેવાનું છે.

આત્મસેન—એમતો ઇશ્વર એકજ રહ્યોને બીજું કંઇ રહેવું જોઇએ નહી કેમ તે ઇશ્વર વસ્તુતાએ પણ નથી તો આ તમામ જે દેખાય છે તે સરબે ક્યાંથી આવ્યું ?

બુદ્ધિસેન—એ તો એની સત્તા માત્ર સમજ. તે બાબત તો પ્રથમ તને કહેવામાં આવ્યું છે કે તમામ જુઠું સ્વપ્ના

જેવું છે છતાં તેને તું સાચું માનીને ક્યાંથી આવ્યું એમ કહે છે. પણ તેને માયા માત્ર માન્ય. એમ માનીશ તો તેનું અસારપણું તને આપો આપ સમજાઇ જશે.

આત્મસેન—હે, ગુરૂદેવ. વળી તે માયા તે કોણ ને તે શું શું કરી શકે તેનું ખરૂં સ્વરૂપ આ જીજ્ઞાસુ સેવકને જણાવવા કૃપા કરશો.

## માયાનો ખેલ.

બુદ્ધિસેન—હે, બાપ સાંભળ. હોય તેનાથી જે જુદું દેખાઇ દે તેનું નામ તારે માયા સમજવી ને તે માયા શું શું કરી શકે છે તે ઉપર તને એક વાર્તા કહું તે સાંભળ એટલે તેનું ખરૂં સ્વરૂપ તને આપો આપજ સમજાશે.

કોઇ એક કાળમાં શ્રી વેદંવ્યાસજી ભગવાન પતિત પાવની ચંદ્રભાગા ગંગાના કીનારાપર પોતાના આશ્રમાં શ્રી હરીનું સ્મરણ કરતા હતા ને મીમાંસા નામનો શાસ્ત્રનો ગ્રંથ લખતા હતા તે ગ્રંથ લખવામાં એમને એવી તો બુદ્ધિ વાપરી હતી કે ગમે તેવો મુઢ માણુસ પણ તેનું શ્રવણ કરવા માત્રથી પરમાત્માના સ્વરૂપની પ્રાપ્તિ કર્યા વિના રહે નહી તેવો તે ગ્રંથ રચવામાં આવ્યો હતો છતાં મોટા પુરૂષો જરાએ અભિમાન કરતા નથી ને પોતા તરફથી જે કંઇ કરવામાં આવ્યું હોય છે તે પ્રથમ કોઇ સારા વિદ્વાનોની પાસે બારીકીથી તપાસ કરાવે છે. ત્યાર પછી તેને પ્રસીદ્ધિમાં મુકવામાં આવે છે તે ન્યાયને અનુસરી તેમને છ શિષ્યો હતા તેમાંના પટ શિષ્ય જે જય

મુની કરીને હતા તે કોઇ વખતે ત્યાં અચાનક આવવાથી પેલો તૈયાર કરવામાં આવેલો ગ્રંથ તેમને તપાસવા માટે સોંપવામાં આવ્યો. તે લેઇ પોતાના આશ્રમમાં ગયા ને સ્વસ્થ થઇ તે બારીકીથી નિરીક્ષણ કરવા માંડયું. તેવી રીતે તપાસ કરતાં એમણે કેટલોક ભાગ જોઇ લીધો પછી આગળ જતાં એક ઠેકાણે એમ લખવામાં આવ્યું હતું કે "જ્ઞાનીએ પણ એકાંતમાં સ્ત્રી સંગ કરવો નહી" તે લેખ વાંચવાથી એમને યોગ્ય લાગ્યું નહી. કેમકે બીજાઓને માટે તો તે ઠીકજ છે પણ શું મારા જેવા જ્ઞાની પણ તેવા સમજવા. જો તે નઠારા હોય તો પછી જ્ઞાની કહેવાયજ શેના. માટે તે લખવામાં ગુરૂજીએ પુરી ભુલ કરી છે તેવો એમને પોતાના મનમાં નિશ્ચય કર્યો ને તેવી શંકા ઉઠવાથી પછી આગળ વાંચવું બીલકુલ નહી ગમવાથી તુર્તજ તેને વસ્ત્રમાં વીંટી લેઇ બગલમાં મારી તે વ્યાસજીની પાસે આવ્યા ને પેલો ગ્રંથ તેમની સન્મુખ મુકી વગર બોલે ઉભા રહ્યા ત્યારે વ્યાસજીએ કહ્યું કે હે પુત્ર તું તેને તપાસી રહે એટલો કાળ હજુ થયો નથી છતાં થોડા વખતમાં તું એમને એમ આવ્યો છે તેથી તેને જરૂર મારૂં વાક્ય અપ્રમાણીક લાગવું જોઇએ. બોલ્ય કેમ છે ત્યારે તે જયમુની કહે કે આપતો સામર્થ છો એટલે કંઇ કહી શકું નહી પણ મારા જેવા જ્ઞાનીઓ પણ શું તેવા સમજવા. તે વાકય મને જરા કઠીણ જણાય છે ત્યારે વ્યાસજી કહે છે

કે—મેંતો યોગ્ય ધારીનેજ લખ્યું છે પણ તને તેમ ન લાગે તો તેપર તું હડતાળ મારી દે તેવું વાક્ય સાંભળવાથી ગુરૂનું કાર્ય ઉથાપન કરી શકવા અસામર્થ હોવાથી એકાએક કંઇ પણ બોલ્યા ચાલ્યા વિના પોતાના આશ્રમમાં આવી ઇશ્વરના ધ્યાનમાં નિમગ્ન થઇ ભજન કરવા માંડયા. પણ પોતાના મનમાં ઉઠેલી પેલી શંકા મટી નહી તેથી કંઇ ચેન પડયું નહી તેવામાં ત્યાં બહુ તાપ પડવા મડયો તેથી આકાશમાં મોટાં મોટાં વાદળાંઓ ચઢી આવ્યાં ને ગગડાટ થવા મંડયો ને વીજળી પણ જબુકા દેવા મંડી ને એકદમ મોટી હાથીની સુંઢ જેવી ધારાઓથી વરસાદ વરસવા મંડયો તે સાથે વાયરો પણ પુર ઝડપે વાયા કરતો હતો ને ટાઢ કહે છે કે હું ઘણી ને જ્યાં જોઇએ ત્યાં જળ બંબાકાર થઈ રહ્યું હતું તેથી તે જંગલનાં તમામ પશુ પંખીઓ જ્યાં ત્યાં આડાં અવળાં છુપાઈ બેઠાં ને ટાઢે ઠુંડવાઈ ધ્રુજ્યા કરતાં હતાં તે વખતે પેલી પર્ણકુટીની બહારના સામે વૃક્ષે નીચે કોઇ એક તરૂણવયની નવોઢા યુવાન સ્વરૂપવાન અબળા ઝરમરીયું ભીંજાયેલું એકજ વસ્ત્ર પહેરી ટાઢે કોકડું વળાઇ ગયેલ પોતાના બન્ને હાથ તેના સ્તન ઉપર ઢાંકી ઉભી ઉભાં ધ્રુજ્યા કરતી હતી તે પેલા મહાત્માની દ્રષ્ટિએ જોવામાં આવી. તો તેના શરીર ઉપરના તમામ ગુપ્ત ભાગો સ્પષ્ટ દેખાયા કરતા હતા ને સુંદીરતાનો ભાષ થયા કરતો હતો તેથી તે કોઈ રાજકન્યા હશે ને જંગલમાં એકલી ભુલી પડી અહીં આવી હોવી જોઇએ.

તેવું ધારી તેને આશ્રય આપું એમ વિચાર કરી તેની નજદીકમાં ગયા તેમ તેમ પેલી કન્યા શરમાઇને આઘી આઘી ખસવા લાગી. તે સાથે તેને તીરશી દ્રષ્ટિથી એક એવી કટાક્ષ ભમર ચડાવી ફેંકી કે તે મહાત્માજી પોતાની મોટાઇનો મોભો કોરે મુકી. તેમાં વીંધાઈ જઇ તેની પાછળ દોડી હાથ પકડી પર્ણકુટીમાં ઘસડી લાવ્યા ને દ્રષ્ટિથી આજુ બાજુ ચારે તરફ જોઇ જેવા પ્રેમથી બે ભુજ લાંબા પ્રસારી બાથમાં ભીડીને જોવા જાય તો તે રાજ્ય કન્યાના ઠેકાણે તો તેમના ગુરૂદેવ વેદંવ્યાસજી મોટા લાંબી દાઢીવાળા નજરે જોવામાં આવ્યા. ને તે બોલ્યા કે બાપ જયમુની તારા જેવા જ્ઞાનીને તે વળ આ શું. આમ કરવું કંઇ શોભતું હશે. ને તું છેક ગાંડો થયો કે શું. ને કેવડી મોટી ભુલ કે રાજ્યકન્યાના બદલામાં બીજા કોને તું બાથ ભીડાવી બેઠો છે તને જરા મારી પણ શરમ આવતી નથી કે. અરે બાપ તેં મને પણ ન ઓળખ્યો એવું વાકય સાંભળવાથી તો તે છેક શરમાઇ ગયો ને નીચું મોં રાખી ઉભો રહ્યો કે ઉંચું જુએ પણ શાનો. પછી તેના ગુરૂજી બોલ્યા કે હે બાપ. જયમુની જો આ એકાંત કેવી બુરી છે તેનો તને પ્રત્યક્ષ અનુભવ થયો. ને તારી ભુલ તને સમજાઇ. તેટલાજ માટે આ તમામ લીલા મારે તને કરી દેખાડવી પડી છે માટે તું ગભરા નહી. હે બાપ. મોટા પુરૂષો જે કંઇ લખે છે તે વખતે બહુ બહુ લાંબો વિચાર કરીને લખે છે ને કંઇ પણ અવિચારી લખતા નથી પણ તેનો

અર્થ નહી સમજી શકનાર પામર પ્રાણીઓ એનો ઉંધો અર્થ કરી વગર તપાસે પાધરા નિંદા કરવા મંડી જાય છે તેવાઓને ધિક્કાર સમજવો. પણ હવે તારે તેમ કરવું નહી. એમ કહી પોતાના આશ્રમ તરફ ચાલી ગયા. હે, પુત્ર આત્મસેન તેવી તે ઠગણી માયાને ઓળખીને તે શું કરી શકે છે તે જોવું ને તેના સ્વરૂપને તું સમજ્યો. માટે ભુલે ચુકે પણ તેના પાસમાં તું પડતો નહી.

આત્મસેન—હે. પિતાજી એવીદુસ્તર જે પ્રભુની માયા તે સૌને ભુલાવામાં નાખે છે તો તેને શું કરવા તેમણે ઉત્પન્ન કરી હશે?

બુદ્ધિસેન—હે, પુત્ર. તેને કંઈ ઉત્પન્ન કરવી પડી નથી. પણ જેમ અગ્નિની પાસે ઉનાસ કાયમજ હોય છે તેમ બ્રહ્મમાં માયા રહેલી છે (એટલે તે બ્રહ્મ સ્વરૂપ છે) છતાં સ્વપ્નાની પેરે દેખાયા કરે છે.

આત્મસેન—એવો જે બ્રહ્મ સ્વરૂપ આત્મા તે આ જગતના જીવોમાં વાસ કરી કેવી રીતે રહ્યો છે ને તે જીવોના દેહ પડતાં પછી તે કયાં જાય છે?

બુદ્ધિસેન—હે, પુત્ર તે આકાશની પેઠે સરવેમાં નિરલેપ વ્યાપી રહ્યો છે. એટલે ઘટઘટમાં સર્વત્ર સરખો છે ને ઘટ ફુટવાથી પણ આકાશ તેમનું તેમજ રહે છે તેમ દેહ પડવાથી પણ બ્રહ્મ કંઇ જતો નથી. માટે તે મરે છે તેવી શંકા કરવી નહી.

આત્મસેન—હે, પ્રભુ. આ જગતના મનુષ્યોને સારામાં સારૂ કામ કીયું કરવાનું કે જેથી પોતાના આત્માનો ઉદ્ધાર થાય ને બીજાઓને પણ સદ્ગતી મળે?

## પરોપકારી ભાગીરથી.

બુદ્ધિસેન—હે, શિષ્ય, પરોપકાર જેવું બીજું એકે પુન્ય નથી ધન્ય છે તને કે બીજાઓનું હીત ચાહી એનું ભલું કરવા તારી આવી તીવ્ર લાગણી થઇ આવી છે તેવા વિચારવાન પુરૂષોને તો આ પૃથ્વી દેવ સમાન સમજવા. તેવો પરોપકારી પુર્વે રઘુકુળમાં અયોધ્યા નગરના વિષે સુર્યવંશી ભાગીરથી નામનો રાજા થઇ ગયો છે તેનો ઇતિહાસ હું તને કહી બતાવું કે તે સાંભળવાથી તારા પ્રશ્નનો ખુલાસો થઇ જશે.

એક વખત શ્રી કૈલાસપુરીમાં શ્રી મહાદેવજીએ યજ્ઞારંભ કર્યો હતો તે પ્રસંગે તમામ દેવરૂષિઓને આમંત્રણ કરવામાં આવ્યું હતું તેથી ત્યાં સરવે આવી બીરાજેલા હતા ને શંકર ભગવાને તે વખતે દીક્ષા ધારણ કરી. ઉમા સહીત યજ્ઞનું કામ ઘણા ઉમંગ સાથે ચલાવ્યા કરતા હતા ને તે પ્રસંગે આવેલા રૂષિ મુનિઓ સૌ સૌના આસને બેસી યજ્ઞના કુંડમાં ઘૃત દ્રવ્યો હોમી સ્વધ્યાય અને સ્વાહાકારના વેદ મંત્રોનો ઉચ્ચાર મોટી ગર્જનાથી કરતા હતા તેવી રીતે યજ્ઞ કરાવ્યા પછી પુર્ણાહુતીનો કાળ આવી પહોંચવાથી શંકર સહીત પાર્વતીદેવી ઉભાં થઇ તે યજ્ઞ નારાયણનું પુજન કરવા લાગ્યાં તે વખતે ઉમીયાજીના અંગનું વસ્ત્ર વાયુ વાવાથી જરા ખસી ગયું તેથી અંગનો ભાગ જરા દેખાતો હતો તે જોઇ સભામાં બેઠેલા બ્રહ્મદેવની નજર એમના ઉપર જવાથી કામે કરી વિહ્વળ થયા તેથી તેમનાથી

વિર્યપાત થઇ ગયો તે જોઇ સરવે દેવોએ તેમને સભામાંથી ઉઠાડી મુકી બહાર જવા કહ્યું ત્યારે બ્રહ્માએ પોતાની ભુલની માફી માગી કબુલ કરીને કરગરી કહ્યું કે હું મોટા દોષનો અધિકારી થયો છું તેથી મારો અપરાધ ક્ષમા કરી તેમાંથી મુક્ત થવા મને સારો માર્ગ બતાવશોં. તે વખતે વિષ્ણુ ભગવાન સહીત તમામ દેવો બોલ્યા કે આ પૃથ્વીમાં જે તીર્થો આવેલાં છે તે તમામનું જળ એકઠું કરી તેમાં નાવામાં આવે તો તમારો થયેલો અપરાધ મટી તમો નિષ્પાપ થશો. તેવું સૌનું કહેવું શીર ચડાવ્યું પછી એમને સર્વે તીર્થોનું જળ આણી મંગાવ્યું ને તેમાં નાહ્યા ને તેમાંથી વધેલું જળ એક તુંબડીમાં ભરી રાખી બ્રહ્મ લોકમાં પોતાની સાથે ગયા ને પછી ત્યાં સંઘરી રાખવામાં આવ્યું ત્યાર પછી કેટલાક કાળ વહી ગયા બાદ ભગવાને શ્રી વામન અવતાર ધારણ કર્યો તેમણે બળીરાજાને ત્યાં જઇ સાડા ત્રણ પગલા પૃથ્વીની યાચના કરી તેમાં પાતાળ તથા પૃથ્વી બેઃપગલાં ભરી લેવામાં આવીને ત્રીજું પગલું ઠેઠ બ્રહ્મ લોકમાં મુકવામાં આવ્યું તે જોઇ તેને બ્રહ્માએ ઓળખ્યું કે આ ચરણ તો વિષ્ણુંનો છે તો તેનું પુજન કરવું જોઇએ તેથી પેલી તુંબીમાં ભરી રાખવામાં આવેલું જળ લેઈ તેનું પક્ષાલન કર્યું તે વિષ્ણું પાદના પ્રતાપે કરીને તે જળ વધી મોટી વિસ્તારવાળી ગંગા પ્રગટ થઇને સત્ય લોકમાં વહેવા માંડી.

હવે તે પૃથ્વી તળમાં કેમ આવી તે વિષે કહેવામાં આવે છે કે ત્રેતા યુગમાં અધ્યોયા નગરમાં રામચંદ્રના કુળમાં પુર્વે સગર નામનો રાજા રાજ્ય કરતો હતો તેને ત્યાં બે રાણીઓ હતી. તેમાંથી એક રાણીથી તેને સાઠ હજાર પુત્ર ઉત્પન્ન થયા ને બીજીને પેટે અસમાનજશવંત નામનો એકજ પુત્ર થયો હતો તેવો તે વૈભવશાળી રાજા હોવાથી તેને ઇંદ્રની પદવી લેવાની જીજ્ઞાસા થઈ આવી તેથી તેણે સતયાગનો આરંભ કર્યો તેમાં તેણે સમસ્ત દેશ જીતી લેવાને તેમાં એક ચકવે પોતાની આણ વરતાવવી તેના તેણે નવાણું યાગતો પુરા પણ કરવામાં આવ્યા ને ફરીથી સોમો યાગ પણ ચાલુ કરી યજ્ઞના ઘોડાને લલાટે અમારાથી બળીયો હોય તે ઘોડાને બાંધજો. એવો લેખ એક સુવર્ણના પત્રમ લખી બાંધી ઘોડાને છુટો મુકવામાં આવ્યો તેની પાછળ રક્ષા કરવા અર્થે પેલા જે મહા બળવાન સાઠહજાર સગરના પુત્રો હતા તે શસ્ત્ર અસ્ત્ર સજી મોટા ઠાઠથી સેના લેઇ તેના પાછળ ચાલી નીકળ્યા. ને તે એવા તો બળીયા હતા કે જે પ્રદેશ ભણી ચાલતા તે તરફની જમીન તેમના ભારે કરીને નમી જતી હતી. તે જોઇને સ્વર્ગવાશી ઇંદ્રદેવને પણ ચીંતા થવા લાગી કે સગર મારૂં રાજ્ય જરૂર પડાવી લેશે માટે કોઇ ઉપાય કરી તેનો પરાજય કરૂં તેવું સમજી જ્યાં આગળ શ્રી કપીલદેવ ભગવાન ધ્યાન ધરી તપશ્ચર્યા કરતા હતા ત્યાં આવ્યો ને પેલો યજ્ઞનો ઘોડો પણ ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો તેની રાસ હાથમાં લેઈ પેલા તપસ્વીની જટાએ બાંધી ચાલતો થયો ત્યાર

પછી થોડીવારે યજ્ઞના રક્ષકો આવી પહોંચ્યા ને ઘોડાને બાંધેલો જોઇ બહુજ ક્રોધાવેશમાં આવી કહેવા લાગ્યા કે અરે મુઢ આવો તપસ્વી વેશ રાખી તેં અમારો ઘોડો કેમ બાંધ્યો છે એતો દંભીકનું કામ કહેવાય પણ તે ધ્યાનમાં બેઠેલા હોવાથી કંઇપણ બોલ્યા નહિ પરંતુ પેલા ગર્વમાં ગરકાવ થયેલાને જેનો કાળ નજદીકમાં આવી પહોંચેલો છે તેવા તે તમામ સગરપુત્રોએ તે મહાત્માની જટા ઝાલી ખેંચવા મંડી પડયા. તેથી તે તપમાંથી એકદમ જાગી ઉઠ્યા ને આંખો ઉઘાડી તો અગ્નિની ખાણ માફક લાલચોળ થયેલી જોવામાં આવી તેવો તેમને ઉગ્ર ક્રોધ ચડેલો હોવાથી તેની જવાળાએ કરી પેલા સાઠ હજાર સગર પુત્રો બળી ખાખ થઇ ગયા ને એકે બચવા પામ્યો નહિ ને યજ્ઞ મંડપમાં તેમની ઘણા દીવસ વાટ જોઇ પણ તે નહિ આવવાથી તેને અધુરો મુકી પેલો જે એક પુત્ર અસમાન જશવંત નામનો હતો તે એમની શોધ કરવા કરવા માટે નીકળ્યો તે ફરતા ફરતો ત્યાં આવ્યો ને તમામ વાત જાણી લેઇ રૂષી પ્રત્યે કરગરી કહેવા લાગ્યો કે હે પ્રભુ એમનું અકાળે મૃત્યુ થયું છે તેથી તે અવગતીને પામ્યા હશે તો તેની સદ્‌ગતી કેમ થાય તેના ઉત્તરમાં કપીલદેવે જણાવ્યું કે સત્ય લોકમાંથી ગંગાને લાવવામાં આવે ને તેમની ભસ્મમાં તેનો સ્પર્શ કરાવો તો એનો ઉદ્ધાર થઇ જાય તે વાક્ય સાંભળી ત્યાં આગળ એક મોટો કુપ ખોદાવી તેની અંદર પેલી ભષ્મ ભરી રાખવામાં આવી તે કુંડ હાલ કાશી ક્ષેત્રમાં પ્રત્યક્ષ છે, ત્યાર

પછી તે પોતાની રાજધાનીમાં આવી પહોંચ્યો ને તમામ સમાચાર પોતાના પિતાને કહી સંભળાવ્યા તેના શોકે કરીને તેમણે પોતાનો દેહ મુકી દીધો. તેનો સંસ્કાર કરી પોતાના પુત્ર અનસુમાનને રાજ્ય સોંપી મેનકા પર્વતની તળેટીમાં જ્યાં આગળ સોનાની ભુમી છે ત્યાં જઇ ગંગાનું તપ કરવા લાગ્યો. તેને દશ હજાર વર્ષ વહી ગયાં પણ તે ગંગા પ્રસન્ન થયા નહિ ને પોતાનો દેહ પડી ગયો ત્યારે પછી અનસુમાન તેના પુત્ર દીલીપને રાજ્યાસન સોંપી તેણે પણ પિતાના માર્ગે જઇ તેવું મોટું તપ આરંભ કરી તેણે પણ પોતાનો દેહ મુકયો ત્યારપછી દીલીપ રાજાએ તેના પુત્ર ભાગીરથને રાજ્ય સોંપી તેણે પણ તેવું દારૂણ તપ કર્યું ને દેહ મુકયો. પણ ગંગા તો પ્રસન્ન થયા નહિ છેવટે ભાગીરથી પણ પોતાના પુત્રને રાજ્ય સોંપી પણ કરી ચાલ્યો કે હુંજ ગંગાને લાવું તો મારૂં નામ ભાગીરથ સમજવો તેવું કહી ચાલી નીકળ્યો ને વનમાં જઈ મોટું તપ કર્યું ત્યારે તેને ગંગા પ્રસન્ન થયાં ને આકાશમાંથી વાણી રૂપે બોલ્યાં કે હે ભાગીરથ હું પૃથ્વીતળમાં આવું પણ મારી ધારા એવી પ્રચંડ છે કે સાતે પાતાળ ભેદીને રસાતળમાં જાય તેમ છે માટે મને કોઇ ધારણ કરી શકે તેને તું શોધી કાઢ. એથી તે ખુશી થયો ને પછી તે તેને ધારણ કરી શકે તેવા શંકર ઉપર તપ કર્યું તેમને કહ્યું કે હું ગંગાને ઝાલીશ. બોલાવ્ય. તેમ કહી પોતાની જટા છોડી ઉભા રહ્યા ને ભાગીરથીએ ગંગાને બોલાવવા સ્તુતિ કરવા લાગ્યો ત્યારે તે ગંગાને પણ બહુ ગર્વ ચહી

ગયેલો હોવાથી તેણે એમ ધાર્યું કે શંકર સહીત પાતાળમાં ઘાલી દેઉ તો હું ગંગા ખરી. તેવો ગર્વ કરી મોટી પ્રચંડ ધારાઓથી આકાશમાંથી ઉતરી શંકરની જટામાં આવી પડી પણ ગર્વ કોઇનો છાજતો નથી તે વાત મશહુર છે તેથી તે જેવી પડી કે તેમાંનું તમામ જળ તે જટાની અંદર એકાએક ગુંચવાઇ ગયું કે તેનો પત્તા પણ મળે નહી ને એક છાંટો સરખું પણ બહાર નીકળવા પામ્યું નહી. ને વળી ગર્વ ગંજન શંકર ભગવાન સમર્થ છે એમ થવાથી ભાગીરથ મોટી ચીંતા કરવા લાગ્યો તેની દયા આવી જવાથી શંકરે પોતાની જટામાંથી એક લટ છુટી મુકી દીધી એમાંથી ત્રણ ધારાઓ છુટી તે એક તો બ્રહ્મ લોકમાં રહી ને બ્રહ્મગંગા નામે ઓળખાય છે ને બીજી ધારા પાતાળમાં ગઇ તે ભોગાવતી ને ત્રીજી મૃત્યુ લોકમાં આવી તે ભાગીરથી ગંગાના નામથી અદ્યાપિ પ્રસીદ્ધ છે ને ગંગા મોટા પ્રચંડ વેગથી શંકર પાસેથી ચાલવા માંડી ને તના આગળ પેલો ભાગીરથ રાજા પોતાના પિત્રાઇનો ઉદ્ધાર કરવા અર્થે ચાલ્યો ત્યાં આગળ રસ્તામાં એક જહાનવી નામના રૂષી તપ કરતા હતા તમને કહ્યુ તમો ઉઠો શાથી કે પાછળ ગંગા આવે છે તેમાં તણાઇ જશો ત્યારે બોલ્યા કે આવવા દો. જેવી આવી કે તેને પેલા રૂષીએ એક આચમનીમાં ભરી પી ગયા તેથી તે રાજા ઘણો દીલગીર થયો ને સ્તુતિ કરી કરગરવા લાગ્યો ત્યારે તેમને પોતાની જંગા ચીરી ગંગા-

ને બહાર કાઢી તેથી ત્યાં જહાંનવી ગંગા એવું નામ આપવામાં આવ્યું ને તે નામ અદ્યાપી સુપ્રસિદ્ધ છે. ત્યાંથી આગળ ચાલી પેલા કુંપમાં આવીને પડી તેનો સ્પર્શ પેલી ભસ્મની સાથે થતાં પેલા અવગતીને પામેલા સગરના સાઠ હજાર પુત્રો ચાર ભુજાઓવાળા દેવ સ્વરૂપ ધારણ કરી વૈમાનમાં બેશી મોક્ષધામમાં ગયા ને તે ભાગીરથની લાવેલી ગંગા અદ્યાપિ પર્યંત આ પૃથ્વીતળમાં પ્રસિદ્ધ છે તેથી તેમાં સ્નાન કરી લાખો માણસો મોક્ષ ધામને મેળવે છે. હે પુત્ર આત્મસેન તેં પરોપકારી પુરૂષને જોયા કે પોતાનું તથા બીજાઓનું ભલું કરવા માટે પોતાની જાતનો ભોગ આપી કેવો મોટો ઉપકાર કર્યો છે તેને પણ ધન્ય છે. ને હાલ પણ તે પુરૂષો જીવતાજ સમજવા. વળી ગંગાનું મહાત્મ સૌથી વિશેષ કહેવાય છે તે પણ તને સમજાયું હશે. શાથી કે તું મોટો બુદ્ધિશાળી છે એટલે તને વિશેષ કહેવાની જરૂર નથી.

આત્મસેન—હે, ભુદેવ આપે ઉપરની વાર્તામાં કહ્યું કે તે ભાગીરથીએ લાવેલી ગંગામાં લોકો સ્નાન કરી મોક્ષ મેળવે છે તો તે જ્યારે આ પૃથ્વીતળમાં નહોતી તે પહેલાં મોક્ષ મળતો કે નહિ?

બુદ્ધિસેન—અરે બાપ મોક્ષનાં બારણાં તો સદાએ ઉઘાડા હોય છે પણ તેના લાલચુ ઘરાકોએ તેના જેવો ભાગીર્થ પ્રયત્ન કરવો જોઇએ નો હ્રદય નિર્મળ થાય પછી તેનાં તમામ પાપો

બળી જાય છે ત્યાર પછી શાન્તિરૂપી ગંગા આપોઆપ વહેવા માંડે છે તેમાં હમેશાં નાહ્યા કરવાથી મોક્ષ ધામમાં જવાય છે. આ ઉપરના દ્રષ્ટાંતનો ખરો સિદ્ધાંત તે સમજવો. ને પાણીમાં નહાવાથી મોક્ષ મળતો હોત તો તમામ જળચર મોક્ષ મેળવત.

આત્મસેન—હે પિતાજી, આપ મને ખરી વાર્તા સમજાવવા માટે બીજી નકામી મોટી દ્રષ્ટાંતો વાળી કથાઓ શું કરવા કહ્યા કરો છો ને તેવો નકામો વખત રોકવામાં શો ફાયદો ?

બુદ્ધિસેન—અરે બાપ, તું કંઇપણ નકામું સમજીસ નહી તે તમામની તો ઘણી જરૂર છે. જેમ કોઇ રાજાના રાજ્યમાં ભારે ખર્ચ કરી મોટું લશ્કર એકઠું કરી રાખવામાં આવે છે ને તેના માટે તો લાખો રૂપીઆ ખર્ચી દારૂ ગોળો પણ તૈયાર કરી મોટા જથામાં સંઘરી રાખવો પડે છે ને પગાર પણ વહેંચવામાં આવે છે ને તેને હમેશાં લડાઇના પ્રસંગે કામમાં આવે તેવી કવાયતો લેવડાયા કરે છે પણ તે વખતે તો ત તમામ નકામા જેવું છે પણ તેના સામો જ્યારે કોઇ દુશ્મન ઓચીંતો આવી હલ્લો કરે છે તો તે વખતે પેલા કેળવી મુકેલા લશ્કરી યોદ્ધાઓ બહુ કામના થઇ પડે છે ને આવનાર દુશ્મનપર બહાદુરીથી એકદમ તુટી પડી પોતાના રાજાની કીર્તિ ગજાવી મુકે છે ને સામા દુશ્મનનો પરાજય કરે છે તેથી જે ફાયદો થાય છે તેવીજ રીતે આમાં પણ તારે સમજી લેવાનું છે ને તે માટે મોટી દ્રષ્ટાંત સિદ્ધાંત વાળી કથા તને કહેવી પડે છે.

આત્મસેન—હે દેવ. જગતમાં ને જગદીશમાં ફેર શો ?

બુદ્ધિસેન—સોનું ને તેના ઘાટ એટલો ફેર સમજવો. બાદ વસ્તુતાએ તો બન્ને એકજ સ્વરૂપ સમજવાં.

આત્મસેન—સોનાના ઘાટ કરાવવામાં સોનારની ખપ પડે છે તો જગતને બનાવનાર સોનાર કીયો સમજવો ?

બુદ્ધિસેન—હે ભાઈ એમાં તો તારૂં પોતાનું મનજ સોનાર સમજવાનું છે ને તેણેજ આ તમામ જગત ઘડી કાઢયું છે.

આત્મસેન—હે પ્રભુ તમારા કહેવાથી આ જગત તો તેમને ઘડી કાઢયું એમ કબુલ કરૂં છું પણ મનેપોતાને બનાવનાર કોણ તે કહેવા કૃપા કરશો.

બુદ્ધિસેન—હે, શિષ્ય તેમાંએ પણ તે મનની જ કારીગરી સમજવી.

આત્મસેન—તે કેવી રીતે તે મને સમજાતું નથી ?

બુદ્ધિસેન—સાંભળ જો તે મન મહીં ન હોય તો હું છું એમ કોણ કહે માટે તેના હોવાથી હું છું એમ કહેવામાં આવે છે તેથી તારો ઘડનાર પણ તેજ છે. એમ સિદ્ધ થાય છે તો તેનો સંગ મુકી શાન્ત થા.

આત્મસેન—હે ગુરૂદેવ હું જો એમ કરૂં તો પછી રહે કોણ?

બુદ્ધિસેન—અરે બાપ કોઇને પણ રહેવાની જરૂર નથી એટલા માટે તો તારો ને મારો સમાગમ કરવામાં આવ્યોછે. માટે તેને તું ટાળી દે એટલે તે ( સમાગમ સફળ થાય.)

આત્મસેન—એ તો સરવે ખરૂં પણ તે મનને જતાં તો આ તમામ જતું રહે છે તો પછી તેના વિના આવી રૂપાળી ગમ્મત કરવી ક્યાં ?

બુદ્ધિસેન—હે, બાપ હવે તેને કાઢવાની કંઈ જરૂર નથી પણ તેમાં તું નહી લોભાતાં હમણાં ઉપર કહી ગયો કે આવી રૂપાળી ગમ્મત કરવી કયાં તેમ ફક્ત આ સંસારના તમામ ભોગો ભોગવવા છતાં તેમાં આશક થવું નહી ને ગમ્મત દાખલ સમજવું પણ મારૂં માનવું નહી.

આત્મસેન—હે દયાલુ મારૂં માનવાથી શું થાય.

## (મારૂં માનવાની મુર્ખાઈ)

બુદ્ધિસેન—સાંભળ કોઈ એક મોટા શહેરમાં એક કૃપણ ધનાઢયના ઘરમાં એકાએક લાય થઈ આવી પણ તે વખતે કોઈ કામસર પેલો કૃપણ બહાર ગયેલો હતો ને અહીં તો બીજા લાખો માણસો એકઠા થઈ હોહોકારની બુમ પાડી છેટે રહી જોયા કરતા હતા છતાં કોઇપણ અગ્નિ નજીક જતું નહિ. કેમકે સૌને તેમાં બળી મરવાની ધાસ્તી લાગતી હતી પણ એવામાં પેલા શેઠીયાને ખબર મળવાથી એકાએક દોડી આવ્યો ને ઉપરનો બનાવ નજરે જોઈ આ તમામ બધી મારી પોતાની મિલ્કત બળી જાય છે. રે બાપ એવું કહી તે બળતી પ્રચંડ આગમાં એકદમ કૂદી પડયો તેવો જ તે બળીને ખાખ થઈ ગયો કે ફરીથી કોઇના જોવામાં આવ્યો નહી હે બાપ

આત્મસેન તેં મારૂં માનવાની મુર્ખાઇનો હેવાલ જોયો એવું માનનારાઓ પેલા શેઠની પેઠે બળી મરવાના. તેથી તારે તપાસી ચાલવાનું છે કારણ કે આ જગતની તમામ વસ્તુઓ તથા સગાંવહાલાંઓ તથા તારો પોતનો જે દેહ જેમાં રહી તું અનેક તરેહનાં સુખ દુઃખો ભોગવ્યાં કરે છે તે સુદ્ધાંત પણ કોઈ તારી સાથે આવવાનું નથી તો તેને મારૂં કહેવાયજ કેમ માટે તેવા નાસ્તિકનો ભરોંસો કરતો નહિ. ને આસ્તિક એવો જે આત્મા તેજ સત્ય સમજજે. માટે તેનું ધ્યાન કો કાળે ચુકીશ નહી.

આત્મસે—હે, કૃપાલુ ગુરૂદેવ હવે મને આત્મા પરમાત્મા સમજાયો. ને પ્રગટ પ્રભુનાં દરશન પણ થયાં છે તો હવે મારો ને તમારો સમાગમ બંધ કરવામાં આવે તો શું હરકત છે.

બુદ્ધિસેન—હે, શિષ્ય એમાં હજુ ઘણી વારનું તારે કામ છે એમ ઉપર ઉપરથી ચોપડી દેવાથી કંઇ ભિતર પલળ્યા વગર ખરો રંગ લાગતો નથી તે ઉપર આગળ કહેવામાં આવેલું પેલું સન્યાસીનું આખ્યાન તો તને યાદ હશે. તેમાં એમની કેવી દશા થઇ હતી તેથી હજુ તારે માટે તો ઘણી યુક્તિયો કરવાની બાકી છે ને તે તમામ થઇ રહે છે એટલે તારા વગર કહે હું મારી પોતાની મેળેજ તમામ કાર્ય બંધ કરીશ તેમાં તારે હા ના કહેવાની જરૂર નથી.

આત્મસેન—ગુરૂ મહારાજ, જેવી આપની મરજી મારા જેવા પામરને ભવસાગરમાં ડુબકાં ખાતાં તારી બહાર કાઢવા

કેવો અનહદ પ્રેમ ધરાવો છો હું રંક આપનો શો બદલો વાળી શકું ?

બુદ્ધિસેન—અરે, બાપ એમાં વળી બદલો શો એ તો અમારા સાધુ લોકો તથા બ્રાહ્મણોનું મુખ્ય કર્તવ્ય છે છતાં જો એમ ન કરીએ ને આ જગતના લોકોને ધુતી શાક દાળ, ને લાડુનાં સીધાં ખાઈ પેટ પોષીયે તો ઉલટા તમારા દેવાદાર થઇએ છીએ ને તેવું જગતના લોકોનું મફતનું અન્ન ખાઈ તેમના ભલાર્થે તેમને ઉપદેશ નહી આપનાર તે સાધુ બ્રાહ્મ-ણોને તારે ગધેડા સમજવા.

આત્મસેન—તેવા બોજા રૂપ અસાધુઓ આપણા હીંદમાં કેટલા વસતા હશે તે સાથે તેવા બોજારૂપ બ્રાહ્મણની પણ સંખ્યા જણાવશો.

બુદ્ધિસેન—હે બુદ્ધિશાળી શિષ્ય સાંભળ એમને પણ જાણ-વાની ઘણી જરૂર છે. કેમકે તેવાઓને પણ જો ગણતરીએ ચઢાવવામાં આવે તો તે પણ શરમાઇ જાય ને સારા માર્ગે વળે તેથી કોઈને બોજારૂપ થાય નહી તેવા નાદાન વેષધારી સાધુ-ઓની સંખ્યા હાલમાં પુરી પાંસઠ લાખની અટકળવામાં આવી છે ને બ્રાહ્મણ તો ઘરબારી હોવાથી કંઇ ઉઘાડા પડયા નથી પણ કોઇને બોજારૂપ છીએ કે ખરૂં હક્કનું ખાઇએ છીએ તે સૌ સૌના મનમાં તે પણ સમજતા હશે તેથી તે હવે સુધરી જશે માટે એમની સંખ્યા હાલમાં ઉઘાડી પાડવામાં આવી નથી.

આત્મસેન—હે મહા પ્રભુ એમ જો બધાએ સમજે તો પછી દાન લે કોણ? ને લોકો તરે કેવી રીતે.

બુધ્ધિસેન—હે, બાપ જ્યારે તેવું સમજાશે એટલે પછી તો કોઇને તેવી જરૂર રહેશેજ નહી કેમકે ભણેલો કોઇ ભણતો હશે તેમ આમાં પણ એમ સમજવાનું છે ને ખરો ઉપદેશ આપી દાન લેનારને કાંઇ દોષ લાગતો નથી.

આત્મસેન—હે, ગુરૂદેવ આગળ આપે જે મહાત્મા સાધુ-ઓની કથા કહી બતાવી તે તમામ તો ઢોંગી અને જગતને ધુતી ખાનારાઓનીજ કહેવામાં આવી છે તો શું કોઇ સારો સાધુ હશે જ નહી કે કેમ?

બુધ્ધિસેન—અરે બાપ છેક કંઇ એમ તે હોય કે તેવાઓનો પણ આ પૃથ્વીમાં પાર નથી ને તેવા ખરા સાધુઓ જગતના જીવોને તારી બહાર કાઢવા કેટલો મોટો શ્રમ વેઠી કેવી યુ-ક્તિઓ કરે છે એમાંનું એક દ્રષ્ટાંત તને કહું તે તું સાંભળ. હીંદુસ્તાનના કોઈ એક ગામમાં સઠદાસ કરી એક કાયત રહેતો હતો તે એના નામ પ્રમાણે ગુણ પણ તેવાજ ધરાવતો હતો ને તેની પાસે અપાર ધનનો સંગ્રહ હોવા છતાં એક પાઇ સરખી પણ પરમારથ કરતો નહિ ને જે રળી લાવે તે પોતાના રહેવાના ઓરડામાં દાટી દેતો હતો ને પોતાના પેટે કંઈ પણ ખાતો નહી ને કોઇ ભલો માણસ આવી તેને જરા સારી શીખામણ આપવા જાય તો ઉલટો તેના સામો થઇ ગયા વિના રહેતો નહી એથી એને આખું ગામ સારી પેઠે ઓળખી રહ્યું

હતું તેવામાં તે ગામમાં ફરતા ફરતા કોઈ એક રમતા રામ કરી મહાત્મા સાધુ આવી પહોંચ્યા. ને પુછપરછ કરતાં પેલા સઠદાસની તમામ હકીકત જાણી લીધી તેથી તે બહુ દીલગીર થયા. ને પોતાના મન સાથે કહેવા લાગ્યા કે અરેરેરે અજ્ઞાનમાં પચી રહેલા જીવની શું દશા થશે લાવ્ય તે બિચારાને તારી બહાર કાઢું તેવો પોતે વિચાર કરી તેનું ઘર પુછતા ત્યાં ગયા તેને આવતો દેખી પેલો સઠદાસ હાથમાં મોટી ડાંગ ઝાલી સામો ધસી આવવા લાગ્યો તે એમ જાણતો હતો કે આવા સાધુ લોકો તો તેમને બીજું કાંઇ કામકાજ નહિ હોવાથી જ્યાં ને ત્યાં ફરતા ફરી લોકોને ઉપદેશ કરવાની બુરી ટેવ પડી હોય છે તેથી તે જ્યાં ને ત્યાં અથડાયા કરે છે ને મારી પાસે પણ તે એજ કામે આવતા હોવા જોઇએ પણ હું ક્યાં કાચો છું કે એમને મારી પાસે આવવા દેઉં ને એમનો ઉપદેશ લેઉં તેવું સમજીને તે એમને મારવા સારૂ સામો હડી કાઢી હાથમાં એક મોટી ડાંગ ઝાલી ધસી આવતો હતો પણ પેલા મહાત્માજીએ પણ કઇ કાચા નહોતા કે તેને નજદીકમાં આવતો જોઈ તે બોલ્યા કે અરે શેઠજી જોજો મારપર ડાંગ મરતા હું આપને ઉપદેશ કરવા આવ્યો નથી તેમ કંઇ સાધુ પણ નથી હુંતો એક લુંટારો છું ને મારી પાસે ઘણો કીમતી માલ તેમાં આવેલો છે. (હું એક ભક્ત છું ને તેવા ઘણા ભકતો પાસેથી આત્મજ્ઞાન રૂપી ધન લુંટી લાવ્યો છું) તે તમને મફતમાં આપવા અર્થેજ અહીં આવ્યો છું તે લેઇ તમો સુખી થાઓ તે

સાધુના મોઢેથી આવું મધુર વાકય સાંભળવાથી પેલો મારવા આવનાર સાહુકાર એકદમ નરમ પડી ગયો ને હાથમાંથી ડાંગ ફેંકી દેઇ પેલા આવનાર સાધુને લુંટારો સમજી એમનો હાથ ઝાલી પોતાના ઘરમાં ખેંચી લાવ્યો, ને આસન આપી નીચે બેસાર્યા ત્યારપછી જળ પાવામાં આવ્યું તે પછી કરગરીને કહેવા લાગ્યો કે હે હિતેચ્છુ એવો કીમતી માલ આપની પાસે શો છે કે આ રંક શેવકને આપવા સારૂ આપને આટલી બધી તસ્દી લેવામાં આવી છે ત્યારે તે મહાત્મા બોલ્યા કે મારી પાસે કોઇથી પણ કીમત ન થઇ શકે તેવી અમુલ્ય મણીની માળા છે ને તે તને જ આપી દેવી છે. પણ તેના બદલામાં તારી પાસેથી મારે કંઈ પણ લેવું નથી પરંતુ એક વાત કરવાની મારે તને ઘણી જરૂર છે, તે એજ કે ત્યારે ત્યાં હું જેટલો વખત રહું એટલી મુદ્દતમાં તારે મારી સેવામાં રોકાવું ને હું કંઇ જે કહું તે તારે વીશ્વાસ રાખી એક ચિત્તે સાંભળ્યા કરવું ને પુછું તેનો ઉત્તર આપવો એટલો મારે પ્રયોગ સાધવાનો છે તે પ્રયોગ પુરો થયેથી પેલી અમુલ્ય માળા તારા વગર માગે તને આપી દેઇ હું ચાલી જઇશ કહે તે વાત તારે કબુલ છે આવું તે મહાત્માનું ગુઢ વચન સાંભળી પેલો લોભમાં લલચાયેલા ગૃહસ્થે હા પાડી. ને કહ્યું હે પ્રભુ આપને જે યોગ સાધવાનો હોય તે ભલે સુખેથી સાધો ને આપ જે કહેશો તે સાંભળવા તૈયાર છું ત્યારે તે સાધુ બોલ્યા કે હે ભાઇ સઠદાસ બહાર તો તારી ઘણી વાહ વાહ કહેવાય છે તે સાથે પૈસે ટકે પણ મોટો ગબ્બર કહેવામાં

આવે છે. તો તું મારી આગળ સાચે સાચુ બોલ્ય કે તારી પાસે કેટલું ધન સંઘરવામાં આવ્યું છે ને તેમાં જો મને ઓળુપ જેવું જણાશે તો મેં આપવા ધારેલી પેલી માળા તે તનેજ આપીશ તે સાંભળી કહેવા લાગ્યો કે હે સાધુ હું રંક પાસે કંઇ એવડું મોટું ધન નથી કે મોટો ધનાઢ્ય કહેવરાઉં મારી પાસે તો ફક્ત એક કરોડ સોના મોહોર સંઘરવામાં આવી છે કહો તે શી વીસાતમાં ગણાય તે સાંભળી પેલા મહાત્મા બોલ્યા કે ભાઈ હું તને આવો છેક ગરીબ પ્રથમ નહોતો ધારતો કે તું આવો ભીખારી હોઇશ હવે તારી વાત સાંભળી તારા પર તો મને ઘણી દયા આવી જાય છે તેથી હવે તને આપવા ધારેલી એક માળા નહી આપતાં તેવી સેંકડો માળાઓ તને ભેટ કરી દેઇશ તેથી તું પ્રસન્ન થઇશ કે નહી ત્યારે તે બોલ્યો કે એવો તે કોણ મુરખ હોય કે આટલું બધું અગણીત ધન મળવા છતાં પ્રસન્ન ન થાય હુંતો આપ અત્રે પધાર્યા ત્યારથીજ તેવો થઈ ગયો છું ને મારૂં અહોભાગ્ય સમજું છું હવે તો આપ મને જે જે કહેવાનું હોય તે તે સત્વર કહી દ્યો. ને આપના પાસે સંઘરવામાં આવેલી પેલી મણી માળાઓ મને પહેરાવો કે તે પહેરી હું બહુ ધનવાન થાઉં ત્યારે તે રમતા રામ સાધુ બોલ્યા કે હમણાં તેં જે ધન કહી બતાવ્યું તે ધનને ક્યાં મુકવામાં આવ્યું છે ને તેને સાચવવાનો કેવો બંદોબસ્ત કરવામાં આવ્યો છે તેના ઉત્તરમાં તે કહેવા લાગ્યો કે તેતો મારા રહેવાના ઘરના ઓરડામાં દાટવામાં આવ્યું છે ને તેનો સારો બંદોબસ્ત કર્યો છે ત્યારે તે

મહાત્મા કહે કે તેમાંથી તું કંઈ ખાય છે અગર પરમાર્થ કરે છે ત્યારે તે કહેવા લાગ્યો કે જો એમ કરતો હોઊં તો પછી તેટલું ધન મારી પાસે એકઠું થાયજ ક્યાંથી ને એમ કરવું તે મને બીલકુલ પસંદ પણ નથી તો પછી તે તમામ વપરાઈજ જાય કે નહી ને તેમ ન થાય તે માટેતો તેને દાટી મુકવામાં આવ્યું છે હું કંઇ છેતરાઉં તેવો છેક મુરખ નથી મહા ઉસ્તાદ છું ત્યારે તે મહાત્મા કહે કે હે બાપ તારી વાત મને પુરેપુરી ગમે છે પણ પેલું દાટવામાં આવેલું તારૂ ધન તેને તું શું કરીશ કેમકે આ જગતના તમામ માણુસો તથા બીજા પ્રાણીઓ એક પછી એક એમ રાત દિવસ મરણુના હવાલે થતા નજરે જોવામાં આવે છે તેની પેઠે તું પણ એક દીવસે મરી જવાનો તો પછી પેલું મહા મહેનતે સંઘરવામાં આવેલું તારૂં ગુપ્ત ધન તે તારે શા કામનું તેનો તેં શો વિચાર કરી રાખ્યો છે ને તે કોના ખપમાં આવશે તેતો મને જરા કહી બતાવ્ય જો તેનો કંઈ સારો ઉપયોગ કર્યો મારી નજરે જોવામાં આવે તો પછી મારી પાસેથી તને જે કંઇ આપવાનું છે તે આપી દેઉં આવાં તે મહાત્માનાં ન્યાયસર વાકય સાંભળી પોતાના મન સાથે તે વિચાર કરવા લાગ્યો. ને તેવી રીતે ઘણીવાર સુધી મનન કરવાથી તેને પોતાની ભુલ સમજાઈ આવી ને સંઘરવામાં આવેલું જે પેલું અસંખ્ય ધન તે તેને નિરાર્થક જણાયું પછી પેલા આવનાર લુંટારાને (તે નામથી તેને તે ઓળખતો હતો) કરગરીને કહેવા લાગ્યો કે હે ગુરૂદેવ મારાં ધન્યભાગ્ય કે મારા પર દયા કરી આપ આ અભાગી જીવને

ઘોર નર્કમાંથી ડુબતાં ખેંચી બહાર કહાડવા અત્રે પધાર્યા છો હવે તે ધન મારા કંઇ પણ કામનું નથી તેવું મેં આપના આગમનના પ્રતાપે કરી જાણ્યું છે તો તેનો આપના હાથથીજ કોઇ સારો માર્ગ કરો કે તે બીજાઓના ઉપયોગમાં પણ આવે હવે મારે તેની કંઇ પણ જરૂર નથી ને તમે મને જે આપવાનું કહેતા હતા તે આપવું કંઇ બાકી રહ્યું નથી તે માળાઓ કંઇ બીજી નહી પણ હમણાં જેમને કીમતી અને અમુલ્ય ઉપદેશ કર્યો તેજ છે તેવું હું પુરેપુરૂં સમજ્યો છું ને અગણીત ધન મને મળી ચુક્યું છે તો પછી પેલા તુચ્છ ધનને શું કરવા સંઘરી મુકવામાં આવે પુર્વે મને જે હું ડાહ્યો સમજતો હતો તે તો તમામ જુઠુ હતું પણ ખરો ડાહ્યો તો હું આપના પ્રતાપે હવે થયો છું આવા તેનાં વાકયો સાંભળી પેલા મહાત્મા ઘણા ખુશી થયા ને કહેવા લાગ્યા કે હે સઠદાસ તને ધન્ય છે હવેથી તારૂં તે નામ ફેરવી બીજું નુતન નામ આત્મશેન કહેવામાં આવે છે તેથી તને હવે તમામ લોકો તે નવિન નામથી બોલાવશે હવે પેલું જે તારૂં ધન છે તે તું બહાર કાઢી લાવ્ય ને તેમાંથી કેટલું ધન દેશમાં ભણતાં વિદ્યાર્થીઓને ભણાવવાના કામમાં ને નીતિના પાઠો શીખવવામાં વાપર બાદ બાકીનું ધન કુવા તળાવો પાણીની નહેરો, ધર્મશાળાઓમાં તથા દરેક જાતના દેશ ઉન્નતિના ઉદ્યોગો ખીલવવામાં ને અનાથ નિરાધાર અપંગ આંધળાં રોગી પતીયાં વીગેરે ગરીઓને મદદ કરવામાં વાપરી નાંખ્ય કે તેનો સદ્ઉપયોગ થયો એમ માનવામાં આવશે ત્યાર પછી તું હમેશાં ઇશ્વરના સ્વરૂ-

પમાં નિમગ્ન રહેજે ને નીતિથી રળી ઉદર નિર્વાહ કરજે ને મારો બતાવેલો ઉપદેશ કાળાંતરે પણ ભુલીશ નહી તેથી અંતે તને દિવ્ય ધામની પ્રાપ્તિ થશે તેવું કહીને મહાત્મા ત્યાંથી જોત જોતામાં તેની દ્રષ્ટિ મર્યાદાથી એકાએક અંતરધ્યાન થયા ત્યાર પછી તે પોતાના ગુરૂએ બતાવેલી નીતિ પ્રમાણે તમામ કાર્ય ઘણા ઉમંગ સાથે કરવા લાગ્યો ને આનંદ સાગરમાં લહેરીયાં લેવા મંડયો. હે બાપ આત્મસેન ઉપર કહેવામાં આવેલી બીના તેં જાણીને ખરા મહાત્માને ઓળખ્યા તે કેવા દયાળુ ને પરોપકારી હોય છે કે પોતાને કંઇ પણ સ્વાર્થ નહિ હોવા છતાં બીજાઓને સુખ કરવા તે કેવી કેવી યુક્તિઓ શોધી કહાડી તેના મનનું સમાધાન કરી સમજાવે છે તેવા હોય તેજ સાચા મહાત્મા સમજવા. ને તેથી ઉલટા ચાલી લોકોને ફોલી ખાનાર જે વેષધારી સાધુઓ હોય તેવાઓને ઠગ સમજી સત્કાર સરખો પણ કરવો નહી કારણ કે તેથી કંઇ પણ અર્થ સિદ્ધ થશે નહીં ને કરેલો શર્મ વૃથા જશે વળી ઉપર કહેવામાં આવેલો આત્મશેન ને તું બંને એકજ સમજજે ને એના પ્રમાણે નીતિએ ચાલી ઇશ્વર સાથે એકતા કરવાની છે ને અજ્ઞાનરૂપી ધનનો સંચય કરીને દાટવામાં આવ્યું હોય તેને જડમુળથી ઉખેડી નાંખજે તો તને તેની પેરે દીવ્ય ધામની પ્રાપ્તિ થશે અથવા દીવ્ય રૂપ થઇ જશે.

આત્મસેન—હે, કૃપાળુ દિવ્ય ધામ તે શું ને તે કયાં હશે?

બુદ્ધિસેન—જે જગ્યાએ ઇશ્વર ચર્ચા થાય છે તેનું નામ

દીવ્ય ધામ સમજવું. ને તે ચર્ચાઓ કરનારા સંતોના હૃદયમાં જ હોય છે. ને એમને મળવાથી મુક્તિ મળે છે.

આત્મસેન—આપ ઘણા વખત પર કહી ગયા છો કે આ તમામ જગત એક ઇશ્વરનું બનાવેલું છે ને તમામમાં તે એકલો વાસ કરી રહ્યો છે તે વિના બીજું કંઇ છેજ નહી તો પછી મુક્ત, અમુક્ત, કોને સમજવો.

બુદ્ધિસેન—હે, તાત, તને ધન્ય છે કે આવી ઝીણામાં ઝીણી વાતો લક્ષમાં લેઇ તેનું મનન કરી તું પ્રશ્ન કરે છે. તો સાંભળ આ જગતમાં મુક્ત અમુક્ત કોઇએ નથી છતાં જ્યારે તું ગાંડાની પેઠે ઉન્મત થઇ તેવા પ્રશ્નો કરે છે એટલે મારે પણ તારા જેવો થઇ તને સમજાવવા માટે એમ કહેવું પડે છે. જેમ કોઇ નાના બાળકને તેનો પિતા તેને સમજાવવા માટે તાતા, બૂ, બા. કહી સમજાવે છે એણી પેરે તને તારી મરજી સાચવવા કહેવું પડે છે નહી તો કંઇપણ કરવાની જરૂર નથી. ને કંઇપણ કરવા જેવું છેજ નહિ.

આત્મસેન હે, ગુરૂદેવ આપ કહો છે કે કંઇપણ નથી તારે તમારી સન્મુખ રહી પ્રશ્નો કરે છે તેવો જે હું તે કોણ?

બુદ્ધિસેન—હે, વત્સ સાંભળ તે તમામને પણ તું જૂઠું સમજ કેમકે હાલમાં તારા શરીરના સામું જોતાં લગભગ તને પચાસ વરસ થયાં હોય તેવું અનુમાન થઇ શકે છે ને તે પહેલો તું અહીં નહોતો તેવું પણ તું જાણે છે ને હવે પછી પણ તું અહીં

રહેવાનો નથી તેવી પણ તને પક્કી ખાત્રી થાય છે. તો આજે કંઇ વચમાં દેખાઇ આવ્યું તે સાચું કેમ કહેવાય.

આત્મસેન—હે ગુરૂદેવ એમ વિચાર કરી જોઉં છું તો પછી હું રહેતો નથી કેમકે જે પુર્વે નહી ને પાછળ પણ નહી તો વચ્ચે દેખાઈ આવે તે કેમ સાચું કહેવાય. ને તેના જેવું મારા વિષે પણ છે તેથી હું જૂઠો કહેવાઉં એમ સિદ્ધ થાય છે.

બુદ્ધિસેન—હા, બાપ હા, તેવો તું એકલો નહી પણ આજે દેખાય છે તે તમામ તેવું જુઠું છે તો પછી કરવું એ શું ને કરાવવું એ શું પણ જેવી જેવી તારી વૃત્તિ થાય છે ને તું જે જે પ્રશ્ન કરી ખુલાસા પુછે છે તેવી યુક્તિ કરી હું તારૂં સમાધાન કરૂં છું નહી તો આખરે કંઇ છેજ નહી તો કરવું પણ શું ફક્ત એક ચૈતનવિલાસ ભરપુર રમી રહ્યો છે,

આત્મસેન—હે, પિતાજી એમ તે હોય કે કંઇ છેજ નહી જો એ વાત સાચી માનીએ તો આવડું મોટું જે જગત તે કયાંથી આવ્યું ?

બુદ્ધિસેન—હે બાપ તેનો ખુલાસો કહું તે સાંભળ. તું વિચાર કરી જો કે વડનાં બી કેવાં ઝીણાં હોય છે તેમાંથી કેવું મોટું વૃક્ષ થાય છે તેને બીજાં કેટલાં બી બેસે છે ને તે બીયાંના બીજા કેટલા વડ થાય છે તો તે બીયાંમાં એવડા મોટા વડ કયાં સમાઈ રહેતા હશે. તે તને સમજાતું હશે. ને તેના જેવું આમાં પણ તારે સમજી લેવાનું છે.

આત્મસેન—આપે કહ્યો જે વડ તેતો મિથ્યા કહેવાય. પણ તેનું જે બી તે તો સાચું ખરૂં કે નહી કેમકે તે ન હોય તો તે થાય કયાંથી માટે મારૂં બી કોને સમજવું ?

બુદ્ધિસેન—તે બી તે તો તારી વાસના અગર તારૂં મન સમજવું ( ચૈતનવિલાસ કહેવામાં આવે છે તે )

આત્મસેન—ત્યારે તે કાયમ હોય ત્યાં સુધી હું જુઠો કેમ કહેવાઊં છતાં તમે મને જુઠો કેમ કહો છો.

બુદ્ધિસેન—સાંભળ, ભાઇ તે વાસનાનો કો કાળે નાશ થવાનો નથી તેવી તે જોરાવર છે.

આત્મસેન—જ્યારે એનો નાશ થતો નથી તો પછી મારો પણ નાશ કેવી રીતે સંભવે ?

બુદ્ધિસેન—અરે ભાઇ કોઇનો પણ નાશ કરવાનો નથી પણ જેમ જે બીજ અગ્નિમાં શેકવામાં આવે છે તે આખું ને આખું નજરે જોવામાં આવે છે પણ તે જેમ ફરી ઉગતું નથી તેમ જેની વાશના જ્ઞાનાગ્નિમાં બાળી મુકવામાં આવી હોય છે તે ચેલા બીની માફક ઉગી નીકળતી નથી ને તેથી સર્વે દુખમાંથી મુક્ત થવાય છે તેની પેરે તારે પણ કરવાનું છે.

આત્મસેન—હે ઇશ્વર તે વાસનાનો ક્ષય કરવા સારૂ આ જગતમાંથી ઘણા જીવો સત્સંગ કરવા જાય છે પણ તેમાંથી કોઇ વિરલા પુરૂષોજ તેમ કરી શકે છે બાકીના તો તેવાને તેવા કઠોર રહી જાય છે તેનું શું કારણ હશે ? તે કહેવા કૃપા કરશો.

## (નિરભાગી નાથો.)

બુદ્ધિસેન—હે, પુત્ર તે તો તેના અભાગ્યની નીશાની સમજવી તે વિના એમ બનેજ નહી. તે ઉપર એક વાત કહું તે તું સાંભળ. તેથી તને પુરેપુરૂં સમજાયા વિના રહેશે નહી.

કોઇ એક ગામમાં નાથોભાઈ કરીને એક કૈડવો પાટીદાર હતો ને તેને પેટે સારા ભણ્યા ગણ્યા હોંશીયાર ઉમર લાયક ચાર દીકરા હતા ને ઘરનો તે સારો ઠાઠવાળો ને ગામનો પટેલ હોવાથી સૌએ તેની હાક માનતું હતું એક બાજુ પટલાઇને બીજી તરફ વેપાર ને ત્રીજી બાજુએ ખેતીનું કામ ધમધોકાર ચાલવાથી વરસ દહાડે તેને સારી પેદાશ આવતી હોવાથી તે પટેલ બાપો છતમાં છકી ગયેલો હતો ને ઇશ્વર સંબંધી કંઇ પણ જાણવાની દરકાર કરતો નહી. તેવી રીતે તેમનું ગાડું ગબડયા કરતું હતું એમ કેટલોક વખત ગયો ને પટેલ બાપાને સીત્તેર બહોતેર વરસ થવા આવ્યા તેવામાં અધીક માસ આવી પહોંચવાથી પોતાના ગામનાં તમામ જ્ઞાતીલા કુટુંબી જનોની પચાસ સાઠ માણસોની એક ટુકડી મળી કાશીએ યાત્રા જવાનો મનસુબો કર્યો તેમાં આપણા નાથા બાપાને તેમના છોકરાઓને પુછી ગણી કહાડવામાં આવ્યા ને નક્કી પણ કર્યું કે આવતી કાલે પ્રભાતમાં સરવેએ રવાના થવું ને આજે જોડે લેઇ જવાનાં સાહિત્ય તૈયાર કરી રાખવાં તેવો ઠરાવ કરવામાં આવ્યો ત્યાર પછી પેલા છોકરાઓએ ઘેર આવીને ડોસાને જણાવ્યું કે દાદાજી

આપણા ગામમાંથી આવતી કાલે પ્રભાતે કાશીનો સંઘ જાત્રાએ જાય છે તેના સાથે આપને પણ જવાનું છે. એમ અમે કબુલ કરી આવ્યા છીએ તો આપે જરૂર તૈયાર થઇ રહેવું. ત્યારે તે નિર્ભાગી નાથો પટેલ બોલ્યા કે તમે સરવે ગાંડા થયા છો કે શું મારા જેવાને તે વળી જાત્રાએ શી ને માત્રાએ શી હું કયો નવરો છું કે બીજા લોકોની પેઠે રખડયા કરૂં એતો નવરાની નિશાની સમજવી કે ખાધાગરો વધ્યો હોય ને ખાવા ન મળે એટલે અમે તે બહાનું કાઢી બહાર ભટકયા કરે ને તે બહાને લ આપટવા મળે માટે ભુલે ચુકે પણ તમે મારૂં નામ દેતા નહી તેથી છોકરાઓ શરમાઇ ગયા ને રાત્રી પડી જવાથી સૌ સૌના મુકામે જઇ સુઇ ગયા પછી પ્રભાત થતાં જે લોકોને જવાનું હતું તે તમામ લોકો ગામને પાદરે આવી એકઠા થયા ને ઘર વાળાંને શીખ ભલામણ કરી. કાશીવિશ્વનાથની જય બોલાવી સરવે રસ્તે ચાલતા થયા. પણ પેલા નાથો બાપો તો ગયા નહિ તે આખા ગામમાં લોકો એમને ફીટકાર કરવા લાગ્યા ને એમના દીકરાઓને ઠપકો દેવા માંડયો તેથી તેઓ પણ ડોસાને પજવવા લાગ્યા. તેમ કરતાં પાંચ સાત દિવસ વહી ગયા તેથી ડોસાને પણ કંટાળો આવ્યો તેથી પોતાના મનમાં ભાવ નહી હોવા છતાં લોકાચાલના લીધે જાત્રાએ જવાનું કબુલ કર્યું ને પોતાના દીકરાઓના કહેવાથી એમણે ઘણા ખુશી થઇ હા કહીને બાપની સાથે પોતાના કુળ ગોરને ઉભો કર્યો ને તેમને બેસવા માટે ઘોડી પણ તૈયાર કરવામાં આવી તે સાથે ભાતું વીગેરે બાંધી ચાલતા થયા તે

હમેશાં વીશ વીશ ગાઉની ખેપ કરતા ને સાંજે જે ગામમાં વાસો રહે ત્યાં ઉની રસોઈ પેલો બ્રાહ્મણ કરી આપતો તેમ કેટલાક દિવસ મજલ કરવાથી હવે તો ઠેઠ કાશી લગભગ થવા આવ્યા ને ફક્ત દશ કોશનું જ છેટું રહ્યું. તેવામાં ઘણી લાંબી મુસાફરી કરવાના લીધે ને શરીર પણ વૃદ્ધ થયેલું હોવાથી એકાએક તે ડોસાના શરીરમાં તાવ ભરાઇ આવ્યો ને બે ચાર કલાક જેવા ટુંક વખતમાં તો આ ફાની દુનિયાને તજી એકદમ ચાલી ગયા તેથી પેલો બ્રાહ્મણ એકલો :પડવાથી બહુ દીલગીર થયો તે મન સાથે કહેવા લાગ્યો કે જે થવાનું હતું તે તો થયું પણ ભલા આટલા સુધી આવ્યા તો એમના સબને કાશીમાં પહોંચાડી દેઇ અગ્નિસંસ્કાર કરવામાં આવે તો એમનો આત્મા કૈલાશવાશી થાય તેવું સમજી પેલી લાસને ઘોડી પર બહુ મજબુતીથી દોરડાવતી તાંણી બાંધવામાં આવી ને તેની લગામ હાથમાં ઝાલી ચાલવા લાગ્યો કેટલેક દુર ગયા પછી તે પતીત પાવની ગંગા નજરે દેખાવા લાગી તેવામાં એક તેતર પંખી વાડમાંથી ઉડી આવવાથી ઘોડી ભડકી ને એકદમ તરપો પર તરાપ મારતી પગલે પગલે રાત દિવસ ચાલી ઘેર આવીને બ્રાહ્મણ ભાઇ તો લાચાર થઇ ઉભા રહ્યા પણ કરે શું. હવે અહીં આગળ ઘોડી ઉપર પોતાના બાપનું મડદું જોઇ પેલા છોકરાઓ રોવા લાગ્યા ને કારણ સમજી ડોસાને ધીટકાર દેવા લાગ્યા ત્યારપછી તેના સબને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો તે પછી કેટલાક દિવસે પેલો બ્રાહ્મણ ગામમાંથી ગયેલા સંઘ સાથે યાત્રા

ફરી પાછો ઘેર આવ્યો ને તમામ હકીકત જાણી લીધી. ત્યાર પછી પેલા ડોસાનું ખર્ચ પાણી કરવામાં આવ્યું પછી તેના દીકરાઓએ વિચાર કર્યો કે આપણા બાપાને યાત્રા કરવા મોકલ્યા હતા પણ તે થોડા છીટા માટે અધુરી રહી છે તો એમનાં ફુલ (હાડકાં) પણ કાશીમાં પહોંચાડવાં જોઇએ તેથી પેલા બ્રાહ્મણને બોલાવી તેની વીધિ કરી તેને એક પિત્તળના ડાબડામાં ભરવામાં આવ્યા ને તે પેલા બ્રાહ્મણને સોંપ્યો ને ખરચ માટે રૂપીયા બસો છેડે બંધાવ્યા ને તે સાથે બચકો ઉપાડવા પોતાના હજામને મોકલવામાં આવ્યો તે ચાલતાં ચાલતાં એક માસના અરસામાં ગંગાકીનારે આવી પહોંચ્યા ને એક એકાંત આરે પેલા હજામને બેસારી પોતાના પાસે રાખવામાં આવેલો કપડામાં વીંટેલો પેલો ડાબડો લેઈ પૂર્વ તરફ જ્યાં આગળ તેનું મહાત્મ ગણવામાં આવે છે તે ઘાટ પર પેલો બ્રાહ્મણ ગયો ને ગંગામાં ગળા સુધી પાણીમાં આઘો જઇ જેવો તે વસ્ત્ર ખોલી પેલો ડાબડો પકડવા જાય છે કે તેના હાથમાંથી વાસેલો ને વાસેલો એમનો એમ મુકાઇ ગયો ને ઘણાંએ ફાંફાં માર્યા છતાં હાથ આવ્યો નહિ. તે વખતે પાશ્ચમ બાજુએ ઘણે દૂર પેલો હજામ પણ ગંગામાં નહાવા ઉતરેલો હોવાથી પેલો ડબો તણાતો તણાતો આવી તેના પગ નીચે અથડાયો તેથી તેણે ડુબકી મારી લીધો ને મનમાં જાણ્યું કે આટલો બધો બોજ છે માટે અવશ્ય તેમાં ધન હશે પણ હમણાં તેને ખોલવાની જરૂર નથી શાથી કે પેલો બ્રાહ્મણ ભાઇ આવી પહોંચે ને નજરે દેખે તો ભાગ

લીધા સિવાય છોડે તેવો નથી તેવું સમજી પોતાના બચકામાં લપેટી લીધો ત્યાર પછી તે બ્રાહ્મણ પણ આવી પહોંચ્યો તેણે પણ ડોસાના છોકરાઓના ઠપકાના લીધે તે હજામને વાત કરી નહી ને ચલાવી લીધું ત્યાર પછી બે ચાર દિવસ તે ત્યાં રહ્યા ત્યારપછી ચાલી નીકળ્યા તે થોડા દિવસમાં પોતાના ઘેર આવી પહોંચ્યા તેથી પટેલના છોકરા બહુ રાજી થયા કેમકે ભલા એમની હયાતીમાં તો જાત્રા નહી લખી હોય પણ એમનાં હાડકાં તો ગંગામાં પડી પવિત્ર થયાં એટલે પત્યું પણ તે એમ નહોતા જાણુતા કે તે નિરભાગીને ગંગા પાવન કરતી હશે હવે પેલો હજામ તલપાપડ થયા કરતો હતો પણ પેલો ડબ્બો ખોલી માંહેથી ધન કાઢવાનો લાગ મળતો નહી તેથી પરાંણે દિવસ કાઢયા કરતો પણ છેવટ એક રાત્રિમાં તેને નહિ રહેવાઇ શકવાથી પોતાના ઘરમાં તેને એને ખોલ્યો :તો માંહેથી હાડકાં નીકળ્યાં તેથી નિરાશ થઈ કોઇ ન જાણે તેવી રીતે છાનોમાનો ગામની બહાર નજીકમાં આવેલા ચમાર લોકોના ચામડાં ધોવાના કુંડમાં નાંખી આવ્યો ને પેલો ડાભડો ઘરમાં રાખ્યો કેટલાક દીવસ પછી પેલા પટેલનો મોટો પુત્ર તેના ઘેર આવવાથી પેલો ડાબડો દીઠો ને તે પર પોતાનું નામ પણ જોયું તેથી તેને પુછવામાં આવ્યું કે તારી પાસે હમારો દાબડો કયાંથી તે સાંભળી પેલો હજામ શરમાઇ જે વૃતાંત થયું હતું તે તમામ કહી બતાવ્યું ત્યાંથી ઉઠી પેલો કણબી તેના બીજા ભાઇઓ પાસે આવ્યો ને પેલી હજામની વાત જાહેર કરી.ત્યાર

પછી પેલા બ્રાહ્મણને સોગન આપી પુછવામાં આવ્યું તેથી તમામ ગોગળ ખુલ્લું થયું ને અભાગીની અવગતિ પુરેપુરી સમજાઈ, બુદ્ધિસેન કહે છે કે હે આત્મસેન બાપ તું સમજ્યો તો હઇશ કે જ્યાં સુધી પોતાનું ભાવી પાંસરૂં હોતું નથી ને અંતઃકરણમાં પ્રભુ પ્રેમ પુરો હોતો નથી ને લોકલાજના લીધે દેખાદેખી કંઇ કરવા જાય છે તો તેથી કંઇપણ લાભ મળતો નથી ને નકામો શ્રમ કરી હેરાન થવું પડે છે. માટે તું જે જે કંઇ કરે તે તારા અંતઃકરણમાં પુરો પ્રેમ લાવીને કરજે કે જેથી તારી મન કામના સફળ થશે.

આત્મસેન—હે દયાળુ દેવ આપે કેટલા વખતે નિરંજન નિરાકાર ઇશ્વરને કહ્યો છે ને કોઇ વખતે તેને સાકાર પણ કહ્યો છે તો તેમાં સાચું શું સમજવું શું નિરાકારનું સાકાર થતું હશે.

બુદ્ધિસેન—સાંભળ, બાપ તે બંને નામ એક પુરૂષનાં જ છે. જેમ કોઈ બાઇ તેના પિયરમાં હોય છે ત્યારે તેને સૌ પુત્રી કહી બોલાવે છે ને તેની તે બાઈ જ્યારે તેના સસરામાં જાય ત્યારે તેને વહુ કહેવામાં આવે છે પણ મુદ્દે તે જેમ એકની એકજ હોય છે તેમ આમાં પણ સમજી લેવાનું છે હવે નિરાકારનું સાહાકાર કેવી રીતે થાય છે તે તું સાંભળ. જેમ કોઇ મેદાનમાં આપણે ઉભા રહી વિચાર કરીએ છીએ કે આ જગ્યાએ આપણે એક મોટો સુંદીર મહેલ બંધાવાનો છે ને તેમાં અમુક ઠેકાણે તેનાં બારી બારણાં મુકવાનાં છે ને અમુક માળ ઉંચો કરવાનો છે તે વિચારો જેમ નિરાકાર છે પણ થોડા દિવસ પછી

તમામ સામગ્રી લાવી તૈયાર કરવામાં આવે છે ત્યારે તે શાહાકાર મોટો મહેલ બની જાય છે તેથી તું સમજ્યો તો હઇશ માટે નિરાકાર શાહકારમાં ભેદ સમજવો નહી ને તે તમામ નામ એકજ પ્રભુનાં સમજવાં.

આત્મસેન—હે, ઇશ્વર આપ જ્યારે એકની સંખ્યા કહો છો તો બીજું અવશ્ય કંઇ હોવું જોઇએ બે નહી તો એક કહેવાય કેવી રીતે તે કહેનાર કોઇ બીજો હોવો જોઇએ?

બુદ્ધિસેન—એ મહા બાહુ એ તો એકે નથી ને બેએ નથી પણ એમ કહેવાની એક રૂઢી પડી છે ને પુર્વે તને કહેવામાં આવી ગયું છે કે તેતો આકાશની પેઠે સરવે વ્યાપી છે ને જ્યાં આકાશ હોય છે ત્યાં સ્વભાવિક અવાજ થયા કરે છેતે પણ તેની સત્તાએ થાય છે તેમ એક બે કહેવું તે ઇશ્વરની સત્તા સમજવી એટલે તેનું તેજ સમજવું ને બીજું કોઇ છે તેવી શંકા કરવી નહી.

આત્મસેન—હે, કૃપાનિધી માણસ જ્યારે જન્મે છે ત્યારે તેમાં જીવ કયાંથી આવી દાખલ થાય છે. ને તેને મુઆ પછી તે કયાં જાય છે તે આ રંક શેવકને કૃપા કરી જણાવશો?

બુદ્ધિસેન—હે, નિષ્પાપ, આત્મસેન સાંભળ જીવ આકાશની પેઠે સર્વત્ર વ્યાપક છે તેવું તો તું જાણી ગયો છે તેથી તે કંઇ આવતો જતો નથી પરંતુ જેમ કુંભાર માટીનો ઘડો બનાવે છે તેમાં આકાશ તેની મેળે આવી જાય છે ને તે ઘડો કુટવાથી તે આપો આપ તેમાં જણાતું બંધ થઇ જાય છે તેવી રીતે જીવ આવે જાય છે કોઇ પણ મરતું અવતરતું નથી.

આત્મસેન—હે ગુરૂદેવ, આપ કહો છો કે આપણે સરવે એકજ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયા છીએ ને જો એકજ હોઇએ તો સૌ એના સ્વભાવ પણ એકજ હોવા જોઇએ છતાં એક એકનાથી ભિન્ન ભિન્ન કેમ જોવામાં આવે છે.

બુદ્ધિસેન—હે બાપ આત્મસેન તે પણ તારે બ્રહ્મનું કારણ સમજવું ને તેથી કરીનેજ તને તેવું ભાસે છે નહી તો સ્વભાવ કંઇ વસ્તુ નથી તો તેને બીજાથી જુદો કેમ કહેવાય.

આત્મસેન—હે. પિતામહ આ જગતમાં કેટલાક લોકો ભલા ને કેટલાકો બુરા કહેવાય છે તેનું કારણ શું ?

## ( ભલાની ભલાઇ ને બુરાની બુરાઇ )

બુદ્ધિસેન—બેટા સાંભળ ઉપરની કહેવત કંઇ ખોટી નથી કોઇ એક ગામમાં બુરાભાઈ કરીને એક રજપુત (ગરાશીઓ) રહેતો હતો તેને જન્મથી જ બુરાઇ કરવાની નઠારી ટેવ પડી ગઇ હતી. તેથી તે જ્યાં ને ત્યાં બુરાઇ કર્યા કરતો હતો એમ કરતાં એની સાઠ વર્ષની ઉમ્મર થવા આવીને શરીર પણ જીર્ણ થવા લાગ્યું તેથી તેણે જાણ્યું કે હવે હું ઝાઝા દિવસ આ દુનિયામાં ટકી શકું તેમ નથી એટલે મરી જઇશ પણ હું છેવટ સુધી તેવો નઠારો છું તેવું બીજા લોકો શું જાણશે માટે લોકોને જાણ થવા સારૂ મરતાં મરતાં પણ કંઇ બુરાઈ તો કરવી જોઇએ તેવો વિચાર કરી પોતે ઘરતજી મુસાફરીએ નીકળ્યો ત્યાં આગળ ફરતાં ફરતાં રસ્તામાં એક ગામડું આવ્યું તે ગામમાં ભલાભાઇ કરીને એક આબરૂદાર

વાણીયો રહેતો હતો તેના ત્યાં પેલા બુરાભાઇએ આવી મુકામ કર્યો એટલે પેલા શેઠીયાના નોકરોએ પોતાની પ્રતિષ્ટાના લીધે તેની કુશળતા પુછી આગતા સ્વાગતા કરવા લાગ્યા ને જે જોઇએ તે હાજર કરી તેની સેવામાં ઉભા રહ્યા તેવો તેના શેઠનો હુકમ હતો પાણી માગતાં દૂધ આપવામાં આવતું તેથી પેલો મુસાફર સુખ મળવાથી ત્યાંનો ત્યાંજ રહ્યો તેવી રીતે ઘણા દિવસ ત્યાં રહી. મોજ મજા ઉડાવા લાગ્યો પછી તે એકદમ કોલેરાના દરદથી માંદો થયો તેથી પેલા શેઠીયાએ પોતાના ઘરના પૈસા ખરચી તેની દવા કરાવીને ચાકરી કરવામાં કચાશ રાખી નહી એ એમ જાણતો કે આપણે સરવે એક આત્માથી પેદા થયા છીએ તેથી સૌને એકરૂપ સમજી સુખ દુઃખમાં ભાગ કરવો જોઇએ હવે પેલા આવનાર મુસાફરને કંઇપણ આરામ નહી થાતાં થોડે થોડે મંદવાડ વધતો ગયો ને રાત્રી પડી જવાથી શેઠ પોતાના ખાસ માણુસોને સુપરત કરી ઘેર ગયા ને તે મુસાફર થોડે થોડે દુઃખમાં દબાવા લાગ્યો પણ તેનો જીવ જાય તેમ નહોતું કેમકે તે વખતે કંઇ બુરૂ કરતા જવું જોઇએ તે હોંશ તેની હજુ પુરી નહી થવાથી વગર આયુષ્યે જીવ્યા કરતો હતો તેવામાં પેલા મુનીમે પુછયું કે તમારો જીવ સામાં ભરાઇ બેઠો છે કે નકામા દુઃખી થયા કરો છો ત્યારે તે બોલ્યો કે અમારા કુળમાં એવો ચાલ છે કે મરતી વખતે ગુદાની અંદર એક કાષ્ટની મેખ ઠોકી બેસારવી જોઇએ ને તે ક્રિયા જ્યાં સુધી કરવામાં ન આવે ત્યાં સુધી દેહનો છુટકારો થાય નહી માટે

આપ ભલા માણુસ છો તો આપની ભલાઈની ખાતર તે કામ તાકીદે કરો એટલે હું આ નાશવાન દેહનો ત્યાગ કરી પર લોકમાં ચાલ્યો જાઊં તે સિવાય બાકીની તજવીજ મેં તમામ પ્રથમથી કરી રાખેલી છે તેનો યોગ્ય બદલો તો તમને મારા મુઆ પછી આપોઆપ જણાઈ આવશે તેનું કહેવું પેલા માણસે સાચું માન્યું ને તેને દુઃખમાંથી મુકત કરવાના ઇરાદેથી તેના કહેવા પ્રમાણે મેખ બેસારી એટલે તે પંચ તત્વને પામ્યો તેવામાં ફરતી ફરતી સરકારી રોન ત્યાં આવીને ઓટલા ઉપર પડેલા મુડદાને ઢંઢાળી બોલાવ્યો તો બોલ્યો નહી તેથી પેલા દુકાનનામાણસને શક પડવાથી સાદ પાડી પુછયું તેને ખુલાસો કર્યો કે તે કોઈ પ્રદેશી મુસાફર છે ને હમણાં માંદો હોવાથી મરી ગયોછે તેમ કહેવાથી તે રોન વાળા માણસોએ પેલા મુડદાની જપતી લીધી તો તેની ગુદામાં મેખ મારેલી જોવામાં આવી.ને ખીસ્સામાંથી એક લખેલું કાગળીયું નીકળી આવ્યું તે વાંચી જોયું તો તેમાં લખવામાંઆવેલું હતું કે હું એક મુસાફર છું ને આ શેઠને ત્યાં કેટલાક દિવસથી રહું છું ને મારી પાસે એક હજાર સોના મહોરો હતી તે એમને સાહુકાર સમજી બીજુ કોઇ ન જાણે તેમ અનામત મુકવા આપી હતી તેની ઉઘરાણી કરતાં એમની બદદાનતથી તે નામુકરર ગયા છે ને મારો કોઇ વારસ નથી તેથી તેમને પચી જાય તેવું ન થાય તેવો ઇરાદો રાખી મેં આ પત્ર મારા ગજવામાં પ્રથમથી મુકવામાં આવ્યો છે તો તેનો સરકાર માબાપે યોગ્ય બદલો આપવો ઉપરનો પત્ર વાંચી તુરત તેમાંથી એક માણુસ દર-

બારમાં પહોંચ્યો ને ખુદ સરકારને બોલાવી લાવ્યો તે સાથે તમામ કારભારીયો આવી હાજર થયા ને વાકેફ થઇ પેલા શેઠીયાને તેના માણસો સાથે બાંધી લેઇ બહુ માર મારવા મંડયો. છેવટ તેનો કેશ ચલાવી પેલી ચીઠ્ઠીમાં લખવામાં આવેલી રકમથી બમણો દંડ કરવામાં આવ્યો ત્યાર પછી તેને ઘણો ઠપકો આપી છોડી મુકયો. હે બાપ આત્મસેન તેં ભલાની ભલાઇ ને બુરાની બુરાઇ જોઇ કે જે જેનું જે હોય છે તે તેનો દેહ પડે તો પણ તે તેવું કર્યા વિના રહેતો નથી તેનો આ કેવો નમુનેદાર પુરાવો છે.

આત્મસેન—એ તો ખરૂં પણ પેલા ભલાઇ કરનારાને તો સારો બદલો મળવો જોઇએ તેના બદલામાં તેને તો ઉલટી આબરૂ ગુમાવીને દંડ ભરવો પડયો તેનું કેમ. ને ભલાઇ કરવામાં શો ફાયદો

બુદ્ધિસેન—અરે બાપ ભલાઈ કરવાથી કંઇ બુરૂં થતું હશે. પણ સામું માણુસ તેવું લાયક જોઈ કરવી ને તેમ પરીક્ષા કર્યા વિના કરવામાં આવે તો ઉપરના શેઠીયાની પેઠે ઉપાધિમાં વિના કારણે આવવું પડે.

આત્મસેન—હે, ગુરૂદેવ આ જગત કયારે ઉત્પન્ન થયું છે ને કયારે તેનો લય થશે ?

બુદ્ધિસેન—હે, ભાઈ તારા જન્મની સાથે તેનો જન્મ થયો છે ને તારા મરણની સાથેજ તેનો લય પણ થવાનો એમ સમજ.

આત્મસેન—તે વાત માનવામાં કેમ આવે ? કારણ કે આ-

ચણી આગળ દીનરોજ ઘણા જનો મરતા નજરે જોવામાં આવે છે ને જગત એમની પાછળ નહી જતાં એમનું એમ કાયમ રહે છે ને હાલમાં તે કાયમ છે. ને હવે પછી બીજા જન્મ લેશે. ત્યારે આપનું કહેવું યથાર્થ કેમ કહેવાય?

બુદ્ધિસેન—તે ખરૂં, પણ જન્મનારને તથા મરનારને તે શા કામનું. હોય તો પણ નથી. ને નથી તો પણ નથી તેવો નિર્ણય કરી એમ કહેવામાં આવ્યું છે.

આત્મસેન—હે, પ્રભુ આપ આગળ કહી ગયા છો કે એક જ ઇશ્વર નિરાકાર સ્વરૂપે સઘળે વાસ કરી રહ્યો છે તો તેમાં આ જગત રૂપ ધમાલ કકાંથી ઉઠી.

બુદ્ધિસેન—હે, પુત્ર તેં જે કહ્યો તે આનંદ સ્વરૂપ ઇશ્વર તો જેમ છે તેમનો તેમજ છે. એમાં કંઇ પણ વધઘટ અધિક ન્યુન થઇ નથી છતાં તને જે જગત રૂપ ધમાલ જણાઇ આવે છે તે તો જેમ કોઇ કીમતી હીરાની અંદર તે બહુ પાણીદાર હોવાથી તેમાં જેમ નાના પ્રકારના ચિત્ર વિચીત્ર રંગો તેમાં નહી હોવા છતાં જણાઈ આવે છે તેની પેરે આમાં પણ સમજી લેવાનું છે. માટે વાસ્તવિક રીતે જોતાં જગત છેજ નહિ એમ જાણવું.

આત્મસેન—જો જગત ન હોય તો પછી હું રહ્યો તે કોણ કહેવાઊં?

બુદ્ધિસેન—હે, બાપ એજ તું આનંદ સ્વરૂપ ઇશ્વર કહેવાય ને જેવો તું છે તેવું આ તને દેખાય છે તે જગત છે એથી

જ તને આપોઆપ સમજાયું હશે કે જગત્‌માં ને જગદીશમાં ફેર નથી.

આત્મસેન—હે કૃપાળુ ગુરૂદેવ ઘણા ભકતો હમેશાં કથાના પ્રસંગોમાં જાય છે ને તેમને ઉપદેશ કરનારા મહાત્માઓ પણ ઘણા મળી આવે છે. પરંતુ તે બન્નેમાં કોઈનું કલ્યાંણ થતું હોય તેવું કેમ જોવામાં આવતું નથી તેમ બીજી બાજુએ દેશ સુધારકોના ફાંકા રાખનારાઓ તરફથી પણ દેશને કંઈ ફાયદો થયો હોય તેમ જોવામાં આવતું નથી તેનું શું કારણ હશે તે કહેવા કૃપા કરશો કે મારો સંશય દૂર થાય.

## "સુતાર અને ભરવાડની કથા."

બુદ્ધિસેન—હે પુત્ર તે ઉપર એક વાર્તા કહું તે તું સાંભળ તેથી તારો તમામ સંશય આપોઆપજ ટળી જશે કોઇ એક નાના ગામડામાં ચતુરદાસ કરીને એક સુથાર રહેતો હતો તેણે પોતાના ઘેર પડેલાં નકામાં લાકડાં એકઠાં કરીને વાંસલા વતી સારી રીતે ઘડી એક સુશોભિત તરવાયો બનાવ્યો ( જે ઉપર બેસી ગૌ દોહોવામાં આવે છે) તે લેઇ તેજ ગામમાં વસનાર એક લોભીદાસ નામે ભરવાડ પટેલના ત્યાં તેણે ભેટ કર્યો. તેથી તે ખુશી થઇ પેલા સુથારને એક ગાય બક્ષિશ તરીકે આપી દીધી. તે જોઈ પેલો સુથાર ઘણો પ્રસન્ન થઈ કહેવા લાગ્યો કે સાહેબ આપે શું સમજી આ ગાય મને મફત આપી છે કારણ કે મારા આપેલા તરવાયામાં તો કંઇ પણ માલ નથી ને તે કેવો છે તે જરા સાંભળો.

(રાગ ચોપાઇનો.)

સારૂંસુંદ કર્યો વાંસલો વાઇ, આપી ગાય તમે હરખાઇ;
કહો મતી કંઇ બગડી ગઇ, કે શું જોઇ રીઝા મારા ભાઇ.

તેના ઉત્તરમાં તે ભરવાડ કહેવા લાગ્યો કે હે સુથાર તું સાંભળ.

(રાગ ઉપરનો)

વસૂકી ગાય ને ચરે હરાઇ, હતી બલા ઘરમાંથી ગઇ;
ઘાસ ખવરાવવી પડેશે નઇ, તેથી રીઝ્યો શું સાંભળ ભાઇ.

હે સુથાર તેથી મને પણ કંઇ છેત્રાયા જેવું છે નહિ ને દુનિયામાં સારૂં કહેવાય છે એજ કારણથી હું પણ ખુશી થયો છું બુદ્ધિસેન કહે છે હે શિષ્ય તેં જોયું તેવી રીતે આ જમાનામાં કથા કહેનારા મહાત્માઓ ને તે સાંભળનારા ઠગ સેવકો બન્ને એકઠા થૈ આવ્યા છે તેથી કોઇનું પણ કલ્યાણ થતું નથી વળી બીજી બાજુએ ઘણા દેશ સુધારકો અમો દેશ સુધારકો છીએ તેવા ફાંકા રાખી મોટી મોટી ડીફાશો મારે છે ને ગામે ગામને ઠામેઠામ ફરી મેલાવડાઓ ભરીને લાંબા લાંબા લેકચરોનાં મોટાં ભાષણો આપે છે ને કોનફરંસો જેવા મોટા મેલાવડા એકઠા કરી બકરૂં કાઢતાં ઊંટ ઘાલ્યાની પેઠે લાખો રૂપીઆનો ધુમાડો કરી દેવામાં આવે છે પણ તેમ કરવાથી દેશમાં કંઇ સુધારો થતો નજરે જોવામાં આવતો નથી તેનું કારણ એજ કે આપણે ઘણા મોળા છીએ. એટલે તેની કોઇને પુરી ગરજ હોતી નથી કોઇ કહે છે કે દેશી માલ

વાપરવાથી ઘણો ફાયદો થાય તેમ છે ને તેથી દેશની દોલત દેશમાં રહેશે માટે પરદેશી માલ વાપરવો નહિ પણ તે પોતે જ દેશી માલ પસંદ કરતા નથી ને પરદેશી માલ હોંશે હોંશે ખરીદે છે તેવા તે બીજાના માટે ભાષણ કરતાં શીખ્યા હોય છે વળી કેટલાકો કહે છે કે જ્યારે આપણી સ્ત્રીઓને સંગીન રીતે ઉચી કેળવણી આપવામાં આવશે ત્યારે આપણી ઉન્નતિ થાશે તે વિના તો તમામ અંધારૂં સમજવું પણ પોતાની દીકરીઓને નિશાળે ભણુવા મોકલતાં ઘણા લોકો શરમાતા નજરે જોવામાં આવે છે તેવા તે બે વચની હોય છે કેટલાકો કહે છે કે જ્યારે ખરાબ વ્યસનોનો વપરાશ આપણુમાં બંધ કરવામાં આવશે નહિ તે પહેલું કંઇપણ સારૂં થવાનું નથી પણ તે પોતે માંસ સુધી ખાતાં જરા પણ અચકાતા નથી તેવા તે ધર્મ ભ્રષ્ટ થઇ ગએલા હોય છે વળી કેટલાકો કહે છે કે જ્યારે દેશમાં ઉડાવું નાત્યવર્યો બંધ કરવામાં આવશે ત્યારેજ દેશની આબાદી થશે કારણુ કે તેમાં દર સાલે કરોડો રૂપીઆ વૃથા ઉડાવવામાં આવે છે પણ તે પોતેજ ઘરમાં નાણાં નહિ હોવા છતાં બીજાના ત્યાંથી કરજે કાઢી સારા દેખાવા માટે સૌના કરતાં સારાં જમણુ કરી લોકોમાં વાહ વાહ કહેવડાવે છે ને દીવામાં પડી બળી મરતા પતંગીઆની માફક કરજના બોજામાં ઝીપ-લાઈ પડી બળી મર્યા વિના રહેતા નથી તેવા તે મૂર્ખ હોય છે વળી કેટલાકો કહે છે કે અમો તો આખી નાતના શેઠીઆ છીએ તેથી પંચ વચ્ચે મુખ્ય આસને બેશી સૌના પર શેઠાઈ

કરીશું પણ તે આપ સ્વાર્થી ને લાંચીઆ હોય છે તેથી બીજા-ઓનું ભલું કરી શકતા નથી વળી તેવું કરવાની તેમનામાં આવડત પણ હોતી નથી તેવા તે મૂર્ખ શીરોમણી હોય છે ને વખતે વચે કોઇ ગરીબ ખરી હકીકત કહેવા જાય તો તેના પર એકદમ હલ્લો કરી તુટી પડી દબાવી દે છે ને વ્યાજબી ઇનસાફ કરતા નથી તેવા તે કમબખ્ત હોય છે વળી કેટલાકો કહે છે કે કન્યાવિક્રય તો અવશ્ય અટકાવવો જોઇએ તેથી તે પાપનો બોજો બહુ વધી જાય છે ને બોળાઈ મરવાનું થાય છે પણ પોતાની પુત્રીનું સગપણ રૂપીઆ પાંચહજારથી ઓછે કરતાં તે ધર્માત્માનો જીવ ચાલી શકતો નથી અગર સાટુ લે છે છતાં તેના ઘરનું પાણી પીતાં પાપ લાગે તેવું મિથ્યા બકયા કરે છે ને પાણી પીતા નથી. કેટલાક જ્ઞાતી વાળાઓ ઘોર બાંધી આંલ્લે કન્યા આપવા લેવાના ધારા બાંધે છે પણ તે ઠરાવ તે પંડે જ પાળતા નથી ને ચોપડામાં ને ચોપડામાં રહી સબ-ડાવ્યા કરે છે તેવા તે બે વચની હોય છે વળી કેટલાક અભિ-માનના પુછડાઓ પોતાને ઘેર ગમે તે આવી કન્યા દેઇ જાય તે લેવા ના પાડતા નથી તેમ તેના સાથે બીજા તમામ વહે-વાર કરે છે પણ તેમની દીકરીઓનાં સગપણ, તેમના ઘેર કરતાં જાણે અભડાતા ના હોય તેવી સુગ ચઢાવી મોં મચ-કોડયા વિના રહેતા નથી તેવા તે નીચ નજરના હોય છે કેટલાક મહાત્માઓના ડોળ ઘાલી પ્રભુ મંદીરોમાં કથાઓ કહી લોકોને સંભળાવી હમેશાં ઉપદેશ કર્યા કરે છે પણ પોતાને તો પોથી-

માંના રીંગણા જેવું પાળવાનું હોય છે વળી કેટલાકો કહે છે કે અમો તો ભુત પ્રેતને બીલકુલ માનતા નથી પણ પોતાના ઘેર કોઇ માંદુ થાય છે કે હાથમાં ઘોતીયું ઝાલી કોઇ ભુવા-ભોપાળાના ઘેર દોડાદોડ કરી મુકે છે ને દોરા ધાગા કરાવ્યાનો પાર પણમુકતા નથી તેવા તે બીકણ હોય છે વળી કેટલાકો કહે છે કે હવે તો રામના જેવું નિરભય રાજ્ય થયું છે તેથી હવે કોઇનાથી ડરી જવાનું નથી પણ જ્યારે રસ્તે જતા એક સીપાઇને નજરે જોય છે કે ગભરાઇ જઇ એકદમ ઘરમાં સંતાઇ જાય છે ને કાયદાનો લાભ કાંઇપણ મેળવી શકતા નથી તેવા તે ડરકણ થઇ ગયેલા હોય છે તેથી કોઇનું પણ ભલું થાતું નથી. તેનું કારણ એજ કે સૌને ચાવવાના ને દેખાડવાના દાંત જુદા રાખ-વામા આવે છે તેથી વ્યવહાર કે પરમાર્થમાં કોઇનું કંઇ વળતું નથી.

આત્મસેન—ત્યારે તેમનું સારૂં હવે કેવી રીતે થાય તે કહેવા કૃપા કરશો.

બુદ્ધિસેન—સાંભળ ભાઇ તેમ કરવું ને સુખી થવું તે તેમના પોતાના હાથમાં છે કે તે કહેનારાઓ જ્યારે પોતે હીમત રાખી ઉપર પ્રમાણેના તમામ કામો કરી બતાવે ને કોઇની પણ ડર રાખે નહિ તેથી તે લોકો પ્રથમ તો તેમની નિંદા કરવા માંડ છે પણ પાછલથી તેમને સુખી થયેલા જોઇ પછે ધીમે ધીમે બીજા લોકો પણ તેમના પગલે ચાલી તેમની માફક સુખી થવા

પ્રયત્ન કરેશે તારે જ દેશની આબાદી નજરે જોવામાં આવશે ત્યાર પહેલાં તો તમામ વાતનાં ફાંફાં સમજવાં.

( દોહરો. )

બોલ્યું પાળો બંન્ધવો, વચન કરો નહી ભંગ;
સંસારમાં સુખી થશો, રહે શે રૂડો રંગ.
અંદરખાને પોલને, ઉપર ભપકો સાર;
ખોટો ડીમાક કરવા થકી, નહિ સુધરે સંસાર.
સુધર્યા દેશ તમામ તે, જાતે આપી ભોગ:
થયો ગુર્જર તે આળસુ, નવ કરે કંઇ ઉદ્યોગ
હુન્નર ઉદ્યમ જે કને, ના રહે તેને ન્યુન;
હોય પરમેશ્વર પાંસરો, પ્રગટે જ્યારે પુન્ય.
સંપ કરો સૌ સાથમાં, મુકો અસત્યને દૂર;
દુઃખ નજરે દેખો નહી, મળે વૈભવ ભરપૂર.
જેને વહાલું જે હશે, તેને મળશે તેહ.
જરા જુઠું બોલું નહિ, કરશો નહિ સંદેહ;

આત્મસેન—હે ઇશ્વર આપ પ્રથમ કહી ગયા છો કે આ સર્વે જગ્તનો પેદા કરનાર ઇશ્વર એક છે ત્યારે એક ધર્મવાળો બીજા ધર્મની નિંદા કેમ કરે છે ને તેવી નિંદા કરવા વાળાઓને કેવા સમજવા.

( એક રાજા અને તેના બે રાણીઓની કથા. )

બુદ્ધિસેન—હે શિષ્ય તે ઉપર એક કથા કહું તે સાંભળ

તેથી તારી મેળેજ તને સમજાયા વિના રહેશે નહિ કોઇ એક ગામમાં વિરભદ્ર કરીને એક ઘણો બળવાન રાજા રહેતો હતો તેને ત્યાં ઘણી સ્વરૂપવાન લાવણ્યતાનો ભંડાર પોતાના પ્રાણથી પણ ઘણી પ્રિય તેવી તેને બે રાણીઓ હતી ને તે બન્નેમાં કોઇનાથી તે જુદાઇ રાખતો નહિ તેવી તેમનામાં તેની વિશેષ પ્રિતી હતી ને જ્યારે તે પોતાના સયન ગૃહમાં આરામ લેવા સુખસજ્જાએ સુતો હતો તે વખતે પોતાની બન્ને રાણીઓ ઘણા પ્રેમથી જોડે બેસી તેના પાદનું સેવન કરતી હતી તે કામમાં એકને ડાબો ને બીજીને જમણા પગનું સેવન કરવું તેવો હમેશના માટે ખાસ ધારો બાંધવામાં આવ્યો હતો. તેથી તે બન્ને એક બીજાના પગને અટકવા સરખી પણ દેતી નહિ કારણ કે જેને જે પગ સોંપવામાં આવ્યો હતો તે પોતાનો સમજતી ને બીજો પગ શોક્યનો છે તેવું સમજી તેના સામું પણ જોતી નહિ તે એક બીજાના પર અદેખાઈ કરી બળ્યા કરતી હતી તેવામાં તેમાંની એક રાણીને થોડા દીવસ માટે તેના પીયરમાં તેના માબાપને મળવા માટે જવાનું થયું તે અરસામાં તે તમામ કામ કે જે ઘેર રહી તે રાણીના માથે આવી પડયું ને રાત્રીના વિષે રાજા સયનગૃહમાં આવ્યો કે પોતાનો પગ હાથમાં લેઈ તેની સેવા કરવા લાગી તેવામાં હાસ્યવિનોદ કરતાં કરતાં તે રાજાની આંખ જરા મીંચાઇ ગઇ તેથી તે ઝોકા ખાવા લાગ્યો તે તકનો લાભ લેઇ પેલી રાણીએ વિચાર કર્યો કે આ જોડેનો

મારી શોકયવાળો પગ આ વખતે કાપી નાંખવામાં આવે તો આખા જન્મનું સાલ જાય તેમ છે કારણ કે તેમ કરતાં આંહી કોઇ રોકે તેમ નથી ને રાજાતો નીંદ્રામાં છે તેવો નિશ્ચય કરી એકદમ ઉભી થૈ ને ખીંટીએ ભરાવેલી તલવાર હાથમાં લેઇ જેવી મેનમાંથી કહાડી પોતાની શોકય વાળા પગ પર મારવા જાય છે કે પેલો રાજા એકદમ ઝબકી જાગી ઉઠયો ને નહિ ગભરાતાં તેના હાથમાંથી તલવાર છીનાવી લેઇ ધીરજ આપી કહેવા લાગ્યો કે અરે મુર્ખ રાણી તું આ શો અનર્થ કરે છે ત્યારે તે બોલી કે હે સ્વામીનાથ તેમાં તમારે આડે આવવાની કંઈ જરૂર નથી આતો મારી શોકયવાળો પગ છે તે હું કાપુ છું તેમ કરવાથી હમેશના માટે તે સાલ દૂર થાય. ત્યારે તે રાજા તેને સંબોધી કહેવા લાગ્યો કે તું કંઇ ગાંડી થઇ કે શું જેને તું શોકયનો પગ માની બેઠી છે તે પગ પણ ખુદ મારો પોતાનો છે ને તેને કાપવામાં આવે તો તેના સાથે મારો પણ નાસ થાય એટલે તારા સોભાગ્યને પણ હાની પહોચે તેથી ઘણી મુસ્કેલીમાં આવી મુઝાઇ મરવું પડે તેવું સાંભળવાથી પોતાની ભુલ તેને સમજાઈ તેથી નિચું મો કરી મુંગે મોઢે ઉભી રહી તેથી તે બુદ્ધિશાળી રાજાએ તેનાપર ગુસ્સે નહી થાતાં તેને માફી આપી બુદ્ધિસેન કહે છે કે હે પૂત્ર આત્મસેન સાંભળ સરવે ધર્મ એક છે ને તેનો અધિષ્ટા ઇશ્વર પણ એક છે. પણ તેનાં નામ જુદા

જુદા રાખવામાં આવ્યાં છે છતાં તેની જે નિંદા કરે છે તેમને પેલી મુરખ રાણી જેવા સમજવા ને તેમ કરનારાઓ તો પોતાના ધર્મનું ને પ્રભુનું ખંડન કર્યું એમ સમજવું તેથી તે મહા પાપનો ભાગી થાય છે તેવાઓનો તારે સંગ પણ કરવો નહી તે મારી ગુપ્ત સલાહ છે તે કો કાળે વિસારતો નહી.

( દોહરો. )

સંગત સારી કીજીએ, દૂરીજનથી રહી દૂર.
કુબુદ્ધિ કંઇ સુજે નહી. થાશો હરી હજુર.

આત્મસેન—હે, દીનદયાળ ગુરૂદેવ આપ ઘડીકમાં જગત જુઠું છે ને ઘડીકમાં તે ઇશ્વર સ્વરૂપ છે. એમ ઉલટ સુલટ કહેવાથી મને બરોબર સમજાતું નથી તેમાં મારે સાચું શું સમજવું?

બુદ્ધિસેન—હે, પુત્ર પ્રથમ તો તને કહેવામાં આવ્યું છે કે સઘળે એકજ ઇશ્વર આનંદ સ્વરૂપે ભરપુર રમી રહ્યો છે ને બીજું કંઇ નથી ને તે વાત તને બરાબર સમજાઈ પણ છે છતાં તું જેમ ગાંડો થઇ જેવા જેવા પ્રશ્નો કરે છે તેમ તેમ મારે પણ તારી જોડે હા, હા. કહી તારા મનનું સમાધાન કરવા અર્થે તને જેમ ગમે તેમ રૂચતું કહેવું પડે છે નહી તો સાચું બોલાવે તો તું પણ નથી ને હું પણ નથી.

આત્મસેન—જો હું કે તમે બેમાં એકે ન હોઇએ તો પછી ઇશ્વર છે તેવું કોણ કહે?

બુદ્ધિસેન—હે, બાપ એમ કહેવાની કંઈ જરૂર નથી તેવું કહેનાર તે પોતે છે. તો નકામો જુઠો શ્રમ કરવો તે શા કામનો.

આત્મસેન—અહો હો હો હો તે આનંદ સ્વરૂપ પ્રભુ હું પોતે જ છું તે હવે મને આપ સામર્થના પ્રતાપે સમજાયું ધન્ય છે ધન્ય છે આપની આવી યુક્તી ભરી અમૃત વાણીને કે મારા જેવા પામર પ્રાણીને આવા સર્વોત્તમ અલભ્ય સુખનો લ્હાવો લેવડાવ્યો હું આપનાં શાં શાં વખાણ કરૂં તે કહી શકાય તેવું મારી પાસે એકે સાધન પુરતું નહિ હોવાથી ફક્ત મારા બન્ને હાથ સંપુટ કરી ત્રીજું મસ્તક આપના પવિત્ર ચરણ કમળમાં મારા મન સાથે અરપણ કરવામાં આવે છે તે આપ સહર્ષથી સ્વીકાર કરશો. તેમ કહેવાની સાથે તેમના ચરણ કમળમાં મુસ્તકને મુકી આનંદના આંસુંઓથી ચરણ પખાળી ઘણા પ્રેમથી મનોમય પુજા કરી. ને તેમના ચરણમાં પડી રહ્યો ને સંસારનું ભાન ભુલી ઇશ્વરી આનંદમાં તરવા લાગ્યો એવી રીતે ઘણી વાર થવાથી પેલા તેના ગુરૂદેવ બોલ્યા કે બેટા તને સાબાશ છે ઉઠ, ઉભો થા હવે તું બહુ ભાગ્યશાળી થયો છે ને જે જાણવાનું હતું તે મારા દ્વારાએ જાણ્યું છે માટે વધુ વાર તેમ કરવું તેથી કંઈ ફાયદો નથી તેવી ગુરૂ આજ્ઞા થતાની સાથે તુરત તે ઉભો થયો ને કરગરી કહેવા લાગ્યો કે આપના પ્રતાપે મેં તમામ જાણ્યું છે ને તે સાથે મારી જોડે પ્રાગના-દેવીએ પણ જાણ્યું હશે પણ તેને લહાવો લેવડાવવાના અર્થે

આપ હવે તેના મોંએ પ્રશ્ન કરાવો ને તેનો ઘટતો ઉત્તર આપો. ને હું પણ આપની સેવામાં હાજર છું ને પ્રસંગ આવે પાછો પ્રશ્ન પણ કરીશ.

બુદ્ધિસેન—પુત્રી પ્રાગનાદેવા તારા શીરતાજ સ્વામીએ જે કહ્યું તે તું સમજી તો હોઇશ. ઉઠ સ્વસ્થ થા. તું પણ તેની પેઠે સંમ્પૂર્ણ જાણી ગઇ છે છતાં લોક કલ્યાણ અર્થે બીજી નવી શંકાઓ ઉત્પન્ન કરીને મને પૂછ્ય કે તેનો ઘટતો ઉત્તર કરવામાં આવે.

પ્રાગનાદેવી—હે દયાળુ પિતાજી આપના પ્રતાપે હું સરવે જાણી શકી છું તેથી હું મારૂં અહો ભાગ્ય સમજું છું પરંતુ પતી તથા ગુરૂ આજ્ઞા શીરસાવંદ સમજી હું જે કંઈ પ્રશ્ન કરૂં તેનો ઉતર સારી રીતે કરવા કૃપા કરશો. કે મારા હીતમાં ફાયદો થાય.

બુદ્ધિસેન—બોલ્ય બેટા જલદી બોલ એવો તે તારો મોટો શો પ્રશ્ન છે કે કહેતાં તું આટલી બધી ગુંચવાયા કરે છે શું મારાથી શરમાય છે કે.

પ્રાગનાદેવી—પિતાજી, પુત્રી તે પોતાના પિતાથી શરમાતી હશે એમનાથી શરમાઈ રહી તેમની પાસેથી જે સારી શીખામણ લેવાની હોય તે નહી લેનાર તે પુત્રીજ નહી સમજવી પણ એક અભાગણી અબળા સમજવી હું કંઇ તેવી નઠારી નથી કે આવો હાથ આવેલો અમુલ્ય અવસર એળે જવા દેઉં. હવે

મારા મનમાં ઉઠેલો પ્રશ્ન કહું તે સાંભળો કે આ જગતમાં જન્મ ધરી સાધવી સ્ત્રીઓએ શું કરવું તે કહેવા કૃપા કરશો.

## "સાધવી સ્ત્રીઓનો ધર્મ".

બુદ્ધિસેન—હે, પુત્રી તને ધન્ય છે તારા જેવી પતિવૃતા સ્ત્રીઓએ બીજું કંઇ પણ કરવાની જરૂર નથી ફક્ત એક પતિ સેવા એજ તેનો પરમ ધર્મ છે ને તેતો તેં પુરેપુરો બજાવ્યો છે છતાં તારી પેઠે હવે પછી થનારી બેહેનોના માટે તેનું થોડુંક દિગ્દર્શન અત્રે કરાવવું તે અયોગ્ય નહિ કહેવાય. તેવી બહેનોએ તો પોતાનો પતિ એજ પરમેશ્વર સમજી હમેશાં તેની આજ્ઞામાં રહી. ને તે હુકમ કરે તે ઈશ્વરનો હુકમ છે તેવું માની તુરત તેની તાબેદારી ઉઠાવી લેવી ને ગમે તેવા સંકટમાં હોવા છતાં જીભેથી ના કહેવી નહિ પ્રથમ પાછલી છ ઘડી રાત રહે તે વખતે પતી પહેલાં ઉઠીને ઘરનું તમામ ફાલતુ કામ કરી લેવું ત્યાર પછી શૌચ જઇ આવી દંત ધાવન કરી પતી તથા ઇશ્વરનું સ્મરણ કરતાં સ્નાન કરી લેવું ત્યાર બાદ કુમકુમ, અક્ષત તથા પુષ્પ હાથમાં લેઇ પોતાના શિરછત્ર ભરથારનું બહુ હસ્તે મુખથી પુજન કરવું ને તે વખતે નિંદ્રીત હોય તો તે કામ પછી કરવું પણ ઉંઘમાંથી જગાડવા નહિ પુજન કરી રહ્યા પછી બે કરજોડી વંદન કરી મધુર શબ્દોથી કહેવું કે પ્રાણેશ આપની આ રંક દાસીને આજે શી આજ્ઞા છે. ને તે જે કહે તે બહુ આનંદ સાથે કબુલ કરવું. ત્યાર બાદ

એમને જોઇતી સામગ્રી તમામ લાવી હાજર કરવી ને તેમનું દીલ દુખાય તેવું કો કાળે અયોગ્ય ને અસત્ય ભાષણ મુખથી ઉચરવું નહિ. ને પોતાની પેદાશ જોઇ ઘરનું ખર્ચ કરવું ને પારકો પુરૂષ ભાઇ બાપ સમાન જાણી વગર કામે તેના સામું જોવું તથા હસવું નહિ તેમ તેના શરીરને અટકવું પણ નહિ તેમ તેનું ચિંતવન કરવું નહિ ને દુનિયામાં એક પોતાનો પતિ એજ પુરૂષ છે. એમ સમજવું ને હરઘડી તેનું સ્મરણ કર્યા કરવું ને તેનું મન પસંદ થાય તેવાં મિષ્ટ પદાર્થોની મનને આનંદ આપે તેવી સ્વાદીષ્ટ રસોઈ લેજદાર વાનીઓ કરી જમાડવી ને તેમને જમાડયા પહેલાં કોઈ દીવસ પહેલું જમવું નહી. ને પતી પ્રદેશ હોય તો બાર વાગ્યા પછે ભોજન કરતાં હરકત સમજવી નહી. તેમ તેમના હુકમવિના એક પણ ડગલું ભરવું નહી. ને ઘરના તમામ માણસોસાથે હળીમળીને ચાલવું ને સરવેની યોગ્યતા સાચવવી. ઘરમાં સુખદુઃખ હોય તો તેને ખમી લેવું પણ બહાર અગર પીએરીયાં સુદ્ધાંતને પણ કહેવું નહી. પોતાનું શરીર બીજાઓને દેખાય તેવાં ઝીણાં વસ્ત્રો પહેરવાં નહી. તેમ બીભસ્ત વચન બોલવું નહી. ઘરમાં તમામ જગ્યાએ સાફસુફ રાખવું ને ગલેચી થવા દેવી નહી. આંગણે આવનાર અતિથીને અગર બીજું જે કોઇ સ્નેહી આવે તેને બહુ આનંદથી માન આપી સત્કાર કરવો ને આસન આપી તે પર બેસવા વિનંતી કરવી ને કુશળ સમાચાર પુછવા ત્યાર પછી મુખવાશ વગેરે આપી આગમન કારણ પુછવું ને આપણાથી બની શકે તેટલી સહાય કરવી ઘરનાં નાનાં બાળકોને નવડાવી ધોવડાવી સાફસુફ રાખવાં તે સાથે વસ્ત્ર પણ તેવાં રાખવાં કે જેથી દુષ્ટ

રોગોના પંજામાં સપડાવું પડે નહિ. હરઘડી એ ઘરનું થોડું ઘણું કામકાજ લેઇ બેસવું પણ આડું અવળું લોકોના ઘેર ભટકવું નહી ને નઠારી લડાયેક તથા કુલટા સ્ત્રીઓનો સંગ કરવો નહિ. ને સૌનું મન પસંદ થાય તેવી રીતે હસ્તે મુખે બોલવું ઘરમાં જે રસોઇ કરવાની હોય તે પહેલાં પોતાના પતીની આજ્ઞા માગી એમની મરજી પ્રમાણે બનાવવી. ને તે બે વખત ઉની કરવી જોઇએ પુન્યદાન તીર્થ જાત્રાને દેવ દરશનના કામમાં પણ પ્રથમ તેની આજ્ઞા લેવી. ને એમને ન રૂચે તે કામ કદી પણ કરવું નહી કોઇ વખતે તે ગુસ્સે થયેલા હોય ને તાડણ કરે તો તે મુંગે મહોડે સહન કરી લેવું પણ એમના સામું બોલવું નહિ ને તેમનો વાંક પણ કાઢવો નહિ. આપણા ઘેર આવી કોઇપણ સ્ત્રી પારકી કુથલી કરતી હોય તો તે પર ધ્યાન આપવુ નહી પણ તેને રજા આપી દેવી. ઘરમાં સીધાં સામાન, અથાંણાં, વીગેરે હમેશાં સંભાળતાં રહેવું. કે બગડવા પામે નહિ ને રૂતુને અનુસરતો ખોરાક બનાવવો. સાસુ, સસરા તથા બીજા વડીલોની સેવા કરવી. ને એમની આજ્ઞામાં રહેવું. ઘરની ગુપ્ત વાત બીજાઓને કહેવી નહિ. દેરાંણી જેઠાંણીથી રાગ રાખવો ઘરનાં જો ગરીબ હોઈએ તો પણ તે દુઃખ કોઇના આગળ પણ રડવું નહી. ને શ્રીમંત હોઇએ તો પણ કોઇની આગળ મદમાં છકી ખાલી બડાઇ કરવી નહિ સ્ત્રીએ તમામ કામ આટોપી રહ્યા પછી પતિની પાસે જવું ને તેમની આજ્ઞા માગી તેમની શયામાં બેશવું તે પછી તેમની રૂડી રીતે સેવા કરવી ને તે જેમ પ્ર-

સન્ન થાય તેમ કરવું ને જ્યારે તે નિદ્રાવશ થાય તે પછી પોતે સુઇ રહેવું તે પ્રમાણે હમેશાં નિયમસર કરનાર સ્ત્રીને આ લોકમાં બીજું કંઇ પણ ઉતમ સાધન કરવાની જરૂર નથી તેવી સ્ત્રી આ લોક તથા પરલોક બન્ને સુધારી શકે છે ને તે સર્વેને પુજવા યોગ્ય છે, હે સુવ્રતા (સારા વૃતને આચરવા વાળી) તેં સાધવી સ્ત્રીઓના ધર્મ સાંભળ્યા તેવી સ્ત્રીઓ જેના મંદીરમાં બીરાજતી હોય તેને તો અહીંજ સ્વર્ગ તથા વૈકુંઠ છે એમ સમજવું ને તું તો તેના કરતાં પણ અધિક છે તો તારે હવે કંઇપણ કરવાનું બાકી છે એમ સમજીશ નહિ ને તારી સહાયતાથીજ તારો પતી જે આત્મસેન આવા અવર્ણીય આનંદનો ભોક્તા થયો છે હે દેવી તારાં શાં શાં વખાણ કરૂં તું આ દુનિયામાં એક ઇશ્વરીજ પ્રગટ થઇ છે. ને હવે પછી થનારી બહેનો તારા જેવી પાપ રહીત પવિત્ર દેવીઓ થાઓ તેવી મારી સંપૂર્ણ આશિષ છે ને એટલા માટેજ આ લાંબા વિસ્તાર વાળી કથા તુને કહી સંભળાવવામાં આવી છે કે જેનું શ્રવણ કરી તારા જેવી નિષ્પાપ બની જાય. બોલ્ય શ્રી હરીની જય.

પ્રાગનાદેવી—હે દયાળુ પિતા તેવી પોતાના ઘરમાં રહી પતિ સેવા કરનાર બાઇઓના મહીમાનો તો પાર નથી છતાં કેટલીક બાઇઓ દેવ દરશનને યાત્રાઓમાં પોતાના શિરતાજ મુરબ્બી પતીની આજ્ઞા નહિ હોવા છતાં ઘરમાં કલેશ કરી જે ધર્મ ઘેલીયો બહાર ભટકયા કરે છે તેને કેવી સમજવી ? ને તેને તીર્થનું ફળ થતું હશે કે નહી ?

બુદ્ધિસેન—હે, સાધવી સાંભળ તેને તારે પેલી અરણ્ય-વાસી રોજડી સમજવી કેમકે તે પણ એની પેરે રાત દિવસ જ્યાં ત્યાં ભટકયા કરે છે ને તેવીજ રીતે ભટકનાર બાઇને તીર્થનું ફળ મળે નહિ કારણ સાધવી સ્ત્રીઓને તો તમામ તીર્થો તથા દેવદર્શન તેના પતિની સેવામાં સમાયેલાં છે. ( એટલે તે તેમાં આવી જાય છે) છતાં જે તેને તજી બીજે બહાર ભટ-કનારી દુરાચરણીયોનો સંગ તારા જેવી સતી સ્ત્રીયોએ કરવો નહી.

સાખી.

સતિને તિર્થ સ્વામિ છે, ઇશ્વર જાણવો એહ.
તે ભજે મુક્તિ મળે, ધરવો નહી સંદેહ.
પતિ આજ્ઞા પાળે નહી, કરે વૃત અપાર.
તે નારીને જાણવી, છટકેલી છીનાળ,

પ્રાગનાદેવી—હે ગુરૂદેવ જે સ્ત્રીથી આપે પુર્વે કહ્યા તે-ટલા ધર્મ પાળી શકવા અશક્ત હોય છતાં પતિ પરાયણ હોય તેવી સ્ત્રીયે શું કરવું. કે જેથી તેનો ઉદ્ધાર થઈ શકે ?

બુદ્ધિસેન—હે શાણી પુત્રી સાંભળ તેવી બાઇઓથી બીજું કંઈ પાળી ન શકાય તો તેણે ફક્ત તેના પતિની આજ્ઞામાં રહેવું ને નીતિએ ચાલવું ને હસતાં હસતાં પણ પોતાના સ્વામીનું દીલ દુખાય તેવું અયોગ્ય વચન મોઢેથી કોઇ દીવસે બોલવું; નહી ને વસ્ત્રાલંકારની ન્યુનતા હોય તો તે બાબત

ધણીને પજવણી કરવી નહી ને દુખ સુંખમાં ભાગી થઇ દીલાસો આપવો ને ઘર તજી વિના કારણ બહાર જવું નહી તેટલા થોડા નિયમ પાળવાથી તે પણ મોક્ષ ધામની ભાગી થઇ શકે છે તેવી તે પતિ ધર્મની શ્રેષ્ટતા છે તેની ઉપેક્ષા કરી પોતાના મોક્ષ માટે બીજે વળખાં મારનાર રૈ રૈ નર્કની અધિકારી થાય છે તે નક્કી સમજવું.

પ્રાગનાદેવી—હે, પિતાજી આપના કહેવાથી આ ધર્મને મેં જાણ્યા ને તે આચરવાથી તેને મોટું ઇશ્વરી જ્ઞાન પ્રાપ્ત થાય છે એ પણ જાણ્યું તો તે થયા પછી તે જ્ઞાનીનું સ્વરૂપ કેવું રહેતું હશે તે સમજાવવા કૃપા કરશો.

બુદ્ધિસેન—હે શાણી પુત્રી તેના ઉપરના વેશમાં તો કંઇ ફેરફાર જણાય નહી પણ અંદરખાનેથી તો તેનું સ્વરૂપ ગણું નવીન પ્રકારનું બની જાય છે જેમકે હાથી નામનું જાનવર તેના ખોરાકમાં કોઠાનું ફળ જેમ આખું ને આખું ગળી જાય છે ને ઝાડા વાટે પણ તેને તેવું ને તેવું બહાર કાઢવામાં આવે છે પણ તે ખાધા પુર્વે તેને આંગળીવતી દબાવવામાં આવે છે ત્યારે જરાએ નમતું નથી પણ જ્યારે પેલી ક્રિયા થાય છે ને બહાર આવ્યા કેડે પછી તેમ કરનામાં આવે છે તો તેના માંહેથી તમામ સત્વ બળીને ખાખ થયેલું હોવાથી તેને અડતા વેંતજ તે રાખનો ઢગલો થઇ જાય છે તેમ તેમાં પણ તારે તેવી રીતે સમજી લેવું એટલે એમાં તેનાં તમામ પાપો બળી જઇ નિવાશનિક સુદ્ધ આત્મસ્વરૂપ થાય છે.

પ્રાગનાદેવી—હે પરમ કૃપાળું હું જોઊં છું કે આ જગતના તમામ પ્રાણીયો મરે, અવતરે છે તેમાં બીજા કોઈ પ્રાણીની પાછળ કંઇ પણ ક્રિયા કરવામાં આવતી નથી ને એકલા માણુસની પાછળ તેમ કરવામાં આવે છે તો શું તે એકલાના માટે નર્ક નિર્માણ કર્યું હશે તેથી તેમાંથી બચી જવા માટે એમ કરવું પડતું હશે.

બુદ્ધિસેન—બેટી સાંભળ નર્ક એ રજ્જુ સર્પ જેવું કલ્પીત કરાવવામાં આવ્યું છે. ને મનુષ્ય પ્રાણી વિના બીજાં અન્ય પ્રાણીને તેનું ભાન પણ નથી તેથી એમને તેમાંથી બચાવવા કંઇ પણ ક્રિયા કરવી પડતી નથી તેમ જેમ મનુષ્ય તેને જાણી ગયો છે તેને પણ કંઈ કરવાની જરૂર નથી.

પ્રાગનાદેવી—તારે લોકો મુવા પાછળ સરાવે છે કેમ? તેથી કંઈ ફાયદો થતો હશે?

બુદ્ધિસેન—હા, બાઇ તેથી ઘણો ફાયદો થાય છે પણ તેની વિધી ઘણા જુદા પ્રકારની છે કંઈ આટાના ગંગોળા કરી નદી તળાવમાં ફેંકી દેવાથી ને મોંમાંથી બે ચાર ગપાટા મારી હાથ ફફડાવવામાં તેમ થતું નથી પણ માણુસ જ્યારે મરવાની તૈયારીમાં હોય તે વખતે તેને અનહદ વેદના થતી હોય છે તેથી તેને ઇશ્વરનું સ્મરણુ રહેતું નથી તે વખતે તેના વહાલા પુત્રે તેનું ભાન થાય તેવી યુક્તિથી ચિત્ત દોરાવવું ને બાકીનો લવારો કરવો નહી તેનું નામ ખરૂં સરાવવું છે કારણ કે તેની બહાર દોડતી વૃતિયો તેથી તેના સ્વરૂપમાં ભળી જાય છે ને

આત્માનંદના સુખની પ્રાપ્તિ મળે છે ને એટલા માટે દુનિયામાં પુત્રોની મહત્તા માનવામાં આવી છે ને મરનારનું સારૂં ઇચ્છવું તેનું નામ ખરૂં સરાવવું કહેવામાં આવ્યું છે ને બાકીનું સરાવવું આછલાં તથા ભટજી મહારાજની તૃપ્તિનું સમજવું તેથી તે ક્રિયાને પણ પવિત્ર ગણવામાં આવી છે.

પ્રાગનાદેવી—મનુષ્યને પ્રભુ મળવાના થયા છે તેવું શાથી જાણી લેવું.?

બુદ્ધિસેન—શાણી તે ઉપર તો વરસાદનું દ્રષ્ટાંત આપવું બહુજ બંધ બેસતું આવશે. કે જ્યારે તે થવાનો હોય છે. ત્યારે પ્રથમ વાયુ બંધ થાય છે ત્યાર પછી તાપ બહુ પડવા માંડે છે તેથી તમામ પ્રાણી આકુળ વ્યાકુળ થાય છે ને એક ચિત્તે તેની રાહ જુવે છે તેથી એમની આતુરતાના લીધે પછી એકદમ વરસવા માંડે છે ને જ્યાં જોઇએ ત્યાં જળ બબાકાર કરી આનંદ આનંદ કરી મૂકે છે, ને તેના આગમનથી તમામ ભોમી હરીયાળી થઇને નવ પલવિત દેખાય છે તે જોઇ સૌનાં મન શાન્ત થાય છે તેવી રીતે જ્યારે ઇશ્વર મળવાના થાય છે ત્યારે પ્રથમ મનરૂપ વાયુ બંધ પડે છે ને સમદમરૂપી તાપ તપવા માંડે છે ને હવે મને હરીનો મેળાપ થવાનો છે તેથી તેને મળવાની હોંશમાં ને હોંશમાં નાચવાને કુદવા મંડી જાય છે તેના શ્રમે કરીને યાકુળ વ્યાકુળ થાય છે ને એક ચિત્તે તેની રાહ જુવે છે પછી તેની પુર્ણ જીજ્ઞાસાના લીધે તેને અંતરમાં તેના સ્વરૂપનાં દરશન થાય

છે (ઇશ્વરનું રૂપ ઓળખાય છે) પછી તે જેને જુએ છે તે પોતાનું સ્વરૂપ છે તેવું સમજે છે. તેથી તેને ઘણોજ આનંદ થાય છે કારણ કે પછી તમામ ભય ભાંગી જાય છે ને મારા વિના બીજું કોઇ નથી એમ સમજી વાસના રહીત થઇ શાન્ત થાય છે એથી એને પ્રભુ મળ્યા છે એમ ઓળખાય છે.

પ્રાગનાદેવી—હે, પિતાજી જેને પ્રભુ મળ્યા છે તેવા ભક્તને તથા નથી મળ્યા તેવા ભક્ત બંને જોવાથી તો સરખા દેખાય છે ને તે દુનિયાંના વહેવાર પણ સરખા કરે છે તો પછી તેને કેવી રીતે ઓળખી લેવા.

બુદ્ધિસેન—દિકરી, તને ધન્ય છે આવી જરૂરની વાતો પુછી લેવા તું ભાગ્યશાળી થઇ છે. સાંભળ જે અભક્ત હોય છે તેને જ્યારે તેના ગુનાની માલીક તરફથી સજા કરવામાં આવે છે ત્યારે તે પોતાની ભુલ નહી સમજી શકવાથી તેના હુકમના તાબે નહી થતાં માથે પછેડી હોઢી પોકળ શ્રાધ કરવા માંડે છે ને ઇશ્વરને દોસ આપે છે. અને જે ખરા ભક્તો હોય છે તે તો તેવી સજા થવાથી ઘણા ખુશી થઇ હસવાને કુદવા મંડી જાય છે કેમકે તે જાણે છે કે જ્યારે આપણે તેનો ગુન્હો કર્યો છે તો તેના બદલા તરીકે તેનો દંડ પણ અવસ્ય ખમવો જોઇએ ને તે ભરી દીધો તો તેના રણમાંથી મુક્ત થયા તેથી તે રાજી રાજી થઇ જાય છે એ આચરણ ઉપરથી તારે તે બંનેને ઓળખી લેવાના છે.

પ્રાગનાદેવી—પ્રભુ, પાર્વતીના પતિ જે શંકર તેને જગતમાં

સૌ ઇશ્વરના નામથી ઓળખેછે તેવાતે સાર્મથ છે છતાં તે ગાંજો, સુકો, ભાંગ વીગેરે દુંવ્યસનોનું સેવન કરે છે તેવું કહેવામાં આવે છે તો તેવાઓ તેવું નઠારૂં વ્યસન ન છોડે તો પછી તેમને મોટા કેમ કહેવા જોઇએ?

બુદ્ધિસેન—બેટી તે વાત સમજવામાં તારી તથા જગતના બીજા લોકોની ઘણી ભુલ છે. શ્રી શંકર ભગવાન તેવો નઠારો દુંવ્યસન કરતા હશે તે વાત તદન જુઠી છે પણ તે વ્યસન કેવાં છે તે હું કહું તે સાંભળ એટલે તેની ખરી હકીકત તને સમજાશે. દુંગુણને તો ગાંજો સમજવો તેમાં સત્સંગરૂપી સુકો મીલાવીને સારી પેઠે રગડી દેવોને પછી ચિતરૂપી ચલમમાં ભરી દઇ બ્રહ્મરૂપ અગ્નિ મુકી તે પછી પીવામાં આવે તો તેના તમામ દુર્ગુણો બળીને ખાખ થઇ નિશ કિંચન થવાય છે. પછી ભગવાન સ્મરણરૂપ ભાંગ પીવાથી તેના સ્વરૂપની પ્રાપ્તિ થાય છે ને તે પ્રમાણે તે શંકર અહો રાત્રિ ભજન કર્યા કરે છે પણ તેવા તે ગુપ્ત રહસ્યને નહી જાણનાર અલ્પજ્ઞ મનુષ્યો તેવા મોટાઓને પણ દોષ મુક્તાં વાર કરતા નથી પણ તેવા દોષો નહી મુકતાં તેમના પ્રમાણે સૌને પણ કરવાનું છે ને તેમ કરી શકે તો તે પણ તેના જેવો સાર્મથ સમજવો તેમાં જરાએ સંશય કરવો નહી.

પ્રાગનાદેવી—વડીલ પ્રાણી મરતાં નજરે જોવામાં આવે છે ને આત્મા અમર છે તેવું તમામ શાસ્ત્રો કહે છે તો તેમાં ખરૂં શું સમજવું?

બુદ્ધિસેન—પુત્રી તે તો હદવાળી કે આત્મસેનથી પણ ઘણા

અઘરા પ્રશ્નો કરે છે પણ ચિંતા નહી. શાંભળ જેમ કોઇ પુરૂષ પોતાને રહેવાનું ગામ છોડી બીજા નવા પ્રદેશમાં રહેવા જાય છે ત્યારે તે પુર્વેની પેઠે પોતાના ગામમાં દેખાતો નથી ને બીજા પ્રદેશમાં જોવામાં આવે છે તેવીજ રીતે તારે તમામ પ્રાણીનું સમજવું એટલે અહીં દેહરૂપી ઘર ખાલી કરે છે ને બીજા નવા ગામમાં જઇ તેવું ઘર બનાવી લે છે તેથી આત્મા મરતો નથી એમ સાબિત થાય છે.

પ્રાગનાદેવી—વહાલા પિતા તે ઉપરથી તો સિદ્ધ થાય છે કે મરણ એ એક રૂપાંતર છે છતાં તેનાથી લોકો ડરે છે કેમ?

બુદ્ધિસેન—બેટી. તેવું તે નહી જાણી શકવાથી (અજ્ઞાનથી) ને તેને જાણવા માટે તો આવાં ઉત્તમ પુસ્તકો મોટા પુરૂષો તરફથી બહુ વિચાર કરી પ્રથમજ લખી તૈયાર કરવામાં આવ્યાં છે તો તેનું સારી રીતે મનન કરવું તેથી તમામ ભય ભાગી જશે. અહોહોહો તેવા બુદ્ધિશાળી પુરૂષોનો આપણે કેટલો બધો ઉપકાર માનવો જોઇએ કે આપણા હિત્યાર્થે કેવો મોટો કીમતી ખજાનો એમને એમ મફતમાં મુકી ગયાં છે ધન્ય છે, ધન્ય છે, તેવા બહાદુર નરોને કે અદ્યાપિ પર્યંત તે આ દુનિયામાં જીવતાજ છે. એમ સમજવું.

પ્રાગનાદેવી—હે ઇશ્વર આ દુનિયામાં અનેક જાતીના પ્રાણીઓ વસે છે તે તમામમાં સૌથી મનુષ્ય પ્રાણીને મોટો કેમ કહેવામાં આવ્યો છે ને તેની યોગ્યતા શી?

બુદ્ધિસેન—વહાલી પુત્રી સાંભળ તેં કહ્યા તે બીજા પ્રાણીયો એમને કોઈનું ભલું કરવું તેવું તેમને જ્ઞાન હોતું નથી ને મનુષ્ય પ્રાણીને તેનું જ્ઞાન છે તેથી તેને મોટો કહેવામાં આવ્યો છે ને તેવું કરી દેખાડવું એજ એની યોગ્યતા સમજવી.

પ્રાગનાદેવી—તેવું તે મનુષ્ય પ્રાણીમાં બીજા અન્ય પ્રાણીયો કરતાં એવું કયું તત્વ વધારે છે કે તેને મોટામાં ગણવામાં આવ્યો છે?

બુદ્ધિસેન—બેન તે તત્વ કંઇ બીજું નહી પણ એક બુદ્ધિનેજ તારે સમજવી.

પ્રાગનાદેવી—પિતાજી તે વાત સાચી કેમ મનાય કેમકે તેવી બુદ્ધિ તો તમામ મનુષ્યોમાં હોવી જોઇએ ત્યારે તેમાંના કેટલાક મનુષ્યો તો આ જગતમાં કેવળ ભારરૂપ હોય છે. ને કેટલાક મનુષ્યો મોટાં પરોપકારનાં કામ કરી સર્વોપરી સત્તા ભોગવી રહ્યા છે તેનું કારણ શું?

બુદ્ધિસેન—હે, બાઈ તેનું કારણ એજ કે તેવા મોટા પુરૂષોમાં વિવેક હોય છે તે વડે કરીને તે વિચાર કરે છે કે આપણી પાસે ઈશ્વરે અખુટ દોલતને તમામ સામગ્રી આપેલી છે પરંતુ તે મુકી અણધારેલા વખતે એક દિવસે અહીંથી આપણે તમામ મિલ્કત છોડી ચાલી જવાનું છે (મરી જવું છે) ત્યાર પછી કંઈ પણ કામમાં આવવાનું નથી તેવું સમજી તેને યોગ્ય મારગે ખરચી નાખે છે ને ઇશ્વરને વહાલા થાય છે તેમાં તેને વીવેકજ કારણ સમજવો.

પ્રાગનાદેવી—હે. પ્રભુ. તે મનુષ્ય પ્રાણી વગર બીજા અન્ય પ્રાણીયો શું ઉપકાર કરતાં નથી ને જો તેમ હોય તો પછી તેમને જગતનિયંતા ઇશ્વિરે શું કરવા સરજાવ્યાં હશે માટે તે પણ કંઇ ઉપયોગનાં હોવાં જોઇએ ?

બુદ્ધિસેન—બેટી તે પણ ઘણાં ઉપયોગનાં છે સાંભળ, ગાય, ભેંસ, બકરાં, મેઢાં, તે કેવાં દુધ, દહી, આપે છે ને ઉંટ, બળદ, પાડા, ઘોડાં, હાથી વિગેરે આપણો બોજ ઉઠાવે છે તેથી વધી જડરૂપ જે ઝાડ (વન્સપતિ) તે પણ તેનાં મીઠાં ફળોનો આપણાંને સ્વાદ ચખાડે છે ને પોતાની છાયા તળે બેસારી શીતળ પવન પણ નાંખે છે ને દવાના ઉપયોગમાં બહુ આવે છે તો તેનો પણ ઉપકાર ગણવામાં આવ્યો છે તેથી સીદ્ધ થાય છે કે સૌએ ઉપકારી છે.

પ્રાગનાદેવી—જો એમ હોય તો પછી સરપ, વાઘ, વરૂ, વીગેરે જે હિંસક પ્રાણીયો છે ને તે લોકોના પ્રાણ વિનાકારણે હરે છે તો તેમને પણ પરોપકારી કહેવાં કે નહી ?

બુદ્ધિસેન—હા, બાપ તેને પણ તેવાં સમજવાં તેની પણ ખરી જરૂર હોવાથી સરજ્યાં છે જેમ ખેતીકારો પ્રથમ અનાજને ભોંયમાં વાવે છે ને તેમાંથી ફણગો ફુટી ક્રમે ક્રમે મોટો છોડ થાય છે ત્યાર પછી તેની ટોચે કણસલાં આવે છે ને પછી સુરજનો તાપ પડવાથી પાકે છે ત્યારે તેને કાપી લેવા જેમ દાતરડાની જરૂર પડે છે ને તે જેમ કામનું છે

તેવી રીતે ઉપરનાં હિંસક પ્રાણીયો પણ કામનાં છે. તે ન હોય તો જગત્માં પ્રાણીયો માય નહી. ને તેનો ઘણો જથો એકઠો થવાથી અકળાઈ જાય. માટે તે દુઃખ ટાળવા માટે તેને ઉત્પન્ન કર્યાં છે તેથી તે પરોપકારી કહેવાય છે માટે આ જગત્માંની કોઈ પણ વસ્તુ તારે નકામી સમજવી નહી.

પ્રાગનાદેવી—આપ કહો છો કે જગત્માં કોઇ પણ વસ્તુ નકામી નથી તો માણુસ જ્યારે મરે છે ત્યારે તેને કેમ બાળી મુકવામાં આવે છે? શું તે નકામો હશે?

બુદ્ધિસેન—બેટી એમ નથી તેને જે બાળવામાં આવે છે તેમાં પણ ઘણો ફાયદો સમાએલો છે એક તો તેને રાખી મુકે તો તે ગંધાઈ જાય ને તેની નઠારી વાસ બીજાઓને લગાવાથી તેનામાં બીજો નવો રોગ દાખલ થઈ તે પણ મરી જાય ને બીજું એકે જે મડદાને બાળવવામાં આવે છે તેની ખાખ થાય છે ને તે ખાખ વાયરેથી ઉડી ખેતરોમાં જઇ પડે છે ને પછી તેનું ખાતર બને છે તેથી તે પણ નકામું જતું નથી માટે તે પણ કામનું છે.

પ્રાગનાદેવી—પિતાજી. પ્રાણીયો કલ્પીત મોતથી કેવી રીતે બીએ છે ને તેને જુઠું જાણવાથી તેનો ડર એકા એક કેમ મુકી દેવાય છે તે જણાવશો?

બુદ્ધિસેન—સાંભળ, બાળકને જેમ ચુંથરાનો વાઘ કરી દેખાડવામાં આવે છે તેથી તે જેમ બીવા માંડે છે અને ગભ-

રાય છે. પણ જ્યારે તેને તે હાથમાં લે છે ને પછી તેનું ખરૂં સ્વરૂપ જાણે છે પછી તો તે પંડેજ તેને ફેંદી નાખે છે. તેથી તેનો તમામ ભય આપો આપ ભાગી જાય છે તો તેમાં પણ તારે એમ સમજવાનું છે.

પ્રાગનાદેવી—હે, ગુરૂદેવ આપે પ્રથમ કહેલું કે બીજું કંઇ પણ નથી ને આનંદ સ્વરૂપ આત્મા છે તો તેનું સ્વરૂપ કહેવું છે તે આપની વહાલી પુત્રીને કહી સંભળાવવા કૃપા કરશો.

બુદ્ધિસેન—સાંભળ. ગજલ-કવાલી.

દેખ્યામે આત્મકા નુરા, સબનમે રહ્યા ભરપુરા. એ ટેક.
નથી હસ્ત નથી ખ્હાણી, નથી મુખ બોલે છે વાણી.
નથી ઝીણા નથી મોટા, મીલે નહી ઉસકા જોટા. દેખ્યામે. ૧
આલું તો જાતાહે દુરા, હૃદયમાં રહેતા હજુરા.
નથી પુરૂષ નથી નારી, સૃષ્ટિ સરજી છે સારી. દેખ્યામે. ૨
નથી કુંવારા કે પરણ્યા, વર્ણન જાય નહી વરણ્યા;
ઉદ્યમ સૌ ઉસકા ચાલે, ગુપ્ત રહી સઘળે મહાલે. દેખ્યામે. ૩
નથી એ સુન્ય કે સાચું, કશુંએ રાખ્યું નહી કાચું;
જીવતો કહું મરજાતા માંટી, એશી અટપટી છે આંટી. દેખ્યામે. ૪
મુવો કહું જણાતા જીતા, ન મળે પુત્ર કે પિતા;
ઓલ્યા કા નહી હે બારા, એ સારે અપરંપારા. દેખ્યામે. ૫
એસા મેં આત્મકું દેખ્યા, લખ્યા નહી જાતાહે લેખા;
જુક્તિસેં લે જે તું જાણી, સાહેબકી એહી એંધાણી. દેખ્યામે. ૬

પ્રાગનાદેવી—હે, પિતાજી આપે પુર્વે સાધવી સ્રીયોના ધર્મ કહ્યા તે હું આપના કહેવા પ્રમાણે પુરેપુરા સમજી છું તો હવે તેવા સાધ્ય પુરૂષોના ધર્મ કેવા હશે તે કહેવા કૃપા કરશો?

બુદ્ધિસેન—પુત્રી, તને ધન્ય છે કે તું સરવે જાણતી હોવા છતાં લોક કલ્યાણાર્થે તેવા ધર્મ મને પુછે છે તો હું કહું તે તું સાંભળ. એનું નામજ તારે ખરો પરોપકારજ સમજવો.

હવે સાધ્ય પુરૂષોએ પ્રથમ શું કરવું કે ઇશ્વર પ્રેરીત પોતાને જે સ્રી મળી આવે તે સ્વરૂપે ઘણી સુંદીર અગર ગમે તેવી કદરૂપ તથા ગુણ રહીત હોય છતાં તેને એક ઇંદ્રાણી તુલ્ય સમજી તેને પ્રેમ દ્રષ્ટીથી આલીનઘંન આપી અમૃત જેવા મધુર સ્વરથી ઘર દેવીના નામની ઉપમા આપી બોલાવવી તેવી રીતે કરવાથી તેના તમામ અવગુણો થોડે થોડે નાશ પામી પોતાના ઘર રાજ્યને દીપાવે તેવી એક નમુનેદાર ઘર લક્ષ્મી થશે ને ઘરના તમામ કાર્યો તેના કહ્યા વગર હોંશે હોંશે કરશે ને તમારી કોઇ નિંદા કરતું હશે તો તેને નહી ખમી શકતાં તે નીંદા કરનારનાપર તે ચીડાઇ તેના પાપનો બદલો વાળી આપશે તેવી રીતે તે તમારી થઇ રહેશે હવે તેના ઘર રાજ્યમાં તમારે જોઇતી તમામ સામગ્રીયો આપણા ગજા પ્રમાણે તેના વગર માગે લાવી આપવાને બંધાએલા છો તેવું સમજી લાવી આપવી. ને હરેક રીતે તે જેમ પ્રસન્ન રહે તેમ કરવું પણ વિના કારણે તેનું દીલ દુખાવવું નહી. ને ગમ્મત

આતર પણ તેમ કરવું નહી. ને ગ્રહરાજ્યનાં તમામ ખાનગી કામોમાં તેની સલાહ લેવી ને તેના મતને મળતા થઇ દરેક કાર્ય કરવું તેમ સ્ત્રી પણ તેમ કરવા બંધાએલી છે ને જે ઘરમાં તે બંને દંપતીઓ તેવા સરખા સ્વભાવનાં મળી આવે છે તેનો ઘર સંસાર એક ઈંદ્રભુવનથી પણ અધિક ચાલે છે તેવું સમજી કોઇ દિવસે તે ઘર રાજ્યમાં કલેશ ઉત્પન્ન થાય તેમ કરવું નહી ને ઇશ્વરની પ્રેરણાએ કરી જે દુઃખ સુખ આવે તે મુંગે મહોડે સહન કરી લેવું તેમાં બીજા કોઇને દોષ આપવો નહી કેમકે માલીકની મરજી વિના એક પાંદડું સરખુ પણ હાલતું નથી તો નકામો બીજાઓનો અપરાધ કઢાય કેમ એવું સમજી પોતાનાં બાળ બચ્ચાં તથા સ્ત્રી સાથે પવીત્રપણાથી પોતાની ગમે તેવી સ્થિતિ હોય પણ તે વૈભવ મોટો દેવ સમાન છે, એમ સમજી પોતાનો નિર્વાહ ચલાવી લેવો ને કોઇ જાતનું કલ્પાંત કરવું નહી. ને પોતાની વહાલી અર્ધાંગનાની સાથે (સજોડે) પ્રભુ ભજન કરવું ને તે જોઇ બીજા લોકો નિંદા કરે તો એમની દરકાર કરવી નહી તેમ તેમના સામું લડવા પણ જવું નહી. તેવી રીતે હમેશાં નિયમ પ્રમાણે કર્યા જવું ને ઠરાવેલા વખતે પોતાનો ધંધો તમામ કામ છોડી કપટ રહીતપણેથી કરવો ને તેમાં તેને જે ફળ પ્રાપ્તિ થાય તે નફામાંથી દશમો ભાગ પરમાર્થમાં વાપરવા જુદો કહાડી બાકીનો નફો પોતાના ઘર કામના ઉપયોગમાં લેવો તેવી રીતે સદ્આચરણ પાળનાર મનુષને અંત સમયે ઇશ્વરના ધામની પ્રાપ્તિ થશે તે ાવના બીજા અનેક

ધર્મ સાધ્ય પુરૂષોના છે પણ અહીં કહેવા બેશીએ તો તેનો પાર આવે નહી માટે મુલ્તવી રાખવામાં આવે છે. પણ ઉપરના ધર્મો ભાવ સહીત સચવાય તો કંઇ પણ ન્યુનતા સમજવી નહી. હે બહેન પ્રાગનાદેવી તેવા તે સાધ્ય પુરૂષોના ધર્મ છે, ને તમે બંને સ્ત્રી પુરૂષે તે બરાબર સાધ્યા છે માટે તમારા ભાગ્યનો પાર રહ્યો નથી એમ સમજવું કે જીવતે જીવત તમો દીવ્ય ધામમાં વાસ કરી ચુકયાં છે.

પ્રાગનાદેવી—દાદાજી, આપના કહેવાથી આપની આ રંક પુત્રીએ તેવા સાધ્ય પુરૂષોના ધર્મ પણ જાણ્યા ને તે સરવે મનુષ્યોને મનન કરવા જેવા છે છતાં એમ નહી કરતાં કેટલાક પુરૂષો પોતાની અર્ધાંગનાઓ સાથે રાત દિવસ કલેશમાં ઝુર્યા કરે છે ને કંઇ પણ સંસારના સુખો ભોગવતા નથી તો તેનું શું કારણ ?

બુદ્ધિસેન—હે, સુવૃતા બહેન સાંભળ તે વાતમાં તે બંને સ્ત્રી પુરૂષ નઠારા સ્વભાવનાં ને દુરાચરણી હોવાં જોઇએ જો તે બંનેમાં એક સારા સ્વભાવનું ને સારી ચાલનું હોય તો તેવો કલેશ થવા પામે નહી તો તેનું કારણ તારે તેજ સમજવું ને તેમને ધર્મ રહીત જાણવાં.

પ્રાગનાદેવી—હે, વહાલા પિતા માણુસ સુવા પછી કયાં જાય છે ને તે આપણુને કેમ જણાતું નથી.

બુદ્ધિસેન—અરે, હાની દેવી હવે તું સરવે જાણે છે છતાં

ફરી તું પુછે છે તો તેનો ઉત્તર કહું તે સાંભળ કે જેમ ઘડો ફૂટે છે ત્યાર પછી તેમાંનું જે આકાશ તે કયાં જાય છે તેની પેઠે માણસનું પણ તારે સમજવું ને તે જેમ કયાંહી પણ જતું નથી તો પછી દેખાય પણ કયાંથી.

પ્રાગનાદેવી—દયાળુ આપ કહો છો કે માણસ મરવા છતાં તેમાંથી કંઈ પણ જતો નથી તારે તેની પુર્વેની પેઠે હાલવા ચાલવાની ક્રિયાઓ કેમ બંધ પડે છે ને મહોડેથી કંઈ બોલતો નથી.

બુદ્ધિસેન—સતી તેં વખત આપવાની ઘટી તો (ઘડીયાળ) જોઇ છે તે જ્યાં સુધી સાજી ને સારી હાલતમાં હોય છે ત્યાં સુધી તે નિર્જીવ હોવા છતાં તેના બંને કાંટાઓ તેની મેળે ફર્યા કરે છે ને કુલાકે ને કલાકે આપો આપ વાગ્યા કરે છે પણ જ્યારે તે કસોચ થાય છે એટલે પછી તેની તમામ ક્રિયાઓ થતી જેમ એકદમ બંધ પઢ છે તેવી રીતે તારે મનુષ્ય વીગેરે બીજા અન્ય પ્રાણીઓનું પણ સમજવું.

પ્રાગનાદેવી—પિતાજી, તમે કહો છો તે સરવે ખરૂં પણ તે ઘટીમાંતો કોઇ વિચાર કરનારૂં હોતું નથી ને આમાં તો તેવો કોઇ એક ચમત્કાર જોવામાં આવે છે તો તેને આ બંને સરખાં કેમ કહેવાય.

બુદ્ધિસેન—હે, બુદ્ધિશાળી દેવી. એ રીતે સરખાં ન કહેવાય પણ તેં હમણાં કહ્યું કે આમાં તો વિચાર કરનાર ચમત્કાર કોઈ જુદોજ છે. તો તેને તું ઇશ્વર સમજી માખણની

પેઠે સાર વસ્તુ જુદી સમજ. ત્યાર પછી જે કંઇ રહ્યું તેમાંને પેલી ઘટીમાં કંઇ પણ ફેર રહ્યો નહી. ને તે સાર વસ્તુ શોધવા માટે મારો ને તારો સમાગમ કરવામાં આવ્યો છે ને તેની તને પ્રાપ્તિ પણ થઇ છે છતાં તું જે જે કંઇ પુછે છે તે તમામ તારૂં મન રંજીત કરવા અર્થે હું તારી મન કામના પુર્ણ કરૂં છું ને કરીશ માટે નહી ગભરાતાં તારા મનમાં જે જે શંકાઓ થાય તે સુખેથી પુછય. તેનો ખુલાસો હું કરીશ.

પ્રાગનાદેવી—હે. ગુરૂદેવ. આત્માને આપે આકાશ સ્વરૂપ કહ્યો તો તે આકાશને કંઈ પણ આવરણ હોવું જોઇએ નહી. ને હું પણ તેવી આકાશ સ્વરૂપ છું છતાં મને તેવાં આવરણો કેમ નડે છે.

બુદ્ધિસેન—પુત્રી તે વાત તારા સમજવામાં ફેર છે તેં જે કહ્યાં તે આવરણોને તો તારા શરીરને અડચણ કરી શકે પણ તને નહી તું તો આત્મ સ્વરૂપ હોવાથી તેનાથી તદન જુદી છે કેમકે જ્યારે તને સ્વપ્નું થાય છે તારે તુ પેલા તારા જડ દેહને કોરે મુકીને ગમે તેવાં વિકટ આવરણોને ભેદી આગળ જઇ શકે છે તેથી તને આવરણ નડે છે તે સિદ્ધ થતું નથી માટે તારી શંકા નકામી છે એમ સમજવું.

પ્રાગનાદેવી—આપે કહ્યું કે તે આવરણ તો દેહને નડે છે ને સ્વપ્નામાં પણ તે દેહ તો મારા સાથે જોવામાં આવે છે તો તેનું શું સમજવું.

બુદ્ધિસેન—પુત્રી, ખરૂં જોવાથી તે દેહ કંઇ સાથે આવતો નથી તે તો પથારીમાં પડેલો હોય છે પણ પેલા આત્માનો ને તેનો ઘણો અધ્યાસ થયેલો હોવાથી તે જોડે નહી હોવા છતાં જોડે હોય તેવું મિથ્યા જણાઇ આવે છે તેવા તે મિથ્યા દેહને લોકો સુક્ષ્મદેહના નામથી ઓળખે છે.

આગનાદેવી—પિતાજી વળી સુક્ષ્મદેહ કેવો. શું મારામાં તેવા બે દેહ છે.

બુદ્ધિસેન—સાધવી. હા. તારામાં તેવા બે દેહ છે એકતો આજે બહારથી જોવામાં આવે છે તેનું નામ જડદેહ કહેવાયને તેને સુવા પછી બાળી દેવામાં કે દાટવામાં આવે છે. ને બીજો દેહ જે સ્વપ્નામાં તારા જોવામાં આવે છે તેનું નામ સુક્ષ્મ અગર વાસના દેહ એ બંને નામથી ઓળખાય છે ને જ્યાં સુધી તે વાસનાના અંકુરો નિર્મુળ થતાં નથી ત્યાં સુધી તે દેહ ખાસ મટતો નથી ને તેને મટાડવા સારૂ તમામ મહેનત કરવામાં આવે છે માટે નિરવાસનિક થવું તેજ મોક્ષ સમજવું.

આગનાદેવી—તેવા મોક્ષ સુખમાંનો મજા ન કહેવાય કેમકે આપના કહેવા પ્રમાણે તો દેહજ ન રહ્યો તો પછી સુખ પણ ન હોવું જોઇએ ને ભોગવે પણ કોણ.

બુદ્ધિસેન—તે એમ સમજવાનું નથી આતો જીવતે જીવે મોક્ષ મેળવવાનું છે એટલે તમામ સુખો ભોગવી શકાય તેમ છે પણ તે કેવી રીતે કે ઇશ્વર ઇચ્છાએ જે મળી આવે તેમાં

અણુગમો નહી કરતાં સંતોષ રાખવો તેવી રીતે વાસનાનો ક્ષય કરવાનો છે. ને તેમ કરવાથી આ સંસાર તેને હસ્ત કમળની પેરે થઇ જશે તેથી તો ઉલટો બહુ ફાયદો થાય કેમકે તમામ ઉપાધીયો હેઠી પડે.

પ્રાગનાદેવી—ઉપાધી શાથી થાય છે ને તેને ટાળવી કેમ?

બુદ્ધિસેન—મોટા થવાથી તે આપો આપ વધી જાય છે ને તે લાલચ મુકી તો તેના મેળે મટી જશે.

પ્રાગનાદેવી—હે પીતાજી આ સંસારમાં કોના ગ્રહસ્થાશ્રસને ધન્ય કહેવાય ને ઓછાપવાળો કોનો ગ્રહસ્થાશ્રમ સમજવો તે કહેવા કૃપા કરશો.

બુદ્ધિસેન—શાંણી પુત્રી સાંભળ. આનંદમયઘર, સારા ગુણવાળા પુત્રો, મધુર બોલનારી સ્ત્રી, સ્નેહાળ, મિત્રવર્ગ, પોતાની સ્ત્રી, ઉપર અનુરાગ આજ્ઞના પાળનારા સેવકો, અતિથિનો સત્કાર વિવેકને વિનય, સદાચર્ણનું સેવન, પોતાના ઘરનું રૂચિકર ભોજન સાધુ પુરૂષોનો સંગ, એ સર્વ જ્યાં નિરંતર થયા કરતુ હોય તેનાજ ગ્રહસ્થાશ્રમને ધન્ય છે ને તેમાં જેટલી ખામી તેટલો તે અધુરો છે એમ સમજવું.

પ્રાગનાદેવી—પિતાજી, આ સંસારમાં ખરૂં સુખ શામાં રહ્યું છે.

---

## "ચોધરીભાઇઓને શારી શીખામણ,"

મારા વહાલા મુરબીભાઇઓ, આજનો જમાનો હેવો છે કે સૌને સ્વતંત્ર રહેવું બહુજ ગમે છે, તેથી તેવા વિચાર કરનારા પુરૂષો, તેમાં તે અવસ્ય છે ત્રાય છે, એમ સમજવું કારણ કે આપણી પવિત્ર જ્ઞાતીમાં કેટલાક ભાઇઓ પોતાના અજ્ઞાને કરીને કહે છે કે અમુક ભાઇ કયારના હેવા મોટા માત બરથે ગયા કે તે અમારા ઉપર રહીને શેઠાઇ કરે, ને હુકમ ચલાવે, અમારે તો એમની કંઈ પણ જરૂર નથી, તેવું કહેનાર ભાઇઓ, જરા મારી વાત તમે સાંભળશો, તો તમારી ભુલ તમોને સમજાશે, જુવો કે તમારાં ખેતરોમાં જ્યારે એક કાબેલ, ટોયો હોતો નથી તારે તેની શું દશા થાય છે, ને જેના ઘરમાં એક લાયેક આગેવાન હોતો નથી તેના ઘરનું કેવું માઠું પરિણામ આવે છે, ને દેશના માથે જયારે એક સારા રાજાનો અભાવ હોય છે, તો તે દેશની ચોર લુટારાઓના ઉપદ્રવ્યોથી કેવી દૂર દશા થાય છે, ને રાત્રીના વિષે એક ચંદ્ર નહી હોવાથી બીજા અનેક તારાઓ હોવા છતાં, તે કેવી ભયંકર ને બીહામણી લાગે છે, ને ભોજનની વાનીઓમાં, એક લવણ અને ઘૃત નહી હોવાથી કેવું નિરસ્ય ને સ્વાદ વગરનું લાગે છે ને જમવાની લેજત બીલકુલ પડતી નથી, ને સમુદ્રમાં જ્યાં દીવાદાંડીનાં હોય ને કપતાન પણ અકલ વગરનો મળી આવે તો, તેનું વહાણ કેવું ખરાબે ચડી અથડાવી નાસ પામે છે, તેવી રીતે તમામ ઠેકાણે એક એક હોંશીઆર પુરૂષ

વિના અંધારૂં સમજવું માટે જ્ઞનાતિઓમાં તથા બીજી દરેક સ્થાઓમાં પણ સારા લાયેક આગેવાનોની તો ખાસ જરૂર છે તેવું છતાં મુરખાઇ કરી, તેમાંથી છટકી એકલા રહેનારે, જુની ગુજરાતી "બીજી" ચોપડીમાંની વાડામાંથી પાડું એક, અને "ત્રીજી" ચોપડીમાંથી, માંખીના બચ્ચાની, કવીતા ખાસ વાંચી જોવી કે પોતાની થયેલી ભુલ સમજાયા વિના રહે છે નહી, હવે ઉપરની શીખામણથી તમામ કોમોના જ્ઞનાતીના આગેવાનોએ કંઇ ફુલાઇ જવાનું નથી, તેમને પણ મદ રહીતપણેથી પોતાની કોમને પોતાના ભાઇઓ કરતાં પણ અધિક જાણી તેમની ઉન્નતિ કેવી રીતે થાય, તે વાતનો સારા સાર વિચાર કરી જે માર્ગ યોગ લાગે, તેમાં જાતી ભોગ આપી સતત મથ્યા કરવું ને તેમાં કોઇ પણ જાતનો સ્વાર્થ કે લોભ કરવો નહી, તેવી રીતે સુદ્ધ મનથી વરતન કરનાર શેઠાઇ કરવાને લાયેક સમજવો, ઉપરની બિના તમામ કાર્યોમાં લાગુ પડે છે, ને ઇશ્વરને જાણુ-વાના માર્ગમાં પણ સારા ગુરૂની અવશક્તા છે માટે સૌએ પોત પોતાની ફરજ અદા કરવી, તે મહામંત્ર કદીએ વિશારતા નહી તેમ કરવાથી ઉભયનું કલ્યાણ સમજવું.

( દોહરો. )

સ્વતંત્રતામાં સુખ નહી, જોઇએ આગેવાન.  
પ્રગજુ વિક્રમ સમો, જરા નહી અભિમાન.  
ત ગુણનાં હોય જે કને, તજવો તેનો સંગ.  
કહે જીવો કાળે કાંબળે, ચડે નહી દુજો રંગ.

પ્રાગનાદેવી—પિતાજી ખરૂં સુખ શેમાં રહ્યું છે ?

બુદ્ધિસેન—નાંના રહેવામાં કેમકે હાથીએ એક મોટું રૂપ પ્રાણી છે તેથી તેનો ખોરાક મેળવવામાં ઘણી મુશ્કેલી ભોગવવી પડે છે ને કીડી એક નાનું સાધારણ પ્રાણી હોવાથી તેને તે મેળવવા કંઇ પણ અડચણ આવતી નથી તેથી તને સમજ્યું તો હશે. એવી રીતે તારે દરેક વાતમાં સમજવાનું છે. ને જેમ બને તેમ નાંના રહેવામાં ઘણો ફાયદો છે તે ઉપર એક ભક્ત પણ કહી ગયા છે કે.

## સાખી.

નાનક નાંના હો રહે, જેસી નાની દુબ.
ઓર ઘાસ સુખ જાયગા, દુબ ખુબકી ખુબ.

ઉપરની સાખીનો પણ અર્થ એ થાય છે કે નાંના રહેવામાંજ ઘણો લાભ સમાએલો છે.

પ્રાગનાદેવી—હે, કૃપાલુ, આ જગત્‌માં રહી સુખે જીવન કેમ ગાળી શકાય. તેનો કોઈ સહેલો ઉપાય હોય તો આપની આ રંક પુત્રીને કહી સંભળાવો કે તે પ્રમાણે હું તથા બીજાં જગત્‌નાં તમામ પ્રાણીયો આચરી સુખી થાય.

બુદ્ધિસેન—બેટી સાંભળ. તેવો સારો ઉપાય તો ફક્ત એકજ છે. કે આપણને જગત્ નિયંતા ઈશ્વરે જે કંઇ આપ્યું હોય ને જેવી સ્થિતિમાં મુકયા હોય તેમાં તે કૃપાળુની મરજી સમજી સંતોષ રાખવો ને હરઘડી તેનું સ્મરણ કરવું તેથી તે

ઘણો રાજી થાય છે ને સુખે જીવન ગાળી શકાય છે તેમાં કોઈ જાતનું વિઘ્ન આવતું નથી.

પ્રાગનાદેવી—એક વખતે આપે પુર્વે કહ્યું છે કે ઇશ્વર તો બ્રહ્મસ્વરૂપ છે તો તેમાં જગત્ કેવી રીતે જણાય છે?

બુદ્ધિસેન—દીકરી આવા ઝીણી વાતના પ્રશ્ન કરવા તે ખરા જીજ્ઞાસુ શિષ્યનું કર્તવ્ય છે સાંભળ તેં દુમાસ નામનું કાપડ તો જોયું હશે તે સુતરના તારોથી વાણો ને તાણો કરી વણવામાં આવે છે પણ તે કામમાં તેના બનાવનાર કારીગરે તેમાં એવી તો કારીગરી ગોઠવી હોય છે કે તેની અંદર ઘણી જુદી જુદી જાતની વિચીત્ર ભાતો મનને હેરત પમાડે તેવી જોવામાં આવે છે પણ ખરૂં જોતાં તેમાં તે સુતરના તાર વગર બીજું કંઇ હોતું નથી તેમ આ જગત્ તે બ્રહ્મરૂપ કાપડની અંદર તેની પેઠે જણાય છે. એમ સમજવું તે ઉપર એક ભક્ત પણ કહી ગયા છે કે:—

( રાગ અખાની ચોપાઇનો. )

દુમાસ વિષે, બહુ દેખાય ભાત,
પોત થકી નહી, અળગી જાત.

તે પોત તે બ્રહ્મ ને તે ઉપર જે ભાતો દેખાય છે તેને જગત્ સમજવું.

પ્રાગનાદેવી—હે. કૃપા સાગર આપના કહેવાથી મને ઈશ્વરનું બ્રહ્મસ્વરૂપ બરાબર સમજાયું છે ને કંઇ પણ ઉણપ રહી

નથી ને તે જ્ઞાનમાં વધારો થવા સારૂ પાછળથી મ્હારા વહાલા પતિ વીવેચન કરશે. પરંતુ મારે પણ આ જગત્માં તે નિયંતા પ્રભુની કૃપા હશે ત્યાં સુધી વાસ કરી રહેવાનું છે ને જગત્ના લોકો તો અનેક તરેહના દુઃખોથી પીડાતા નજરે જોવામાં આવે છે. તેનું શું કારણ હશે ? ને તેવાં દુઃખો શું કરવાથી નાશ પામે. તે કેવી રીતે વિચરણ કરવાથી તેવું સુખરૂપ જીવન ગાળી શકાય ?

બુદ્ધિસેન—હે, સદ્ભાગી, પુત્રી સાંભળ. તેવા દુઃખોમાં પડવું તેમાં પ્રથમ તે મનુષ્યોનીજ ભુલ હોય છે કેમકે જે જે પ્રાણી તે જગત્ નિયંતાની જેવી ભક્તિ કરેલી હોય છે તેના પ્રમાણમાં તે દયાળુ પ્રભુએ તેને તેવો વૈભવ તેના વગર માગે આપે છે. ને તેમાંજ તેને પોતાનું ગુજરાન ચલાવી લેવું જોઇએ તેમાં તેની મહત્તા સમાયેલી છે છતાં તે મહાન પ્રભુનો કાયદો તોડી તેના હુકમનું અપમાન કરી પોતાનું ગજું નહી હોવા છતાં આ દુનિયામાં મોટા કહેવડાવવાની લાલચે મરણ તથા વીવાહ પ્રસંગોમાં બીજાઓનાં નાણાં કરજે કહાડી પોતાને પાયમાલ કરી નાખનાર ન્યાત વરાઓ કરે છે તેથી તે દેણદાર થઇ જાય છે ને પછી વ્યાજના વ્યાજ ભરી જીવનપર્યંત દુઃખમાં સડયા કરે છે. ને ઇશ્વરનો કાયદો તોડેલો હોવાથી કોઇ દિવસે તે દયાળુ સહાય થતો નથી તો તેજ તેનું કારણ સમજવું ને જો સુખી જીંદગાની ભોગવવી હોય તો તેવા ઉડાઉ ખરચ કરી ફુલણજી કહેવડાવવું નહી. ને પોતાના માલીકનું

હરઘડી સ્મરણ કરવું તેથી તે દયાળુ તેના જીગરની ખરી અરજ ધ્યાનમાં લેઇ તેને સહાય થયા વગર રહેશે નહીં ને તેથી તે સુખી હાલતમાં પોતાનું જીવન ગાળી શકશે. હવે બીજી રીતે કહીએ તો તે કામમાં તેના જ્ઞાતીના આગેવાન શેઠીયાઓની ભુલ હોય છે કે પોતાની કોમને તેવી રીતે પાયમાલ થતાં નજરે જોવા છતાં ખોટા ખાધાગરા હરામ ચસકા પડી ગયેલા હોય છે તેથી જેનું ને તેનું ખાધામાંજ તે સુખ માની બેઠેલા હોય છે પણ પોતાની બુરી ટેવ નહી છોડી શકવાથી તે દુષ્ટ ધારાને તિલાંજલી આપી શકતા નથી ને પોતાના ગરીબ જ્ઞાતિભાઇ-ઓને હોય છે તેથી પણ ઘણી ગરીબ સ્થિતિમાં ને કઢંગી હાલતમાં લાવી મુકે છે તેવા જીભના સવાદીયા આગેવાન શેઠીયાઓને તારે ગધેડા સમજવા. જો તેવાઓ ધારે તો પોતાની કોમને સારે રસ્તે લાવી શકે તેમ છે એ તારે નક્કી સમજવું ને તેવાં કામો કરી બતાવે તેજ જ્ઞાતિનો શેઠ સમજવો.

છપ્પા.

શેઠજ કહીએ જેહ, જ્ઞાતિને સુખ જે કરતો;
સ્વાર્થનો આપી ભોગ, પરમાર્થ કામમાં ફરતો.
ભમતો દેશ વિદેશ, ઉદ્યમ લાવતો તે આણી;
શીખવતો સઘળી વાત, પ્રિય પોતાનાં જાણી.
ભણાવે પાઠ નિતી તણા, કળાનાં કામ તે કારમાં;
જ્ઞાતિ ઉન્નતિ કાજ, બંધ કરાવ્યાં બારમાં.

કર્યો કન્યા વિક્રય બંધ, સાટાં કોઇ નવ કરતા;
નિતીથી રળતા દામ, ભંડાર પોતાના ભરતા.
ક્લેશને કંકાશ, સર્વ તે મુક્યાં હાકી;
કરે ન્યાય નિરપક્ષ, ચોકસાહી રાખતા પાકી.
પાકી ચોકસાહી રાખતા, ન્યાતિ હીતના કારણે;
એવો હોય સુજાતિ શેઠ, તે પુરૂષના જાઉં વારણે.
વીવા પ્રસંગો માંહી, ફટાંણાં ફેડી નાખ્યાં;
કુમાર્ગે પાઇ નવ ખરચાય, લેવા માંડયાં સૌ લેખાં.
જ્ઞાતિમાં કરાવે સંપ, છુટથી સગપણ થતાં;
દેતાં અંતર આશિષ્ય, યશ સઉ તેના ગાતાં.
ઘણું જીવો શેઠ તે ન્યાતનો, જેની પરમાર્થમાં પ્રિત છે;
જ્ઞાતિના હીતને નહી ઇચ્છતા, તે નાદાન શેઠને ધિક છે.

પ્રાગનાદેવી—વહાલા, પિતાજી આ સંસારમાં તો જ્યાં જોઇએ ત્યાં માત્ર દુઃખ દાખને દુઃખજ જોવામાં આવે છે તો તે સંસાર છોડી કયાં જવું કે સુખનો અનુભવ કરવામાં આવે.

બુદ્ધિસેન—શાણી પુત્રી. તે માટે બીજે કોઇ પણ ઠેકાણે જવાનું નથી કહેવત પણ છે કે જ્યાં ખોવાયું હોય ત્યાં જડે તું આ સંસારને કડવો ઝેર જેવો સમજે છે ને તેથી કંટાળી જઈ તેમાં દુઃખ માને છે પણ તે એમ નથી તેના જેવું તો સુખ બીજે કયાંઈ પણ નથી તે ઉપર એક દ્રષ્ટાંત કહું તે સાંભળ. જેમ સોમલને એમને એમ કાચો ખાવાથી મોત નીપજે છે પણ તેને કોઈ સારા વૈદરાજ પાસે શોધાવી તેની માત્રા

બનાવી ત્યાર પછી ખાવામાં આવે છે તો તેનો તેજ સોમલ મોતના બદલામાં ઉલટું લાંબુ આયુષ્ય બક્ષે છે ને શરીરને પુષ્ટી આપે છે તેમ આમાં પણ તારે સમજવાનું છે.

પ્રાગનાદેવી—દાદાજી, તેવા સારા વૈદ્યરાજ કોને કહેવા?

બુદ્ધિસેન—પુત્રી, કોઇ સારા મહાત્માને મળવું તે સંસારરૂપી સોમલને વિચાર રૂપી ભઠ્ઠીમાં ઘાલી પછી જ્ઞાનરૂપી અગ્નિમાં બાળી દેશે તેથી તેની શાન્તિરૂપ માત્રા બનશે. તે ખાવાથી તેનો ભવરૂપ રોગ મટી જશે તેથી તેને કોઈ પ્રકારનું દુઃખ થશે નહી.

પ્રાગનાદેવી—હે, પ્રભુ તેવા યોગીયો ક્યાં રહેતા હશે?

બુદ્ધિસેન—બેટી, તેતો તારી પાસેજ રહે છે.

પ્રાગનાદેવી—ત્યારે તેને હું કેમ ઓળખતી નથી?

બુદ્ધિસેન—દીકરી હવે તારે કંઇ ઓળખવાનું બાકી રહ્યું નથી છતાં તું લોક કલ્યાણાર્થે પુછે છે તો સાંભળ. તે યોગી તે તારૂં ચિત્તજ સમજવું ને તેની સહાય લેઇ તું જે જે કરવા ધારીશ તે તમામ તારી મેળે કરી શકીશ.

પ્રાગનાદેવી—તેવું ચિત્ત તો સૌની પાસે હોય છે છતાં તેવા લોકો દુઃખી કેમ જોવામાં આવે છે.

બુદ્ધિસેન—તેમાં તે ચિત્તનો વાંક હોતો નથી પણ તેના પ્રમાદનો ( આળસ ) વાંક હોય છે તેથી તેનો ખરો ઉપયોગ કરી શકતો નથી. ને દુઃખી થાય છે, ને તે તેના અભાગ્યની

નિશાની સમજવી નહી તો જેને સુખી થવું છે તેને બીજે કંઇ પણ જવાની જરૂર નથી ફક્ત આડે રસ્તે જતા હોઇએ તે માર્ગ છોડી સીધે રસ્તે ચાલવાનું છે તેથી આપો આપજ સુખ મળી આવે છે.

પ્રાગનાદેવી—હે, પિતાજી, આપ આગળ કહી ગયા છો કે આ તમામ જગત્ જુઠું સ્વપ્ના જેવું છે ત્યારે સાચાના જેવું કેમ જણાય છે.

બુદ્ધિસેન—બેટી. તમામ મનનું કારણ છે ને તે વડેજ તેમ જણાય છે નહી તો જુઠું તેતો જુઠુંજ સમજવું જેમકે મૃગજળ હોતું નથી છતાં તે મને કરીને દેખાઇ આવે છે પણ તેનું તે મન તેની ખાત્રી કર્યા પછી તેને જેમ જુઠું જાણે છે પછી તેના સામું પણ જોતો નથી તેમ આમાં પણ સમજવાનું છે.

પ્રાગનાદેવી—દાદાજી, હવે હું આપના કહેવાનો ભાવાર્થ તમામ સમજી ગઇ છું તેથી મારાં જ્ઞાન ચક્ષુ ઉઘડી ગયા છે ને જાણવા વસ્તુ જાણી છે ને હવે અમારા બંનેનીવતી મારા મુકુટમણી ભરથાર જે પ્રશ્નો કરે તેનો ખુલાસો આપ આપવા કૃપાવંત થશો.

બુદ્ધિસેન—બેટા, તને શાબાશ છે તારા જેવી સાધ્વી સ્રીયો આ દુનિયામાં થોડીજ હશે કેમકે પોતાના પતિની સાથે રહી આવા અભેદ જ્ઞાનનો લહાવો લેવો તે કંઇ સાધારણ મનુષ્યથી બને તેમ નથી દેવી. તારૂં કલ્યાણ થાઓ મારી એજ આશિષ્ય છે.

આત્મસેન—હે, ગુરૂદેવ. આપની કૃપાથી મારી અર્ધાંગના વા પ્રાગનાદેવીએ આપને જે જે પ્રશ્નો પુછ્યા તેના યોગ્ય જવાબ સાંભળી હું ઘણો આનંદ પામ્યો છું ને તેનું તથા મારૂં અહોભાગ્ય સમજું છું પરંતુ હજુ કંઈ પુછાવા જેવું હોય છે તે પુછીશ. તો આપ દયાળુ મારા રંક ઉપર દયા લાવી તેનો ખુલાશો આપવા કૃપા કરશો.

બુદ્ધિસેન—જેવી તારી મરજી, તેમ કરવાથી મને કંઈ પરિશ્રમ પડે તેવું સમજી તું અચકાતો નહી. બોલ્ય તારી શું ઇચ્છા છે.

આત્મસેન—હે ગુરૂદેવ હવે તો વળી ઇચ્છા એ કેવી ને ન ઇચ્છા એ કેવી. તે તો આપના અમૃત જેવા ઉપદેશે કરીને બળેલા વસ્ત્રની માફક કયારનીએ નિરમૂળ થઇ ગઇ છે છતાં રમુજ ખાતર પૂછું છું કે જગતનાં મનુષ્યો હજારો રૂપૈઆ ખરચી જે પ્રમાથ કરે છે તો તેની મહતા શી ને તેથી શું ફળ મળે છે.

## "પુન્યની મહત્તા."

બુદ્ધિસેન—બેટા આત્મસેન સાંભળ. તારા જેવા જ્ઞાનિને તો કાંઇ પણ કરવાની જરૂર નથી. તે વાત સત્ય છે પરંતુ તેવાઓએ પણ બીજા અન્ય પુરૂષોના હીત માટે તેમ કરવાની ઘણી અવસ્કતા છે કેમકે તે મોટાઓનું જોઇ બીજા અજ્ઞનાંનિઓ પણ તેમ કરે છે ને તે રસ્તે ચાલવાથી છેવટે તે પણ

તે ના જેવા થઇ જાય છે માટે તેની મહત્તા કહું તે સાંભળ કોઇ એક ગામમાં અર્ધમદાસ કરી એક સાધારણ વાણીઓ રહેતો હતો ને તેની સ્ત્રીનું નામ સરલાદેવી કરી હતું. તે બને દંપતિ પોતાને સંતાન નહી હોવાથી એકલાં રહી તાગડ ધિના કરતાં દીન નિરમમ કરતાં હતાં પ્રથમ તો તે વણીક પ્રચુર્ણ કોથળો કરી ખાતો હતો પણ જેમ જેમ પૈસા વધતા ગયા તેમ તેમ પોતાનો વેપાર લંબાવતો ગયો ને તેમાં કમાઇ પણ સારી થતી ગઇ પછે તો તેને સરકારી અમલદારો સાથે મળી તમામ વ્યસનો (ગાંજો, તમાકુ, ભાંગ, અફીણ વિગેરે) નો ઇજારો લીધો તેમાં તેને સારો તડાકો પડવા માંડયો તેથી તેનો લોભ પણ વધવા લાગ્યો તાર પછે.તો કહેવુંજ શું. તેને તમામ જાતના મશાલા ગાંધી વસાંણું ખોરાકીની જણુશોનો વેપાર પોતાના હાથ કરી લીધો તેથી ગામના બીજા વહેપારી લોકો બે રોજગાર થઇ બેસી રહેવા લાગ્યા પણ તેની દરકાર કરે કોણ છેવટે મનુષ્ય તથા ઢોર મરવા પાછળ તેના હુકમ સીવાએ તેને ઠેકાણે કરવામાં ન આવે તે સુદ્ધાંતનો ઇજારો લાવ્યો ને તેનાપર ટેકશ નાંખવામાં આવ્યું ને સરકારમાં પણ અંધેર ચાલતું હોવાથી કોઇ દાદ સાંભળતું હોવાથી નહી હાવી રીતે લાંબો વખત ચાલવાથી તેની પાસે કરોડો રૂપૈઆનું ધન એકઠું થયું તેથી તેના મદનો પણ પાર રહ્યો નહી. ને શકમાં સકી ગયો તેવામાં તેના ઘરની પાળેલી એક ગાય માંદી થઇ આવી ને તે છેક મરી જાય તેવી થઇ

તેથી તે ઘણી મુઝવણમાં આવી પડયો કે તે ગાય જો મારે ઘેર મરશે તો તેને દાટવાની પ્રીના રૂપૈઆ અઢી કોની પાસેથી લેવા તેની ચિંતા કરતો હતો તેવામાં તેને એક સારો રસ્તો આપો આપ સુજી આવ્યો ને તેજ વખતે તેના પટાવાળાને બોલાવી કહ્યું કે ચાલ તાકીદથી ગામમાંથી મહારા કુળગોર દેવીપ્રસાદને બોલાવી લાવ્ય. ને કહેજે કે ઘણું જરૂરીઆતનું કામ છે તેવો હુકમ થવાની સાથે તે પટાવાળો દોહોડતો તે ગોરના ઘેર આવ્યો ને કહ્યું કે તમને કાંઇ દક્ષીણા આપવાની છે તો જલ્દી ચાલો એવા સમાચાર સાંભળવાની સાથે પેલા ગોર દેવતો તમામ કામ એમનું એમ પડતું મુકી હાથમાં ટીપણું ઝાલી મોટો લાભ મળવાની લાલચે મોઢે શ્વાસ ના માય તેવી રીતે ઝપાટા બંધ દોડવા લાગ્યા ને મનમાં હરખનો પાર રહ્યો નહીં ને મન લાગ્યો કે જજમાન કોઈ દીવસ નહીને આજે બોલાવ્યો છે તો જરૂર મહારૂ કામ કાડી નાંખવાનો તેવો વિચાર કરતો પેલો બ્રાહ્મણ તેના ઘેર આવી પહોચ્યો ને જજમાન રાજા ઘણું જીવો તેવો આસીરવાદ દેઈ નિચે બેઠયો ને બોલ્યો કે સાહેબ આપને મહારૂં શું જરૂરનું કામ છે તે ફરમાવવા હુકમ કરસો તારે તેને ઘડીએ બે ઘડીએ મરી જાય તેવી પેલી ગાય બતાવવામાં આવી ને કહ્યું કે ઉતાવળ કરો. તે ગાયનું મારે તમને દાન કરવાનું છે માટે સંકલ્પ કરાવો તે સાંભળી પેલા મહારાજે તો ધાસ્કો નાખ્યો. ને હાંજા ગગડી ગયા પણ

તેના મોંઢા સામુ બોલાય તેમ નોતું તેવો તેનો આખા ગામમાં ત્રાસ હતો તેથી મુંગે મોંઢે કબુલ કરી તેના હાથમાં પાણી આપી સંકલ્પ કરાવ્યો કે તે ઇજારદાર કહેવા લાગ્યો કે હવે તે ગાય તમારી થઇ ચુકી માટે તેને તમારા ઘેર તાકીદથી લેઇ જાઓ જે વસ્તુ ધર્માદામાં આપી હોય તે આપનાર ધણીએ ઘરમાં રાખવી નાં જોઇએ તેવો ધર્મ નિતીનો કાયદો છે તારે તે બ્રાહ્મણ કહેવા લાગ્યો કે તે ખરૂં પણ ગાય કંઈ પગવતી ચાલી મારા ઘેર આવે તેમ છે માટે તેને ઉચકનાર મજુર બોલાવી લાવું ત્યાં સુધિ જરા સબુર કરો. તેવું કહી બહાર ગયો ને રૂપૈઆ બે આપવા કરી બોલાવી લાવ્યો તેમને આવી પેલી ગાયને ચારે પગે દોરડાવતી બાંધી એમને એમ અધર ઉચકી ચાલવા માંડયા તેથી પેલો શેઠીઓ તો બહુ રાજી થવા લાગ્યો કે ગાય તો મરવાની હતી તે મરત પણ ટેકશના પૈસા આવી જુક્તિ ન કરી હોત તો માથે પડયા વિના રહેત નહી પણ ઠીક થયું કે મુને હાવી સારી મતી સુજી આવી. હવે પેલા મજુરો બ્રાહ્મણ સાથે ગાય ઉચકી જાય છે તેવામાં ભરબજારે તે મરી ગઇ ને દૂકાનદારીઓ પેલા બ્રાહ્મણને લડવા લાગ્યા ને મજુર લોકો મજુરીના પૈસા લેઈ ગાયને પડતી મુકી ચાલતા થયા તાર પછી તે ગોર ઢેડ લોકોને બોલાવી લાવ્યો ને તેને ઉપાડી ઠેકાણે પાડવાના સ્થાને લેઇ જવામાં આવી તો ત્યાં પેલા શેઠના મુકેલા નોકર લોકો ધારાની રકમ માગવા લાગ્યા તેમાંથી એક જણ તે ગોરને બોલાવી લાવ્યો

ને તેમને આવી કહ્યું કે તે તો ગાય તમારા શેઠની ધરમાદા આપેલી છે ને હું એમનો ગોર છુ માટે હરકત કરવી નહી તારે તે નોકર લોકોએ કહ્યું કે તેમ ચાલવાનું નથી છતા તેમના હાથની ચીઠી લાવો તો નિભાવી લેવામાં આવશે તારે તે બ્રાહ્મણ દોડતો તેમના ઘેર આવ્યો ને કહ્યુ કે શેઠજી આપે આપેલી ગાય તો રસ્તામાં ને રસ્તામાં મરી ગઇ ને તેને દાટવા જતાં તમારા માણુસો ટેકશ માગે છે તો જરા ચીઠી કરી આપો કે હરકત કરે નહી તારે તે શેઠ ઠાવકુ મો રાખી બોલ્યો કે અરે મહારાજ તમે તો કાંઈ મૂરખ છો કે શ્યું કે આંહી સુધી ચીઠી લેવા આવ્યા છો તે તો સરકારી કામ રહ્યું તેથી કોઈની પણ સીપારસ કામમાં આવે નહી. માટે જાઓ જલ્દી ધારાના પૈસા આપી દેજો ફરીથી તેવા કામે તસ્દી લેતા નહી આતો તમારો જજમાન શું નહી તો બાંધિને કેદ કર્યા વિના જવા દેતો નહી સમજ્યા મહારાજ હાવો સીધો ઉત્તર મળવાથી બીચારો ત્યાંનો ત્યાં ઠરી ગયો ને એકદર રૂપૈઆ બીજા નવા ઉપડામણીઆના બે મળી રૂપૈઆ સાડા છનું પાણી કરી ઘેર ચાલતો થયો તેવો પેલો વાણીઓ અધર્મી હતો તે એક વખતે ઘણો માંદો થયો તેથી તેને જીવ્યાની આશ્યા રહી નહીં તેની સ્ત્રી સરલાદેવી કહેવા લાગી કે સ્વામિનાથ તમારી પાસે તમારા હાથનું રળેલું અસંખ્ય ધન છે ને હવે તમે જણાતું નથી તો તે શા ખપમાં આવશે માટે તેને તમારી હૈયાતીમાં પ્રમાર્થ કરી દો કે તમારા ખપમાં આવે તારે તે કહેવ

લાગ્યો કે તું કાંઇ ગાંડી થઇ છે કે શું કે તે ધન વાપરવાનું કહે છે હું મરૂ તોહે તું મારા શબને અગ્નિ સંસ્કાર બે ચાર કલાક સુધી કરીશ નહી કારણ કે હમણાંને હમણાં હું તે જમ-રાજાને જુબાપ દેઇ પાછો આવું તેમ શું તેમ કહેતામાં તે તો મરી ગયો તેવોજ તેને યમના દૂતોએ આવી પાસવતી બાંધી જમપુરીમાં લેઇ ચાલ્યા ને ધર્મરાજાની સનમુખ લાવી હાજર કર્યો. ને તેમનો હુકમ થવાથી ચિત્ર ગુપ્તે તેનો ખાતાં વાંચી સંભળાવ્યાં તેમાં તેના પાપોનો પાર નહોતો તેથી તેને નરક કુંડમાં નાંખવાનો હુકમ કરવામાં આવ્યો તારે તે બોલ્યો કે હું મહા પાપી છું તે વાત સાચી છે પણ મે એક ગાયનું દાન હાલમાં કરેલું છે તો તેનો બદલો કાંઇ મળશે કે નહીં તારે તેને કહેવામાં આવ્યું કે ભાઇ તેં મુવા જેવી ગાય આપેલી છે તેથી કાંઇ ઘણું પુન્ય તો નથી પણ એક લીંબુ લેઇ આકા-શમાં ઉછાળવામાં આવે ને તે નિચુ પડે ત્યાં સુધિમાં આ યમની ગાદીનો માલીક તું થાય ને જો તારે તે સુખ પહેલું ભોગવી લેવું હોય તો તારી મરજી તે સાંભળી તેને કબુલ કર્યું તેજ વખતે લીંબુ ઉછાળવામાં આવ્યું કે તે બોલ્યો કે કોઇ બ્રાહ્મણ હાજર છે તેને આ ગાદી કૃષ્ણાર્પણ કરવામાં આવે છે આમ કહેવાની સાથે તેનું પૂન્ય એકદમ વધી ગયું ને નરકની સજા માફ કરવામાં આવી ને તેનાપર યમરાયની પ્રસન્નતા વધી તેથી પૂછવામાં આવ્યું કે તું તો અમારાથી પણ વધી મોટો દેવ થયો છે તો તારી શી મરજી છે તે પ્રમાણે કરવામાં

આવશે તારે તેને કહું કે અહોહોહોહો પુન્યનો આટલો મોટો પ્રતાપ છે તેવું હું પુર્વે નહોતો જાણતો તે હવે તે મેં જાણ્યું છે તો મને મહારા મૂળસ્થાને કે પોચાડો કે ત્યાં જઇ બીજુ નવું પુન્ય કરી ત્યાંનો વૈભવ ભોગવી પછી આંહી આવી તમને મળીશ તે સાંભળી તેના કહેવા પ્રમાણે કરવામાં આવ્યું ને આંહી તેના સબમાં તેજ ક્ષણે જીવ આવ્યો ને આળશ મરડી બેઠો થયો ને તમામ વરતાંત તેની સ્રીને કહી સંભળાવ્યું ત્યાર પછે તે હેનો તો પુન્યશાળી થયો કે કાંઇ મણા મુકી નહીં. ને સંસારના તમામ વૈભવો ભોગવવા લાગ્યો ને અવસાન કાળ આવી પોચવાથી બંને દંપતી વૈમાનમાં બેસી બાથે દેવ-લોકમાં સીધાવ્યાં હે બેટા આત્મસેન તે પુન્યની મહતા તથા તેનું ફળ જોયું વળી તે પુન્ય તો ભાવ વગરનું ને ઠગાઇથી કરવામાં આવ્યું હતું છતાં તેનું કેવું મોટું ફળ મળ્યું તો જે પુન્ય ભાવથી ને કપટ રહીતપડે કરવામાં આવે તેના ફળનો તો પાર કેમ પામી શકાય તેવા તેમાં ચમતકારી ગુણો રહેલા છે પણ તે યોગ્ય રીતે કરવામાં આવે તો નહીં તો ઉલટો ગેર ફાયદો થાય છે.

આત્મસેન—વ્હાલા પિતાજી હું બારિકીથી તપાસ કરી જોઉંછું કે આપણા દેશ કરતાં બાકીના તમામ દેશો ધનધાન્ય લક્ષ્મિ વિગેરે તમામ વૈભવોથી પરિપૂર્ણ આનંદ ભોગવતા નજરે જોવામાં આવે છે તેમ વિદ્યા કળાના કામોમાં પણ ઘણા હોંશી-આર અને આગળ વધતા દેખાય છે ને વિજ્ઞાન તથા જ્ઞાન

માર્ગમાં પણ બહુ ઉંડા ઉતરેલા જણાવી આવે છે. ત્યારે આપણા લોકો તે તમામ કાર્યથી છેક નિરમાલ્ય ને દયાહીન ધન વગરના દૂરબળ હાલતમાં કેમ જોવામાં આવે છે ને તેમાંથી તેમનો ઉદ્ધાર કેવી રીતે થાય તે કહેવા કૃપા કરશો કે મહારો શંષય દૂર થાય.

બુદ્ધિસેન—બેટા તેનો ખુલાસો કહું તે તું સાંભળ તે કામમાં તેમની પોતાની મુર્ખાઇ હોય છે કારણ કે પ્રથમ તો તેમનામાં સારી વિદ્યા ને સંપ હોતો નથી ને એકએકના પર અદેખાઇ કરી બળ્યા કરે છે ને વિશ્વાસઘાત ને લાંચ ખાવી તેમાં મોટી મ્હતા માને છે તે સાથે પરમાદી (આળસુ) પણ પુરા હોય છે ને બીજાઓનું સારૂં જોઇ શકવાની ભલી ટેવ તેમનામાં ભાગ્યેજ હોય છે તેમ કોઇ નવો હુન્નર શોધી કાઢી વધુ પૈસા કેમ મેળવવા તેવી તેમનામાં જાદૂઇ કળા બિલકુલ હોતી નથી ને પોતાની કમાણી મુદ્દલ નહીં હોવા છતાં દુનિયામાં આબરૂદાર કહેવાવાની ખોટી લાલચે બેહદ ઉડાઉ ખરચો કરવાની નઠારી ટેવ પડી ગયેલી હોય છે (અગર દેશાચાલના દબાણે કરી કરવાં પડે છે) ને તેમ નહીં કરવું તેવી ખરી સલાહ આપનારા પર તેની વાત મનમાં તો બહુ ગમતી હોય છે પણ બીજાઓને અહસ્થાઈ જણાવવાની ખાતર નકામાં દાંતીયાં કરી મોં કટાણું કર્યા વિના રહેતા નથી ને પારકી નિંદા કરવાના કામમાં બહુજ કાબેલ હોય છે. તેથી તે નિરધન દશામાં આવ્યા છે ને તે તમામ ગુણો છોડી દેવામાં આવે તો તેઓ પણ બીજા

પ્રદેશોની પેઠે તમામ સારા વૈભવો મેળવી શકે તેમાં જરાએ શંષય સમજવો નહીં.

( દોહરો. )

સમો વરતો સાવધ થઇ, આપો વખતને માન;
ભોગવો લહેર લક્ષ્મિતણી, જરા થાય નહીં જાન.
નથી વસ્તુ કંઇ વેગળી, લક્ષ્મિને તેનો નાથ;
ખરા દિલે ખોળ્યા કરો, સરવે આવછિ હાથ.
જેને તમે ચાહતા હશો, તમને ચાહશે એહ;
અરસપરસ તે એક છે, ધરવો નહીં સંદેહ.

આત્મસેન—હે કૃપાળુ ગુરૂદેવ, આ જગતમાં ઇશ્વરના દ્રેશીકોને સમજવા.

બુદ્ધિસેન—વહાલા પુત્ર સાંભળ, કથા પ્રસંગોમાં પ્રભુના મહીમાનું વર્ણન કહી બતાવી તેના સ્વસ્વરૂપનો સાક્ષાતકાર કરાવવો જોઇએ તેના બદલામાં અનીતિમાં દોરી જનાર કહાન ગોપીના રાસ ગાઇ તે મહાપ્રભુ વ્યભિચારી હતા તેવા ખોટા અક્ષેપો મુકી કલંકિત કરનાર ઠગ મહાત્માઓને તેમનેજ સત્યાનાશ વાળ્યું છે ને પોતાના માલેકનો પણ ડર રાખ્યો નથી.

આત્મસેન—તેમાં તેમનો શો વાંક તેવી લીલા તો ખુદ વ્યાસજી ભગવાને શ્રીમદભાગવત નામના પુસ્તકમાં બહુ લાંબા વિસ્તારથી કહેલી છે.

બુદ્ધિસેન—પુત્ર તે વાત તદન જુઠ્ઠી સમજવી. તેમને તો

ફક્ત ચાર શ્લોકી ભાગવત તેના સ્વરૂપને ઓળખવા માટે રચેલી છે પણ આજના લંપટ લોકોએ પોતે અનીતિવાન હોવાથી બીજાઓની બ્હેન દીકરી તથા વહુઓને ભ્રષ્ટ કરવા સારૂ છાછમાં પાણી ઉમેરવામાં આવે છે તેની માફક પોતાના ઘરનું નિપજાવી કાડી માંહી ઘુસાડી દઇ આ કથા છે એમ ઉંધું સમજાવી ભોળા લોકોને ફસાવે છે તેવા ધુતારાઓથી ઠગાવું નહીં ને પ્રભુની કથામાં વ્યભિચારની વાતો હોવીજ ન જોઇએ એમ નક્કી સમજવું. તેવા હોય તો કોઇ ઇશ્વર કહેજ નહી માટે જરાપણ શંષે કરતો નહીં.

( સાખી )

કહે કથા વ્યભિચારની, ગાય ગોપીના રાસ;
જીવો કહે જાવું નહીં, તે હરીજનની પાસ.
સંત ધન્ય સંઘરે નહીં, માંડ્યાં અસંતે હાટ;
સોબત કરશો એહની, તો કયાંથી જાશે કાટ.

આત્મસેન—હે સર્વ વક્તાઓમાં શ્રેષ્ઠ પરોપકારી ગુરૂદેવ જ્યાં જોઇએ ત્યાં તમામ શાસ્ત્રોમાં ને દુનિયાદારીના વહેવારોમાં સૌથી સત્યને વિશેષ માન આપવામાં આવ્યું છે તેથી હું આપને પુછુંછું કે તેવો તે તેમાં મોટો કીઓ ચમતકારી ગુણ સમાએલો છે કે સર્વે તેનીજ પ્રશંશા કર્યા કરે છે તે આપના આ રંક દાસને જણાવવા કૃપા કરશો કે જે જાણવાથી મારા મનનું સમાધાન થઈ જાય.

## "સત્યપાળ શેઠની કથા."

બુદ્ધિસેન—હે શિષ્ય તે ઉપર એક પુરાતન કથા કહું તે તું સાંભળ તેથીજ તેનું રહસ્ય તુંને સમજાશે. પતિતપાવની ભાગીરથીના કિનારાપર આવેલી, કાશીપુરીના વિષે એક સત્ય-પાળ કરીને અસંખ્ય ધનવાન પુન્યશાળી શેઠીઓ રહેતો હતો તેના ત્યાં આ દુનિયાના તમામ વૈભવો સારી રીતે પરિપુર્ણ હતા ને કોઈ વાતની જરાપણ ખામી ન્હોતી તેમ ઇશ્વરના જ્ઞાનમાં પણ તે સમ્પુર્ણ જ્ઞાની હતો ને તેને એવો નિયમ રાખવામાં આવ્યો હતો કે પોતાના ગામમાં જે કંઈ ધંધાદારી વહેપારી નવિન ચીજ વેચવા સારૂ લેઇને આવે તેનો માલ ન ખપે ને તે નિરાશ થઈ પાછો જાય તો તે વસ્તુને પોતે ખરીદ કરી લેતો હતો ને તેના મોંડે માગ્યા દામ આપી તેને વિદાય કરતો ગમે તો પસંદ અગર ન પસંદ માલ હોય પણ પોતાના સત્યના લીધે તેને ખરીદતો હતો ને તે આપનાર આશ્યા ભંગ થાય તે હેતુથી તેનો માલ લીધા શિવાય તેને પાછો જાવા દેતો નહીં તેવો તે ટેકીલો હતો તેવામાં એક દિવસે કોઇ માણસ અડદના લોટનું એક મોટું પુતળું બનાવી તેનું નામ "દાલીદ્ર" ઠરાવી તે લેઇને તેજ શહેરમાં વેચવા અર્થે આવ્યો ને આખા નગરમાં ફરી કોઇને "દાલીદ્ર" લેવું હોય તો તેવા પોકાર પાડતો ગામના તમામ રાજમાર્ગોમાં ને શેરીઓમાં ફરવા લાગ્યો પણ તેની વાત કોઇ ધ્યાનમાં લેતું નહીં એથી તે બહુ નિરાશ થઇ ગયો

ને લમણે હાથ દેઇ નીચે બેસી પોકળ સરાધ કરવા લાગ્યો. પણ તેવો તે કોણ મુરખ હોય કે જાણી બુઝીને "દાલીદ્ર" વહોરી લે તેવામાં પેલા શેઠીઆની નજરે તે પડી જવાથી તેને બોલાવી પુછ્યું કે ભાઇ તું સાથી રડે છે તેના ઉત્તરમાં તેની તમામ હકીકત તેને જણાવી તે સાંભળી બહુ ખુશી થઇ તેના કહેવા પ્રમાણે દામ ગણી આપી તેને વિદાય કર્યો ને પેલું પુતળુ લેઇ પોતાના ઘરના ઓરડામાં બહુ જતનથી મુકવામાં આવ્યું એમ કરતાં થોડીવારે રાત્રી પડી ને પોતાના તમામનો કરો સરવે કામ અટોપી લેઇ સૌ સૌના ઘેર ગયા ને પેલો શેઠ પોતે એકલોજ ત્યાં રહ્યો ને પોતાની પથારીમાં બેઠયો બેઠયો હરી સ્મર્ણ કર્યા કરતો હતો તેવામાં મધ્ય રાત્રી થઇ કે તે ઓરડામાંથી વિજળીને પણ લજાવે તેવી એક નવ યોવન સ્વરૂપવાન સ્રી નીકળી ઘરબહાર જતી નજરે જોવામાં આવી તેને તે શેઠીઆએ પુછ્યું કે માતાજી આપ કોણછો ને આવી અંધારી રાત્રીએ મારૂં મકાન તજી ક્યાં જાઓછો તેના જુવાબમાં તે કહેવા લાગી કે હું તારા ઘરની સત્યની બાંધેલી લક્ષ્મી છું ને હમેશાં તારા ઓરડાની અંદર અખુટ રૂપે વાસ કરી રહેલી છું તેથીજ તું આનંદ ભોગવે છે પણ તે આજે હાથેથીજ "દાલીદ્ર" વહોરી લીધું છે તે માટે તારા ત્યાંથી ચાલી જાઉંછું. તે સાંભળી પેલો શેઠીઓ કહેવા લાગ્યો કે જેવી આપની મરજી તેમ કહી તેને રજા આપી એટલે બારણામાં જઇ ઉભી રહી. તેવામાં તેના પતિ જે વિષ્ણુ

ભગવાન પણ તેના પાછળ ચાલ્યા તેમને જોઇ તે શાહુકાર કહે કે આપ કોણ છો ત્યારે તેમને કહ્યું કે હું વિષ્ણુ છું ને હું પણ તે લક્ષ્મિની પાછળ તેનો પતિ હોવાથી તેની સાથે જાઉં છું શેઠ કહે કે સારૂ તેમ કહેવાથી તે પણ પોતાની અરધાંગ્નાની પાસે જઈ ઉભા રહ્યા તેવામાં છેવટ સત્ય ઉઠી ચાલવા લાગ્યું. તે જોઇ પેલો શાહુકાર બોલ્યો કે આપ કોણ છો ને ક્યાં જાઓછો તેથી તે કહેવા લાગ્યું કે હું સત્ય છું પણ જ્યાં લક્ષ્મી ને ભગવાન વાસ કરી રહે છે ત્યાં હું પણ તેમના જોડે ભેગુ રહું છું. (અમો ત્રણની ત્રિપુટી છે) તેવો મારો નિયમ છે પણ તે જાણીજોઈ ને "દાલીદ્ર" વહોર્યું છે તેથી તે બન્ને તારા ત્યાંથી ચાલી બીજે જવા તૈયાર થઇ મારી વાટ જોઇ ઉભાં છે માટે મને રજા આપ કે તેમને જઈ મળું. ત્યારે તે શેઠીઓ કહેવા લાગ્યો કે તે બન્ને જાય તો ભલે જાવા દે પણ તારાથી જવાશે કેમ કારણકે તારો કાયદો પાળવા માટે તો મેં તે "દાલીદ્ર" વહોરી લીધું છે માટે તારા ઉપર મારી સત્તા બરોબર ચાલી શકે તેમ છે, તેથી તારી મગદુર નથી કે તું ચાલી શકે તેવાં તે વાણીઆના ન્યાય ભરેલાં વચનો સાંભળી તે બીચારૂં તો ત્યાંનું ત્યાં ઠરી ગયું ને પરમાત્મા પ્રત્યે કરગરી કહેવા લાગ્યું કે હે પ્રભુ હું તો વચને કરી તેનાસાથે બંધાઈ ગયું છું. માટે મારાથી આપની સેવામાં અવાશે નહી તે સાંભળી પંડે પ્રભુ કહેવા લાગ્યા કે સત્ય વિના તો હું પાંગળો ને લક્ષ્મી આંધળી છે તો કેવી રીતે બહાર જાવું તેવું કહી પાછા વળ્યા કે પ્રભુની સાથે લક્ષ્મી પણ એકલી ક્યાં રહીશ તેવું સમજી તે પણ

આછી આવી ને ત્રણે હતાં તેમનાં તેમ સદાના માટે વાસ કરી ત્યાંજ રહ્યાં તેવો તે સત્યનો અબાધિત મહીમા છે માટે તમામ જાય તો જાવા દેવું પણ સત્યને છોડવું નહીં તે માટેજ તેની પ્રસંશા કરવામાં આવે છે તેથી તેનો તમામ મર્મ સમજાયો હશે.

"સાખી"

ભલે ધન જાતું રહે, ભલે શરીર પણ જાય.
સત્ય એક મુકીશ નહી, સહાય થશે રઘુરાય.

આત્મસેન—હે દયાળુ ગુરૂદેવ આપ જે જે કથા કહોછો તેમાં કહેવામાં આવતી તમામ હકીકત ઈશ્વરના સ્વરૂપને ઓળખાવનારી હોય છે પણ આજના જમાનાને અનુસરીને કંઇ નાટકી અલંકારી કે હાસ્ય રસની વાર્તા કેમ કહેવામાં આવતી નથી.

બુદ્ધિસેન—હે પુત્ર, આવી કથા જેવા ઉત્તમ પ્રસંગોમાં તેવી સંગારી મનને બ્હેકાવે તેવી વિનોદવાળી વારતા કરવામાં આવે તો તે સાંભળવાથી ઉલટું નુકશાન થાય ને અમને તો એક પ્રભુનું નામજ ઘણું વહાલું છે તેથી બીજું કંઇપણ કહેવાની સમજ પણ પડતી નથી એટલા માટેજ અમો એક પ્રભુના ગુણ ગાઇએ છીએ ને બીજું કહેવાની અમારે જરૂર પણ નથી.

"ભજન"

વિષયવાત મમ માત તજીને કૃષ્ણ ભજન મને કરવા દે (એ રાગ.)

જે કથામાં રામ નામ નહી, તે કથામાં ગાવું શું;
જે મારગમાં કાંટા કંટક, તે મારગમાં જાવું શું. જે૦

જે સગામાં સ્નેહ મળે નહીં, તે સગાને ચ્હાવું શું;
જે ભોજનમાં લુણ ઘ્રત નહીં, તે ભોજનમાં ખાવું શું. જે૦
જે વાજીત્ર સુર નહીં પુરે, તે વાજીત્ર બજાવું શું;
જે પુષ્પે સુગંધ મળે નહીં, તે પુષ્પ કર સ્હાવું શું. જે૦
જે સરોવરનું નિર સ્વચ્છ નહીં, તે સરોવરમાં ન્હાવું શું;
જે તીર્થોમાં પાપ ટળે નહીં, તે તીર્થે અથડાવું શું. જે૦
જેની જીભ હરી ગુણ નથી ગાતી, મિત્ર તેના તે થાવું શું;
જે સોબતથી ગયો નહીં શોષ, તે સોબતમાં જાવું શું. જે૦
જેથી રોગ ટળે નહીં તનનો, તે ઔષધને ખાવું શું;
કહે જીવો હરી નામ તજુ તો, લેવાનો પછે લ્હાવો શું. જે૦

---

## રોગી થઇને રીબાયા કરવું તેમાં કસુર કોની ?

## "ગરમીનો શત્રુ"

અમારા ખુદ ૨૧ વર્ષના ચાલુ અનુભવથી **અમો હીંમત** રાખી બે ધડકપણેથી છાતી ઠોકી કહીએ છીએ કે **આજના** ચાલુ જમાનામાં ઘેર રસ્તે ચાલનાર જુવાનીઆઓને ગરમીનો નઠારો ચેપ લાગુ પડવાથી પુરૂષ અને સ્ત્રીઓના ગુહ્યસ્થાનની ઈંદ્રિયોપર પડી ગએલી ચાંદીઓ અથવા ધારાં પડીને સડી જવું, વીસફોટકના ફોલ્લાઓનું ફૂટી નીકળવું. શરીર ઉપરના ચકામાં–ચાઠાં–નાસુર–તાળવાનું ખવાવું–હાડગંભીર સાંધાનો

---

આત્મસેન—હે પ્રભુ, આપ ઘડીકમાં ઇશ્વરને નિરાકાર કહોછો ને ઘડીકમાં સકાર કહોછો તેથી તે ખીચડીની પેઠે છેળ ભેળ થઇ જાય છે ને સાંભળનારને પુરેપુરૂં સમજી શકાતું નથી માટે તેને કેવો કહેવો.

બુદ્ધિસેન—હે ભાઈ તેનું ખરૂં સ્વરૂપ તો હજુ સુધિ કોઇને પણ સમજવામાં કે જાણવામાં ને જોવામાં આવ્યું નથી પણ તે અનુમાનથી સમજાય છે કે તે કોઇ એક ચમત્કાર છે ને તે છુપી રીતે તમામ ક્રિયા કરી રહેલો છે એટલે તે નિરગુણરૂપે બ્રમ છે ને સગુણરૂપે જગત કહેવાય છે ને લોકો તેને રામ કૃષ્ણ વિગેરે અનેક નામથી ઓળખે છે વળી કેટલાકો તેને આત્મા ને કેટલાકો તેને કુદરત કોઈ જીવ એમ કહી બોલે છે તે વિના પણ સેંકડો ને હજારો નામ દેવાય છે પણ ખરી રીતે તે એકજ વસ્તુનાં ભિન ભિન નામ તથા રૂપ કલ્પવામાં આવેલાં છે ને તેના વિના બીજું કાંઈ પણ નથી તેવો તે છે તેને તારી નજરમાં આવે તેવી રીતે ઓળખી લે પણ જે છે તે એ છે. તે વિના બીજું કાંઇએ નથી તો નકામો ઘુચવણમાં પડતો નહી ને તું એ પણ તેજ છે છતાં ખીચડાની પેઠે કેમ કહે છે.

આત્મસેન—એક પુરૂષનાં નિરગુણ તથા સગુણ એમ બે રૂપ કેવી રીતે સમજવાં.

બુદ્ધિસેન—જેમ કોઈ ચિત્રકાર હોય છે ને જ્યારે તેને ચીત્ર કહાડવાનું હોય છે ત્યારે પ્રથમ તેના મનમાં તે ચિત્ર નિરગુણરૂપે કલ્પે છે ને ત્યાર પછે તે શીળગુણરૂપ ચીત્ર બહાર ચિત્રી કહાડે છે તેની પેરે તારે સમજવાનું છે કે તે બંને ચિત્રો ચિત્રકારનાં છે તેમ આમાં પણ જે કામ જોવામાં આવે છે તે પેલા ચમત્કારનું છે તેને તારે ગમે તે નામથી ઓળખવો એ તારો ધર્મ છે માટે હવેથી હું જે જે કથા કહું ને તમામ

ચમત્કારની સમજી કાંઈપણ સંશય કરવો નહી ને તુ ને હું પણ તે ચમત્કાર છીએ ને તેની સત્તાએ હરીએ ફરીએ ને બોલીએ છીએ ને તેવી રીતે તે તમામ ઠેકાણે વ્યાપી રહ્યો છે.

આત્મસેન—હે ઇશ્વર આપ કહોછો કે તે તમામ ઠેકાણે વ્યાપી રહ્યો છે તો પર્વતો વિગેરે બીજા જડ પદાર્થોમાં આપણી પેઠે કેમ હરતો ફરતો ને બોલતો નથી.

બુદ્ધિસેન—તેતો તને પ્રથમજ કહુંછું કે તે તમામ રૂપે રહેલો છે એટલે જડમાં જડ ને ચૈતન્યમાં ચૈતન્ય છે એટલે તે જડ હોવાથી તેમાં જડરૂપ છે છતાં તારી પેઠે ક્રિયા ક્યાંથી થાય જેમ કોઇ બાઇ તેના પિતાના ઘેર હોય છે ત્યારે તે ત્યાં ખુલા માંહે રહી ગમે તેમ બોલે છે ને ઉઘાડી હરે ફરે છે તેથી તેની કોઈ નિંદા કરતું નથી પણ જ્યારે તેના સાસરે તે જાય છે ત્યારે તેનાથી છુટથી તેમ કરી શકાતું નથી એટલે ત્યાં તેનો ધર્મ જુદો પાળવાનો હોય છે તેમ આમાં પણ તારે સમજી લેવાનું છે કેમ તે દયાળુને તે ઓળખ્યો.

આત્મસેન—હે ગુરૂદેવ હવે મને કાંઇએ સંશય કરવાનો માગ જડતો નથી છતાં મહારા જ્ઞાનમાં વધારો થવા જે કાંઇ પૂછવામાં આવે તેનો ઉત્તર આપવા કૃપા કરશો હવે મ્હારો પ્રશ્ન એ છે કે હમણાં આપે કહ્યો જે ચમત્કાર છે તે ક્યાંથી આવ્યો.

બુદ્ધિસેન—ભાઇ તે ક્યાંથી આવતો કે જતો નથી. એતો જેમનો છે તેમનો તેમ છે પણ તેની રૂતુ આવેથી આપોઆપ

જણાવી આવે છે. જેમ વખત તેમનો તેમ હોવ છે ને કાંઈ પણ આવતો જતો નથી પણ તેની રૂતુ આવે તેના ચમત્કારો (શીત, ગરમી અને વરશા) દેખાય છે તેવી રીતે આમાં પણ તારે સમજી લેવાનું છે.

આત્મસેન—હે ગુરૂદેવ, કોઇ મનુષ્ય પાસે રહી મદદ કરી બીજાને પાપમાં નંખાવે તો તેનું પાપ તેને લાગે કે નહીં.

બુદ્ધિસેન—અરે બાપ તેતો છુટતું હોય છે કે તેમ કરવાથી તો રૌવ રૌવ નર્કમાં જવું પડે છે.

આત્મસેન—તારે આપ પ્રથમ કહી ગયા છોકે સંગી રૂશીને ભ્રષ્ટ કરવા સારૂ ઇંદ્રે અપસરા મોકલી તેના તપનો ભંગ કરાવ્યો હતો તો તે ઇંદ્રને પાપ લાગ્યું કે કેમ.

બુદ્ધિસેન—પુત્ર તને ધન્ય છે કે ઘણા લાંબા વખતપર કહેવામાં આવેલી વાત પ્રસંગ આવે તેનો ખુલાસો મેળવી લેવાનું કામ યાદ રાખવું તે કાંઈ સાધારણ શીષ્યનું કૃત્યત્વ નથી સાંભળ. જયાં આગળ એકને દુઃખ થાતાં બીજા ઘણાઓને ફાયદો થતો હોય તો તેને દુઃખ દેવાથી પાપ લાગતું નથી તેવો નીતિશાસ્રનો કાયદો છે તે તે કામમાં પણ તેમજ હતું એટલે તે વખતે પૃથ્વિમાં અસુર લોકોનો ભાર બહુ વધી ગયો હતો તે લોકોને પીડા કરતા હતા તેમનું નિકન્દન કરવા ઈશ્વરનો રામરૂપે જન્મ થવાનો હતો ને તેનો જસ તે સંગીને મળવાનો હતો તેવું સૌ જાણુતા હોવાથી એમ કરવામાં આવ્યું હતું તેથી તેમાં કોઇને પાપ લાગતું નથી એમ સમજવું.

આત્મસેન—આપ પ્રથમ તો કહી ગયા છો કે સરવે આત્મા એક છે તો તે અસુરો શું જુદા હશે કે તેના માટે ખુદ ભગવાનને જન્મ લેઇ તેનો નિપાત કરવો પડયો.

બુદ્ધિસેન—ના ભાઈ એમ જુદાઈ તો કાંઇએ નથી સરવેમાં તે એકજ છે પણ લીલા માત્ર તેમ કરવામાં આવે છે એટલે જેમ એક મ્હેહ્લાના તમામ છોકરાઓ એકઠા મળી પછે સાંમા સાંમા ભીરૂ થઇને રમત કરે છે ને તેમાં જેમ હાર જીતના દાવ રમે છે ને એક એકને મારે કુટે છે ને તેમાં જે તોફાની હોય તેને જેમ નઠારો કહેવામાં આવે છે ને તેના ઉપર સૌએ જેમ ખીજવાય છે પણ જ્યારે તે રમત પુરી થાય છે ત્યારે તે તમામ પાછા એકઠા મળીને પોતાના મહેલામાં જાય છે તેમ ઉપરની બીનામાં પણ સમજવાનું છે એટલે તે જગતની જે જે રચના જોવામાં આવે છે તે પેલા છોકરાઓની રમત જેવી સમજવી ને તેમાં માનવામાં આવતાં પુન્ય પાપો ને સુખ દુઃખો પણ તેવાં સમજવાં ને તે તમામ લીલા એક ઇશ્વરની સમજવી.

આત્મસેન—આપ ઘડીકમાં પુન્ય પાપ સાચાં કહોછો ને ઘડીકમાં જુઠાં ઠસાવો છો તો તેમાં મારે સાચું શું સમજવું.

બુદ્ધિસેન—બેટા, કાંઇપણ નથી તેવું તને પ્રથમ કહેવામાં આવ્યું છે છતાં તું સંશય કરી પુછે છે મહારે તેમ કહેવું પડે છે ને આ જગત સરવે સંશયે કરી દેખાય છે નહીં તો માત્ર એક બ્રમજ સત્ય છે એમ સમજવું.

આત્મસેન—હે ગુરૂદેવ, ભ્રમ એટલે શું?

બુદ્ધિસેન—તેવું જે જાણવાનું જેને મન થાય છે તે વસ્તુનું નામ તે ભ્રમ કહેવામાં આવ્યું છે માટે તારે તેને ઓળખી લેવું.

આત્મસેન—આપ કહો છો કે ઇશ્વર તો એકજ છે તો તેને અનેક રૂપે થવાનું શું કારણુ?

બુદ્ધિસેન—હે આત્મસેન સાંભળ, તેમાં કારણુ તો કાંઇએ નથી પણુ તે તો તેનો સ્વભાવજ તેવો છે એટલે જેમ સુર્યમાં ગરમી તથા કીરણો દેખાય છે ને પોતે એક હોવા છતાં જુદા જુદા જળાશયોમાં ભિન્ન ભિન્ન દેખાય છે તેમ તે પણુ એકજ છતાં તેની પેરે ભિન્ન ભિન્ન દેખાય છે તેનું કારણુ તે તારો સંશય સમજવો નહીં તો કાર્યે કે કારણુ કાંઈપણુ બન્યું નથી.

આત્મસેન—આપ કહોછો કે કાર્ય કે કારણુ કાંઇ બન્યું નથી. તો આ સરવે દેખાય છે તે શું છે?

બુદ્ધિસેન—તે તમામ તારા થકી દેખાય છે જો તું વચ્ચેથી ટળી જાય તો તે પછે કાંઇપણુ દેખાશે નહીં.

આત્મસેન—જો હું માંહેથી જતો રહું તો પછે રહે કોણુ?

બુદ્ધિસેન—આંહી રહી તારે શું કરવું છે કે નકામી તેવી લાલચ કરે છે.

આત્મસેન—કામ તો કાંઇ નથી પણુ નકામો હું હું કરી રહ્યો છું.

બુદ્ધિસેન—તેવી રી તેઆ તમામ નકામું જાણુ એટલે તને કાંઇપણુ સંશય થશે નહીં.

આત્મસેન—હે પ્રભુ હવે મને મારી ભુલ સમજાઇ ને તમામ વૈભવો જુઠા સ્વપ્ના તુલ્ય જાણ્યા છે. માટે હવે હું કાંઇપણ મ્હારૂં માનતો નથી ને હું પણ નથી.

બુદ્ધિસેન—જો તુને તેવું સમજાણું છે તો હવે તેમાં તું સુખેથી વીચર તેમાં તને કાંઇ હરકત આવશે નહીં જેમ કાષ્ટ તથા તુબડાં પાણીમાં તરે છે છતાં તેમાં ડુબતાં નથી તેની પેઠે તું બોજ રહીત થયો છે તો તુને કાંઇપણ બાધ લાગશે નહીં એતો દુઃખ માત્ર મોટાને હોય છે તે ઉપર એક ભગત પણ કહી ગયા છે તે તું સાંભળ.

સાખી.

બડે બડે કુ દુઃખ હે, છોટે સે દુઃખ દુર;
તારા સબ ન્યારા રહે, ગ્રહ્યા ચંદ્ર ઓર સુર.

એણીપેરે મોટાઇમાં દુઃખ રહેલું છે બાકી તો સરવે સુખ સમજવું.

આત્મસેન—હે ગુરૂદેવ, આ સંસારમાં ઘણા લોકો ઇશ્વરને મળવા માટે તપ તથા ભજન કરે છે છતાં તેને તેની પ્રાપ્તિ કેમ થતી નથી.

બુદ્ધિસેન—હે શિષ્ય, તેમાં તેને તેના કર્તવ્યોનો અભિમાન હોય છે તથી તેની કરેલી મહેનત વ્યર્થ ગઇ નકામી જાય છે તે ઉપર એક કથા કહું તે સાંભળ. મંકી નામનો કોઇએક તપસ્વી બ્રાહ્મણ હતો તે પોતાને વૈરાગ થઇ આવવાથી ઘર તજી આરણ્યમાં ગયો ને ત્યાં જઇ મોટું તપ કરવા લાગ્યો ને ખાવું

પીવું તમામ છોડી દેઇ એક ઇશ્વર નામનું સ્મરણ કરવા લાગ્યો. તેવી દશામાં તેને ઘણો વખત વીતી ગયો તેથી શરીર સુકાઇને કૃષ્ય થઈ ગયું ને રૂધીરનું એક ટીપું સરખું પણ તેમાં રહ્યું નહીં. ને નિર્જીવ જેવો જણાવા લાગ્યો તેથી તેના માથામાં પક્ષીયોએ આવી માળા ઘાલવા માંડ્યા તે સરવે તેના જાણવામાં હતું છતાં તે જરાએ હાલતો કે બોલતો નહીં કેમકે તેના મનમાં એમ રહી ગયું હતું કે હું એક મોટો તપસ્વી છું તેથી મારી મોટાઇના પ્રમાણમાં બીજાઓને દુઃખ થવા ન દેવું જોઇએ તેવું સમજી હાલ્યા ચાલ્યા વિના તેમને તેમ અડગ તે રહેતો તેથા પેલાં પંખી પણ તેના મસ્તકને એક ગુફા સમજી નિચીંત વશ્યા કરતાં તેવી રીતે તે જનાવરોની સત્તાવીશ પેઢી તે જગોએ પુરી થઇ ગઈ છતાં તે તપસ્વી મહાત્મા હાલ્યા કે ચાલ્યા નહી તેવામાં કોઇ કારણસર પેલ પક્ષીઓ ત્યાંથી બીજે સ્થળ જઈ વશ્યાં ત્યાર પછી તે સાધુ ત્યાંથી ઉભા થયા. પણ ઇશ્વર સંબંધી તો સાફ અજાણ્યા રહ્યા તેથી તે વસ્તીમાં આવ્યા ને કોઇ સંસારીક ભક્તને આવી મળ્યા ને તેને પુછવામાં આવ્યું કે હે સાધુ મેં સેંકડો વરસ સુધી ઘણું કષ્ટ સહન કરી મોટું દારૂણ તપ કર્યું ને ભજન કરવાનો પાર પણ મુકયો નહી છતાં હું તે કૃપાળુથી કેમ વીમુખ રહ્યો તેના ઉત્તરમાં તે ભક્ત કહે કે હે સાધુ પુરૂષ તેમાં તમારી પોતાની ભુલ છે તમોએ જો મનમાંથી હું પદનો ત્યાગ કરી વનમાં જઈ તપ નહી કરતાં ઘેર બેશી રહ્યા હત તો તમને તે દયાળુ

પ્રભુના કયારનાંએ દરશન થયાં હોત ને નકામું શરીરને કુષ્ટ સહન કરવું પડત નહી. ઉપરનું વાકય સાંભળવાથી તેનાં જ્ઞાન ચક્ષુ ઉઘડયાં ને પોતાની ભુલ સમજાઇ કે તે જગોએ તેને ઇશ્વરનો સાક્ષાતકાર થયો હે આત્મસેન તારા પ્રશ્નનો ઉત્તર તું સમજ્યો કે માણુસ દરેક કાર્યમાં જ્યાં સુધી હુંપદ રાખે છે ત્યાં સુધી તેનું કલ્યાણ કો કાળે થતું નથી તે નીરવિવાદ સમજવું.

આત્મસેન—હે ગુરૂદેવ આ દુનિયામાં મનુષ્ય માત્રને આચરવા જેવા અનેક ધર્મ છે. ને પાળવા જેવી ઘણી નિતિઓ છે. પણુ તે સર્વમાં સૌથી સરસ કોને સમજવું.

બુદ્ધિસેન—બાપ. હું તને કહું તે સાંભળ તે તમામ ધર્મમાં માત પીતા તથા ગુરૂની સેવાને તમામ નીતિયોમાં અસત્ય નહિ બોલવું ને જીતેદ્રીયવૃત પાળવું. તે મુખ્ય ધર્મ સમજવો. તે ચારનું જો રૂડી રીતે સેવન કરવામાં આવે તો બીજા તમામ ધર્મનો સમાવેશ તેમાં થઇ જાય છે. ને તે તમામમાં પણુ સૌથી શ્રેષ્ટ તો ગુરૂ સેવાજ કહેલી છે. કારણુ કે તે તો જગતના તમામ તાપો મટાડી મોક્ષ સુખનો લહાવો લેવડાવનાર કહેવાય છે. માટે તેવા સદગુરૂના શરણે જઇ તેમની પ્રસન્નતા મેળવી લેવી તોજ મનુષ્ય જન્મ ધર્યો સાર્થક થયો એમ સમજવું.

આત્મસેન—હે પિતાજી આ જગત્માં બીજી અનેક યોનીઓના જીવ પ્રગટ થયલા જોવામાં આવે છે. તે સર્વેમાં માણુસ સૌથી મોટો શાથી કહેવામાં આવે છે.

શ્રી.

થોડા વખતમાં છપાઈ બહાર પડવાનું છે. તાકીદે નામ નોંધાવો.

# પરમપદની પ્રાપ્તિ

અથવા

# દિવ્ય ધામમાં વાસ

ભક્તજનો, એ નામનું ઉપરનું પુસ્તક ઘણું રસીક અને આત્માને આનંદ ઉપજાવે તેવું ઇશ્વરનો સાક્ષાતકાર કરાવનાર બોધ લેવા લાયેક સંસાર સમુદ્રમાં દીવાડાંડી સમાન થોડાજ દીવસમાં અમારા તરફથી પ્રગટ થવાનું છે તેના માટે કંઇ પણ અતિસ્યોક્તિ કે ફરમાસ કરવાની અમો અવશક્તા જોતા નથી કારણ કે અમારા જે જે પુસ્તકો જે ભાઇઓએ વાંચી જોયાં છે તેથી તેના ખરા પણાની અચુક ખાત્રી થઇ ગયેલી છે તેથી નકામાં ટાઇલાં કરવાં તે અમારૂ કૃત્વ નથી તે અમો સંપૂર્ણ સમજીએ છીએ, પુસ્તક ઘણું સુશોભિત ને દીલકશ તથા દલદાર બનાવાવામાં આવે છે. પ્રથમથી ગ્રાહક થનારા પાસેથી તેની કીંમતના ફક્ત રૂ. ૦—૧૨—૦ બાર આના ને પાછળથી રૂપૈઓ સવા લેવામાં આવ છે, માટે વહેલો તે પહેલો એમ સમજવું ઘણું કરી ગ્રાહકોના જેટલીજ નકલો છપા વામાં આવ છે, માટે જલ્દી ઓર્ડર આપવા ચુકવું નહી. પોસ્ટ વી. પી. ખર્ચ મંગાવનારના શિર સમજવો. તમારૂં સરનામું ગુજરાતી ચોખા અક્ષરમાં પોસ્ટ તથા જીલ્લાવાર લખવું કે પુસ્તક મોકલતાં હરકત આવે નહી.

દોહરો—પરમપદની પ્રાપ્તિ, દિવ્ય ધામમાં વાસ.
થાય મેળાપ હરી તણો, રાખો પુસ્તક પાસ.

**ભાવસાર જીવરામ બળદેવદાસ—કાપડવાળા.**
**મુ. ધીણોજ** તા. ચાણસ્મા. ( ઉત્તર—ગુજરાત. )

સરત એજ કે પુરતી સંખ્યામાં ગ્રાહક મળે છે ને આ નાશવંત દેહ હૈયાત છે તો પુસ્તક બહાર પડે છે.

# " બ્રાહ્મણ ને શિયાળની કથા. "

બુદ્ધિસેન—હે બાપ તે ઉપર એક બ્રાહ્મણને શિયાળની કથા કહું તે તું સાંભળ કોઇ એક ગામમાં એક બ્રાહ્મણ રહેતો હતો પણ તે જન્મથી દરિદ્ર ( લક્ષ્મી વગરનો ) હતો. તેથી તેને ઘર સંસારમાં બીલકુલ ગમતું નહિ ને સદાકાળ ઉદાસ રહી શોકાગ્નિમાં બળ્યા કરતો હતો. ને છેવટે તેનાથી તેમ રહેવાયું નહિ તેથી પોતાનાં સ્ત્રી પુત્રને છોડી વગર કહે એકા એક ચાલી નીકળ્યો ને પોતાના ગામથી ઘણો દૂર એક જંગલમાં આવી અશોક તરૂના વૃક્ષ નીચે મુકામ કર્યો, તેવામાં ત્યાં એક શિયાળ આવ્યું તેને દેખી પેલો બ્રાહ્મણ કહેવા લાગ્યો કે હે શિયાળ તું મારી પેઠે દુઃખી કેમ નથી જણાતો, તેવું સાંભળી તે જંગલી પ્રાણીને વાચા થઇ આવવાથી કહેવા લાગ્યું કે અરે બ્રાહ્મણ તને ધિક્કાર છે કે તું અમારા કરતાં તો સેંકડો ને હજારો ગણો સુખી હોવા છતાં તું તારા સુખની અવગણના કરી અમને સુખી માની બેઠો છે. હું તો જેને ઇશ્વરે હાથ આપેલા હોય છે તેને મોટો ભાગ્યશાળી સમજું છું કારણ કે તેનાવડે તો જે જે કંઇ કરવાનું હોય છે. તે તમામ કરી શકાય છે. પણ તેમ મારી પાસે નથી. તેથી મને ઘણી હરકત પડે છે કેમકે હું આ જંગલમાં વસું છું ને તેની અંદર રહેનાર બીજાં ઝીણાં જંતુઓ મારા શરીર ઉપર ડંખ મારે છે. ને વળગે છે તે વિના બીજા મોટા

પ્રાણીઓ ઘણું હેરાન કરે છે. પણ તેને હું તારા જેવા સાધન વગર દૂર કરી શકવા સમર્થ નથી છતાં તારી પેઠે બળાપો કરી રડતો નથી. કેમકે ઈશ્વરે જે કંઈ આપ્યું છે. તેમાં સુખ માની આનંદમાં રહું છું ને તું જે દુઃખી થાય છે. તે તારી તૃષ્ણાને આભારી છે એમ સમજ કેમકે આ જગત્‌માં માણુ-ણુસને જ્યારે સો રૂપિઆ મળે છે ત્યારે તે હજારની આશા કરે છે ને તે મળ્યા કે પાછો લાખે જઇ વળગે છે ને તેની આશી થઈ કે કરોડ ને અબજ મેળવવાની આશામાં તણાય છે. ત્યાર પછી રાજ લેવાનાં લોભ લાગે છે ને તે મળ્યું કે તેટલાથી તરપત નહી થાતાં પાછુ ઈંદ્રાસન લેવાનું મન થાય છે. આમ એક પછી એક લેવા તૃષ્ણા ખેંચાયા કરે છે પણ મનની તૃપ્તિ થતી નથી ને તે બધું તેનો સ્વાદ ભોગવ્યાનું કારણ છે જેમ સાકર કરતાં મધુ નામની ચકલીનું માંસ વધારે સ્વાદિષ્ટ છે પણ જેણે તેનો અનુભવ કર્યો નથી તે સાકરનેજ સારી કહે છે ને તેમાંજ સુખ માને છે વળી શીત અગ્નિનો ગુણ સર્વ મનુષ્યને સમજાય છે. પણ જેનું અંગ રહી ગયેલું હોય છે ( એટલે બહેરૂ થયલું હોય છે ) તેને તેની ખબર પડતી નથી તેવીજ રીતે સંસારના તમામ વિષય તેમાં ચિત્ત વૃતિ પરોવ્યાથી તૃષ્ણાને વધારનાર છે ને થોરના કાંટા પેરે ખુચ્યા કરે છે પણ અંતે તો તમામ નાશવંત છે છતાં તેમાં તું લોભાઇ રહી શા સારૂ દુઃખ કરે છે ને તે તમામ જાણવાની બુદ્ધિ જગત્‌નિયંતાએ આપી છે ને તું ધારે તે કરી શકે તેમ

છે માટે તમામ વાસનાઓ ક્ષય કરીને તારા આત્માને ઓળખ કે તેથી તું મુક્ત થઇશ તેવો તું સામર્થ છે ને તેથી જગતમાં મનુષ્ય જાતિ સૌથી મોટી ગણવામાં આવી છે. હે આત્મસેન મનુષ્યની મોટાઇનું કારણ તું સમજ્યો તેવી જોગવાઇ મળવા છતાં જે પોતાના સ્વરૂપનો એક ઘડી પણ વિચાર કરતો નથી તેને તારે જંગલમાં ફરતો રોઝ સમજવો.

આત્મસેન—હે કૃપાળુ ગુરૂદેવ આ જગતના મનુષ્યોને પોતાનું કલ્યાણ કરવા માટે તેને ગુરૂ કરવાના હોય તો તેને સંત અસંતને કેવી રીતે પારખી લેવા જોઇએ.

## " સંત અસંતની પરીક્ષા. "

બુદ્ધિસેન—બેટા આત્મસેન તેવાઓનાં થોડાં લક્ષણ કહું. તે તું સાંભળ કે તેથી આપો આપજ પરખાઇ આવશે.

( રાગ અખાની ચોપાઇનો )

ઠગ સાધુઓનાં કેવાં કામ, રામ વિસારી ભજતા દામ.
ઉપર ભગવો રાખે વેશ, જગત્ જનનો કરે ઉપદેશ;
કંઠમાં ઘાલે માળા ઘણી, કરે ખટપટ ધન હરવા તણી.
તાણે મોટાં ટીલાં સાર, અભણ લોકને મારે માર;
ભોળાંને ભરમાવે ઘણું, હરે વિત ગરીબો તણું.
પરસાદ આપી લલચાવે જીવ, બંધનમાં રાખે સદીવ;
મોઢે મીઠી મશકરીઓ કરે, તેવા સંગે જીવ કેમ તરે.

મહંત થઇ બેઠયા જાડા બણી, કરી ઘરાકી સેવક તણી;
છાનો રાખે સેવકીથી પ્યાર, ઉપરથી બહુ રાખતા ભાર.
અંદર કુડાં કરતા કામ, મોઢે મા, પાછળ થતા શામ;
કરાવે દાસપણું તે પાસ, હરી મળવાની શાની આશ.
વળી ઘણા દવા વેચવાને ફરે, સોનું શીખાવ્યાના કીમીઆ કરે;
કરે ખેતી ખટારા ઘણા, ધન ધુતવામાં ન રહી મણા.
વ્યાજવટાં તે કરતા શહી, તેમાં કશર કાંઇ મેલતા નહી;
એક માસને રૂપૈઓ એક, બે આના વ્યાજ લેવાનો ટેક.
જો એક દીન આઘો પાસો થાય, તો મહારાજનો ધોકો ખાય;
પુરી મુકતા મંદીરની માંહ્ય, બહાર જવા દેતા નહીં કાંય.
તેવી રીતે વરતાવે કહેર, કહું કેટલી હરાગીની પેર;
રાંડોમાં સદા રામનુ મન, ભોળવાયા છે ઝાઝાજન.
ઘણાઓને ભીખ માગતા કર્યા, ચડયા પગે કોઇ નવ તર્યા;
કહીએ એમનું સપેત ઠગ નામ, બોળી મારે છે બાધુ ગામ.
ધિક જનુંનિ તેની જાણો, પેટ પ્રસ્વો નહી કેમ પહાંણો;
પ્રભુની જરાનાં ધરતાં બિક, તેવા વેશ ધારી ઢોંગીને ધિક.
જગત ધુતિ રળવાતા દામ, તો સાધુ થવાનું શું હતું કામ;
થયો સાધુને જુવે છે નાર, કેમ નિસર્યો તું ઘરથી બહાર.
વિષય વાસના ન શકયો તરી, કહો કયાંથી મળશે તને હરી;
નથી બાપાં બાઈનું રાજ, કે ચાલ્યાં જાય માંહી સાનાં ઝાજ.
આતો સાચા ધણીનો દેશ, ત્યાં કેમ નભશે જુઠો વેશ;
ઠગ બાજી મુકયાનું કામ, તો નિરાલો દેખશો રામ.

સાચા સાધુની કહું શું પેર, સ્ત્રી ધન જેને કડવું ઝેર;
નહી ખેતીને નહી વેપાર, રાખે એક ધણીનો આધાર.
લુખું સુકું જમતા અન્ન, ગળ્યા ચિકણાપર જાય નહી મન;
નહિ સેવક સેવકી સાથે કામ, પળ ન વિસારે હરિનું નામ.
ઠગ બાજીમાં સમજે નહિ, જગતનું ભલુ ઇચ્છે દલ મહીં;
મોટાઇ મનમાં ન આણે લેશ, શાદો સર્વે શરીરનો વેશ.
અખંડ ભજનની કરતા ધુન, મોઢેથી સદા રહેતા મુન્ય;
કાંઇક વાચીક મનસા સહી, એક પાપ આચરતા નહિ.
વ્યાજવટું ત્યાં કયાંથી હોય, બાળી મૂકયો છે મનનો મોહ;
પરનિંદા મુકીપર હરિ, શરણુ જનાર જવાના તરી.
સદા ઉદાસ જેનું છે મન, કદિ ભેગુ નહિ કરતા ધન;
માયા કેરે છાંયડે નવ જાય, ભલે આવી કો મુકે પાય.
દુતિથી રહેતા સદા તે દૂર, ભાળ્યો ઇશ્વર બધે ભરપૂર;
નહિ મિત્ર શત્રુ જગમાંહ. કોઇ ન પકડે તેની બાંહે.
ધીરધાર એક હરિ સાથે કરે, લીધો ટેક કોઇથી નવ ફરે;
સુખ દુઃખ સર્વે થયું સમાન, ધરતા એક શ્રી હરીનું ધ્યાન.
લવરી કો દન મુખ નવ કહે, હાણ વૃધ થાય તે સહુ શહે;
અન્યને બોજ નવ કરતા કદી, ગંભીરતાવે જેવો ઉદધી.
શિતળતા એ ચંદ્ર સમાન, ઓળખાવે તે તો ભગવાન;
તેવા પુરૂષનો કરવો સંગ, તો તો રહેશે રૂડો રંગ.
બાકી બીજા બુડાવણહાર, કળીયુગમાં ચાલી બહુ લહાર;
તેવાથી છેત્રાવું નહી, સાચા ગુરૂને મળવું સહી.

સાચા નાં હોય નીરમળ નેણ, અમૃત જેવાં બોલે વેણ;
હરદ્ય જેનું માખણ તુલ્ય, કોઈ વાતે મળે નહી મુલ્ય.
પરનારી સહોદર ભ્રાત, સગી જનેતા જાણે માત;
અવગુણ બેઠા સરવે તજી, રાજી એક ભગવાનને ભજી;
તે ઉતારશે પેલી પાર, ઘડી એક નહી લાગે વાર.
નામ નાવ જેની કને રહે, તે જગ્યાએ કોનો ભેવ;
તેનું નામ તે સાચા મહંત, બાકીના તે જાણવા જંત.
જંત હોય તે ફોલી ખાય, પણ કોઈ દહાડે કલ્યાણ ન થાય;
પથ્થરના નાવે બેસે જન જેહ, કહો કેમ કરી તરસે તેહ.
તેવાઓનો તમે તજજો સંગ, તો તો નિરમળ થાશે અંગ;
કાયામાંથી ટળી જાસે કાટ, સીદ્ધિ જણાશે શ્રી હરીની વાટ.
પળ માંહી પ્રીતમ પેખશો, સચરાચર પ્રભુને દેખશો.

આત્મસેન—હે ગુરૂદેવ, હવે મુને આપણી અમૃત જેવી વાણીમાં બહુજ મીઠાશ પડે છે કારણ કે તેમાં સંસાર તથા પ્રમાર્થ બંને ભેગું સાધવાનાં ઉદાહરણો આપવામાં આવે છે ને હું પણ તેવો સંસારી છું તો તેમાં ન ફસાઉ તે માટે આપે પ્રથમ કહેલી પેલી ભુલ ભુલામણીની કથા ફરીથી કહો કે તેમાં કોણ કોણ સપડાયા છે તે જાણી તેમાંથી બચવાનો રસ્તો ખોળી લેવામાં આવે.

બુદ્ધિસેન—

## "ભુલભુલામણીની બીજી કથા."

### " મોહન મધુપુર આવીયા એ રાગ. "

સાંભળ શિષ્ય તું માહરા, ભુલામણી કેરી વાત;
ભુલ્યા તે ભવમાં ભટકતા, જળે દિનને રાત. સાંભળ. ૧
ભુલ્યો તે રાવણ રાજીઓ, સતિ સીતાના કાજ;
પળમાં બેઠયો બાધુ ખોઇને, લંકા નગ્રિનું રાજ. સાંભળ. ૨
બાણાસુરે બળ ઘણું દાખવ્યું. શસ્ત્ર શામટા હાથ;
પળમાં કાપી ઢગલો કર્યો, કોપ્યા જગતનો નાથ. સાંભળ. ૩
કંસે કામ નિચાં કર્યાં. માર્યાં ભગ્નિનાં બાળ;
ખોઇ બેઠયો ગાદી રાજની, આવ્યો કૃષ્ણ થઈ કાળ. સાંભળ. ૪
જાલંધર જોરમાતુ નતું, લડયાં દેવોની સાથ;
ભ્રષ્ટ થઇ તેની ભામની, મુવો સંકરના હાથ. સાંભળ. ૫
પડયો ભુલ્યો નળ રાજીઓ, રમ્યો જુગટું ભાઇ સાથ;
દુઃખ પામ્યાં બંને દંપતી, જેવાં હોય અનાથ. સાંભળ. ૬
દુરીર્યોધન દુઃખ પામીઓ, પેઠયો ભુલવણીમાં જાણી;
કુળ નિકંદન કરાવીયું, મોહ્યો દ્રુપતિ રાણી. સાંભળ. ૭
જાદવ ભુલવણીમાં પડયા, વિપ્ર મશ્કરી કીધી;
પળમાંહી કુટાઇ તે મુવા, શુદ્ધ કોઇએ ન લીધી. સાંભળ. ૮
વિશ્વામિત્રને વળગી મેનકા, પાયુ પ્રેમનું પાણી;
તપ સાઠ સહસ્ત્ર વરસનું, ક્ષણમાં કીધું ધુળ ધાણી. સાંભળ. ૯

તેવા ઘણા ડાહ્યા નર ભુલીઆ, ગણુતાં નાવે કાંઈ પાર;
ભુલ્યા તો ભટકશે ભવ વિષે, સમજી જાવામાં સાર. સાંભળ. ૧૦

આત્મસેન—આ દૂનિયામાં ભિન્ન ભિન્ન જાતીઓના મળી સેંકડો ધર્મ જોવામાં આવે છે ને તે તમામ લોકો સો સોના માલેકને જુદા જુદા નામથી પુજે છે ને આપતો તે ઈશ્વરને એકજ કહો છો તો તેવા ભિન્ન ભિન્ન ધર્મ કરવાનું કારણ શું.

બુદ્ધિસેન—જેમ એક શહેરમાંથી આવજા કરવાના તેની ચારે બાજુઓમાં મળી ઘણા દરવાજા કરવામાં આવ્યા હોય છે ને ત્યાંથી પ્રદેશ જવાના રસ્તા પણ ઘણા હોય છે પણ જ્યારે ત્યાંથી પાછું વળી શહેરમાં આવવું થાય છે ને ત્યાં આવ્યા પછે તમામ રસ્તા જેમ ભેગા મળી જાય છે તેમ આમાં પણ સમજી લેવાનું છે માટે કોઇ ધર્મ ખોટો છે એમ કહેવાય નહીં. ને રસ્તા તો જુદા હોવા જોઇએ તેમ ધર્મ પણ જુદા કરવામાં આવ્યા છે. માટે તેનું કારણ કાંઈ પણ નહી સમજવું.

આત્મસેન—હે ગુરૂદેવ આ જગતમાં બ્રાહ્મણ, ક્ષત્રી, વૈષ્ય, શુદ્ર એ ચાર વરણ કહેવામાં આવે છે ને તેના પેટા ભાગમાં બીજી તેવી અનેક જ્ઞાતિઓનો સમાવેશ કરવામાં આવ્યો છે પણ તે તમામમાં સૌથી બ્રાહ્મણ શ્રેષ્ઠ કેમ કહેવામાં આવેછે તેની ખરી હકીકત સમજાવવા કૃપા કરશો.

બુદ્ધિસેન—જેમ આ તારૂં શરીર છે તેમાં ચરણ કટી (કેડ) બાહુને મુખ તે તમામ જેમ તારાં પોતાનાં છે પણ

તે તમામમાં ઉત્રોતર જેમ એક એકથી ચડીઆતાં કહેવાય છે તેમ તેમાં પણ સમજવાનું છે બાકી તો સર્વે એકજ પુરૂષના (તારાં) અંગનાં જુદાં જુદાં અંગ્યો છે ને તે એક વિના પણ ચાલતું નથી તેથી કોઇને હલકુ કે ભારે સમજવું નહી હવે બ્રાહ્મણો શાથી મોટા કહેવાય છે તે કહું તે સાંભળ તેનો ઉત્તર એજ કે તેમના માટે શાસ્ત્રોમાં જે ધર્મ પાળવાને કહ્યા છે તે પ્રમાણે પાળવામાં આવે તો તે તેવા માનને લાયેક છે ને તેથી ઉલટા ચાલી બીજા આડે માર્ગે દોરવાય તો તેનાથી કોઇ અધમ સમજવા નહી ને તેવું દરેક વરણના માટે સમજવું કાંઇ ઉચી કોમમાં જન્મ થવાથી ઉંચ થવાતું નથી પોતાનાં કર્મજ સૌને ઉંચ બનાવે છે. તે નિરવિવાદ સમજવું.

આત્મસેન—હે મહારાજ દરેક મનુષ્યને તેના કર્મવડે કરી નિચ. ઉંચપણું પ્રાપ્ત થાય છે તેવું આપે કહું તો તેની ખાત્રી શી તેનો કાંઇ આપના અનુભવમાં આવેલો દાખલો કહી બતાવો કે મારા મનનું સમાધન થાય.

## કર્મથી ઉંચ નિચ કેવી રીતે થવાય છે તેની કથા,

બુદ્ધિસેન—અરે ભાઇ તેવા તો મે સેંકડો દાખલા નજરે જોયા છે તેમાંથી એકાદ કહું તે તું સાંભળ તેથી તારા મનનું સમાધાન થઇ જશે કે નાનકડા ગામમાં એક શિવશરમા કરી

બ્રાહ્મણનો છોકરો હતો તે જન્મથી ઘણો અટકચાળો ને કજીઆ ખોર કહેવાતો હતો તેનું કારણ એજ કે તેનાં માવિત્રોને તે વિના બીજું એક સંતાન નહી હોવાથી તેને ઘણા લાડમાં ઉછેરવામાં આવ્યો હતો એટલે તે ગમે તેમ સ્વછંદપણે વરતે પણ કોઈ દીવસે તેના માવિત્રો તરફથી તેને જરા ઠપકો સરખો પણ દેવામાં આવતો નહી તેથી બહેકી જઈ આખા ગામમાં ત્રાસ વરતાવતો ને વ્યભિચાર જેવા ખાના ખરાબ કરનાર તથા દૂર વ્યસનોના હલકટ કામમાં બીજા તેવા સોબતીઓ મળી આવવાથી તેમની સોબતમાં પડી ગયો તે વાતનો અટકાવ કરવા સારૂ ગામનો કોઈ સારો માણસ આવી તેના માવિત્રોને કહે તો તે વાત નહી કબુલ કરતાં ઉલટાં તે આવ-નાર માણસને લડવા સામાં થાતાં ને નઠારી ગાળો આપત ને છોકરો જ્યારે ઘેર આવતો ત્યારે તેને ભાઇ ભાઇ કહી સામાં જઈ ભેટી પડતાં ને તેના તમામ અવગુણની વાતો જુઠી કહી હસી કહાડતાં માવિત્ર તરફની તેને હાર્વા સ્વતંત્ર છુટ મળવાથી ભાઇ સાહેબ પણ દીનદીન વધારેને વધારે નિચાં-ણમાં આવતા ગયા ને છેવટ એક નિચ જાતની ભંગણી રાખી તે સાથે ઘરમાંડી ગામના જાહેર રસ્તામાં આવી રહેવા લાગ્યા તે જોઈ ગામના તમામ લોકો તેને તથા તેના માવિત્રોને ઘણો ફીટકાર દેવા લાગ્યા ને તેની નાતવાળાઓએ મળી તેને નાત બહાર મુકયો ને આખા ગામમાં કોઇ તેને સ્પર્શ સરખુ પણ કરતું નહી. હાવી રીતે તે બ્રાહ્મણ હોવા છતાં નિચાં કર્મ

કરવા થકી નિચ થઇ ગયો હવે સારાં કર્મ કરવાથી ઊંચ કેવી રીતે થવાય છે તેની કથા કહું તે સાંભળ.

એક ગામમાં એક ભણો કરી હજામનો દીકરો રહેતો હતો તેનાં માવિત્ર તેને આઠ દશ વરશની નાની ઉમ્મરમાં મુકી કોલેરાના રોગથી બંને સાથે ગુજરી ગયેલાં હતાં ને તેની પાસે કંઇ પણ ધન્ય નહોતું તેમ રહેવાના માટે ઘર પણ નહોતું ને જે ઘરમાં તેનાં માવિત્રો રહેતાં હતાં તે ભાડાનું હોવાથી તેના માલીકે તેને નોધારો જાણી ખાલી કરાવ્યું તેથી તે મહેલ્લામાં માગી ખાઇ જેના તેના ઓટલાપર પડી સુઇ રહેતો પણ તેનો સ્વભાવ ઘણો શાન્ત હતો તેથી કોઇનું બતાવ્યું ટાંપુ ઝટ કરતો તેવી તેની નરમાશ જોઈ તે મહેલ્લામાં રહેતા એક શેઠીઆને તેની દયા આવી તેથી તેનાપર ખુશી થઇ પોતાના ઘરમાં રાખ્યો ને તેના માટે એક ખાસ મહેતાજી રોકી તેને ઠેઠ એલ, એલ, બી, ને બી, એ, સુદ્ધિની ઉચી પરીક્ષામાં પાસ કરાવ્યો તેથી તેની આબરૂ વધી ગઇ ને પ્રથમ તેને રૂપૈઆ પચાસના પગારમાં ઇજનેર ખાતામાં એક કારકુનની જગ્યા મળી ને તેમાં તેને પ્રમાણીકપણે સારૂ કામ કરવાથી ત્યાંથી ખસેડી દોઢશો રૂપૈઆ પગારના કરી તાલુકામાં વહીવટદારની જગ્યા આપવામાં આવી ત્યાં પણ તે ફાવી શક્યો ને ત્યાંથી પણ પગાર વધારી બીજો ઉચો હોદો આપવામાં આવ્યો એમ ક્રમેક્રમે વધતો તે મોટો કલેકટરનો હોદો ભોગવવા

લાગ્યો ને મોટા આબરૂદાર ગ્રહસ્થો તથા પંડીત બ્રાહ્મણો આવી પગે નમવા લાગ્યા ને મહીના દહાડે ખારચા રૂપૈઆ ત્રણ હજારનો મોટો પગાર ઘેર બેઠયાં પહેલી તારીખે ચાલ્યો આવતો ને ડીસ્ટીકમાં બહાર ગામ ફરવા જાય તો હજારો માણુસ તેનાં દર્શન કરવા તેના પાછળ પડ આખડ કરતાં ને ફુલના હાર લેઇ વધાવતા તથા ખુશબોદાર અતરોના છંટકાવ કરી દેવામાં આવતા ને તેની પ્રિતી મેળવવા ચાતક પક્ષીની પેઠે તલફ્યા કરતા તેથી તું સમજ્યો તો હોઇશ કે મનુષ્ય માત્રને તેનાં કર્મજ ઉંચ નિચ સ્થાને લાવી શકે છે. તો પોતાનાં કર્મ ઉંચ બનાવવા કદીએ ચુકવું નહી એ મારી ખાસ ભલામણ છે.

( દોહરો. )

સંગત સારી કીજીએ, કર્મજ ઉંચા થાય;
કપડા ઉપર ડાઘ જે, સાબુ થકી ભુસાય.
સંગત થઇ ભમરી તણી, કીટ થયો ભ્રમરૂપ;
નઠારી સંગત થકી, અંધો પડીઓ કુપ.
સંગત ટંકણની કરો, ભાગ્યાં સાંધે હાડ;
અડે હીરાકણી કાચને, કટકા કરે લબાડ.
સંગત સાધુની કીજીએ, સદા ઉજાળે ધામ;
જીવતે મુક્તિ આપતી, મુવે પણ તેજ મુકામ.

આત્મસેન—હે પીતાજી ઇશ્વરને જાણી લેવા માટે લા-

ઓને કરોડો મનુષ્યો દેવદર્શન ને સાધુઓની સોબતોમાં ફર્યા કરે છે છતાં જ્યારે તેમને તે સંબંધી કાંઇ પણ પુછવામાં આવે છે તારે તે કહે છે કે હજુ સુધિ તો અમો સાફ અજાણ્યા રહી ગયા છીએ તો તમોને શું કહી બતાવીએ. તો તેનું શું કારણ સમજવું કે તે એટલી બધી મહેનત કરવા છતાં સાફ અજાણ્યા રહી ગયા હશે.

બુદ્ધિસેન—હે પુત્ર તેનું કારણ કહું તે તું સાંભળ તેવા લોકો તેવી સોબતોમાં જાય છે ખરા પણ તેમના હૃદયમાં તેને જાણી લેવાનો પુરો પ્રભુ પ્રેમ હોતો નથી એટલે જેમ મનના મોદીક કરી જમવાથી ખરી ભુખ ભાગતી નથી તેની પેરે તેમાં પણ થાય છે તે બધુએ તેના પ્રમાદનું કારણ સમજવું. જો તેને છોડી દેવામાં આવે તો તુરતજ તેને તે દયાળુ પ્રભુનો ભેટો થયા વિના રહે નહી પણ આજના ધતાંગના જમાનામાં તેની કોઇને ખરી જરૂર હોતી નથી ને તમામ ઉપરનો ડીમાક કરવામાં આવે છે તો તેનો મેળાપ પણ કાંઈ રસ્તામાં પડયો નથી કે ઝટ દેઇને થઈ જાય એ તો જે મળે છે તે સર્વે ગરજુ ઘરાકનેજ મળી આવે છે એમ સમજવું.

"સાખી"

ગરજુ મોતી કહાડતા, દરીએ મુકી દોટ.
અણગરજુ તેમાં પડે, મધર પકડે કોટ.

આત્મસેન—હે કૃપાળુ ગુરૂદેવ પ્રથમ આપે કહ્યું છે કે

સંગ કરવાથી ઉંચ તથા નિચ થવાય છે તો નિચને ઉંચનો સંગ કરવો તો સરવે વાતે સારૂ છે પણ તે ઉંચને પેલા નિચનો સંગ કરવાથી તે નિચો થઈ જાય તેનું કેમ કરવું ને તેમ કરવામાં ના આવે તો પછી નિચની કમબખતી થાય તો તેમ કરવું કે નહી.

બુદ્ધસેન—હે બાપ તારા જેવો પ્રશ્ન કરવો તે બહુ બુદ્ધિ-શાળી શિષનું કામ છે શાંભળ તું જે કહેશે તે વાત તો સત્ય છે પણ તેમાં એમ સમજવાનું કે તે બનેમાં જેનું જ્ઞાન વધારે હોય તેવો તેને પાસ બેસી જાય છે એટલે જો ઉંચનું જોર વિશેષ હોય તો નિચ ઉંચ થાય છે ને નિચનું જોર વિશેષ હોય તો ઉંચ નિચ થાય એમ સમજવું. માટે તે બનેની પ્રથમ યોગ્યતા તપાસી લીધા પછી સંગ કરવો કે કોઈને હરકત આવે નહી.

આત્મસેન—હે ઇશ્વિર આપ પ્રથમ કહેતા હતા કે કોઈ નિચ ઉંચ છે નહી ને સરવે એકજ સ્વરૂપ છે તો હમણાં આપે કહ્યા તે બન્ને કયાંથી આ૦યા.

બુદ્ધિસેન—સાંભળ ભાઈ મેં જે પ્રથમ કહ્યું છે તેજ વાત સત્ય છે. એટલે સૌએ સરખા છે પણ તું જ્યારે ભ્રાંતી કરી સમજવા છતાં શંકા કરી પૂછે છે તેથી હું પણ તારી સુદ્ધિ ઠેકાણે લાવવા તારા જેવો થઇ હાએ હા કહ્યા કરૂં છું નહી તોતું તપાસ કરી જો કે તેનામાં ને તારામાં કંઇ વસ્તુનો ફેર

જોવામાં આવે છે તેમ જો બારીકીથી જોઇશ તો તને તારી ભુલ સમજાશે ને ખરી વસ્તુને જાણી લેઇશ.

આત્મસેન—પીતાજી એમ જો ઝીણી બુદ્ધિએ વિચાર કરી જોઉં છું તો કાંઇ પણ વસ્તુ જુદી જણાતી નથી છતાં કેમ જુદુ જણાય છે.

બુદ્ધિસેન—હે ભાઈ તારા સમજવા પ્રમાણે કાંઇ પણ જુદુ નથી છતાં જે જણાય છે તે માત્ર ભ્રાંતી સમજવી ને તે ભ્રાંતી પણ જુઠી છે તેવું સમજી બીલકુલ શંષે કરવો નહી એજ સુચમ શિષનું કતવ્ય સમજવું.

## ચોપાઇ.

શંષ્યથી વાધે સંસાર, કદી ના આવે તેનો પાર.
જેમ જેમ આગળ જોવા જાય, ઘણાંક તેમાં ગોથા ખાય.
ન મળે મુળ કે ન મળે ટોક, શંષ્ય કરવો તે તો ફોક.
મુકયો તે તો સરવે ગયું બળી, ભાવે ભગવતમાં જાશો ભળી.

આત્મસેન—હે કૃપાળુ આપના આ પુસ્તકમાં કેટલાક સાધુ બ્રાહ્મણો વીગેરેના ઉપર આપના તરફથી ટીકા કરવામાં આવી છે તો શું આપને કોઇના ઉપર દ્વેશ ભાવ છે કે શું.

બુદ્ધિસેન—અરે બાપ સંત પુરૂષો તો કોઇના ઉપર દ્વેશ કરતા હશે જો તે એમ કરે તો ત સંતજ સેના કહેવાય તે વિષે ખુલાસો કહું તે સાંભળ કે જેથી તારા શંષ્યે દૂર થાય.

## સાખી.

આત્મસેન તો આત્મા, બુદ્ધિસેન તે બુદ્ધ.
પ્રાજ્ઞનાદેવી તે જીજ્ઞાશા, સમજી લેવું સુદ્ધ.
તમામ તેવાં પાત્રો છે, કલ્પના કેરા કોટ.
મૂરખ તો મુઆઇ મરે, જબરી લાગે ચોટ;
શાણા ને મજુ જનો, ધીર વિર ધીમંત.
કદી કલેશ કરતા નહી, સાચા હોય શ્રીમંત;
નથી વૈર કોઇની કને, સૌને લાગુ પાય.
જગત્ જનોને તારવા, કીધો આ ઉપાય;
ડાહ્યા દીલમાં નવ લહે, કદી નવ કરતા ક્રોધ.
ચાતક પેરે ચાહના, લેવા અમૃત બોધ;
ધન્ય જનુની એહની, સમજે સઘળો સાર.
ધિક્ક જનેતા તેહની, નહી સંમજે ગુમાર;
શંખે ના કરતો શિષ તું, આત્મસેન મમવિર.
ભલે ને લોક નિંદા કરે, ધારણ રાખજે ધીર;
ખોટાં લક્ષણ જેહનાં, તેને તો લાગે દુઃખ.
કહેશે મમ કવીતા કરી, મરડે પોતાનું મૂખ;
નિરભાગી નાદાન નર, તાણી લે શિર ભાર.
હાથેથી ઉઘાડા પડે, જુતિ તણા ખાનાર;
શાણા ને સમજુ જનો, સાંભળે સાચો બોધ.
કુલક્ષણા જે નર છે, તેપર કરતા ક્રોધ;
હરામી તમ સંગત થકી, હુંતો હલવો થાઉ.

આજથી તમને પરહરી, ગુણ ગોવિંદના ગાઉ;
ભલુ થાજો આ સંતનું, રાખે અમપર ભાવ.
પાપી જીવને તારવા, સારૂં બનાવ્યું નાવ;
બેસે આવી જે કને, ભાવ સહીત ત માંય.
ભવ સાગર જાય ઉતરી, કલેશ રહે નહી કાંય.

અ.ત્મસેન—હે ગુરૂદેવ એવી રીતે તે સંત લોકો બીજાઓના માટે તેવી અનહદ મહેનત શું કરવા કરતા હશે કાંઈ તેમાં તેમનો સ્વાર્થ હશે કે કેમ.

બુદ્ધિસેન—હે બાપ એમાં એમનો સ્વાર્થ તો કાંઇ હોતો નથી. પણ એતો એમનો સભાવજ એવો હોય છે કે જીવંત પર્યંત જગતના જીવોનું ભલું કરવું તે પોતાનું ખરૂ કૃત્ય સમજે છે જેમ સુખડનું ઝાડ તેનાપર કોવાડા મારનારને સારી વાસ આપે છે ને આંબાનુ વૃક્ષ તેનાપર ઇટો ફેંકનારને તેના મીઠાં ફળની પ્રાપ્તિ કરાવે છે તે વિન છાંયડો તથા ભારે કીંમતી ઇમારતી લાકડાં આપે છે તે જુદુ સમજવું. તેમ સંત પુરૂષો તો તેના કરતાં પણ અધિક એવું જે મોક્ષ ધામનું અવર્ણીયે સુખ તે પોતાની નિંદા કરનારને પણ તેના દોષ સામું નહી જોતો તેની પ્રાપ્તિ કરાવે છે ને એટલા માટે તેવાઓને સંત કહેવામાં આવે છે.

## સાખી.

ધન્ય ભૂમી ઓ દેશની, જ્યાં સંતનકો વાસ;
અસંત જ્યાં બસતા રહે, રહો દૂર કોસ પચાસ.

સંત ભૂષણ શરીરનું, પાપ કટાવણ હાર;
અસંત અવનિમાં ફરે, ઉલટો કરે તે ભાર
ધન્ય ભાગ્ય ભોમી તણું, આવી વસે જ્યાં સંત;
પાતક પળમાંહી હરે, તરી જાય સૌ જંત.
સંત સરોવર અમૃત તણું, પ્યાશ્યો આવે જંન કોય;
પાય પાણી તે પ્રેમનું, સેજે મુક્તિ તે હોય.
નવલે દામ બદામ તે, કરે પ્રમાર્થ કામ;
જગમાં ભલે તે જન્મીઆ, રાખ્યું જનનીનું નામ.
સંત સમાન પરમાર્થી, મળે નહી જગમાં કોય;
પળમાં પાપ છોડાવતા, ને મુવે તે મુક્તિ હોય.
શા શા ગુણ કહું સંતના, ગણતાં ના આવે પાર;
લેખણ તો લખી નવ શકે, શેષને મુખ છે હજાર.
કોઇથી વર્ણન થાય નહી, તો કવીતાનું શું જોર;
સરસ્વતિ તો છેટી રહી, તુટી ગયો બાંધો તોર.
કરોડ બ્રહ્મા કરે કલ્પના, શિવ વિષ્ણું રહો સાથ;
સદગુણ એકજ સંતના, આવે નહી કોઇના હાથ.

આત્મસેન—હે કૃપાળુ ગુરૂદેવ આ જગત્માં સર્વે મળી કેટલા જીવ હશે તે જણાવવા કૃપા કરશો.

બુદ્ધિસેન—સાંભળ જીવ એ કાંઇ વસ્તુ નથી કે તેની સંખ્યા કરવામાં આવે તે તો એક અગ્નિના દીવા માફક છે એટલે જેમ એક દીવાથી પ્રગટી બીજા તેવા અનેક દીવા કરવામાં આવે છે. તેના જેવું છે તેથી તુને સમજાણું હશે કે

કોડીયાં જુદાં પણ તે તમામના દીપકનો અગ્નિ તો એકજ હોય છે. ને તે પ્રમાણે જીવનું પણ સમજવું.

આત્મસેન—હે પ્રભુ મુને આપણી વાણીમાં અત્યંત મીઠાશ પડે છે. ને તેવી રીતે બીજાઓ પણ આપનાં પુસ્તકો ખરીદ કરી તેનો લ્હાવો લેશે ત્યારે કેટલાકો તો તેના સામુ નહી જોતાં ઉલટા બબડયા કરે છે તેનું શું કારણ.

બુદ્ધિસેન—હે બાપ તે ઉપર એક વાત કહું તે તું સાંભળ તેથી તેનો ખુલાસો તને આપો આપ સમજાશે. હાલમાં અમારા ગામમાં એક સોદાગર આવ્યો હતો તેની પાસે બહુ કીમતિ ઝવેરાત તે વેચવા માટે લાવેલો હતો ને જે તેના ઘરાકો ( ઝવેરીઓ ) હતા તે તો ગમે તેવી મોંઘી કીંમત છતાં પોતાને જોયતી વસ્તુ મળી આવવાથી મોડે માગા દામ આપી હોંશે હોંશે ખરીદ કરતા હતા ને રાજી રાજી થઇ જતા કે ઘણા દીવસની ચાહનાથી આજે ધારેલી વસ્તુ ઘેર બેઠે હાથ આવી છે પછી હેવો તે કીઓ મૂરખ હોય કે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે તે વખતે પોતાનું મોં ધોવા જાય. તેવી રીતે સમજી સૌ સૌને જોઇતા માલના સોદા ઝપાટાબંધ કરી લેતા હતા તેનું કારણ એકે વખત ઘણો થોડો રહ્યો હતો ને પછી રાત્રી પડી જાય તો જોઇતો માલ હાથ આવે નહી. તેવી એમને ભિતી હતી તેથી તે ઘણી ઉતાવળ કરતા હતા પણ બીજા મૂરખાઓ તો તે ઝવેરાતની કીંમત નહી સમજી શકવાથી તેને ચકચકતા પથ્થર સમજી હાથમાં પણ ઝાલતા

નહી ને ઉલટા મોં મચકોડી બબડયા કરતા હતા તેથી કાંઇ તેની કીંમત તો ઘટી જતી નહી પણ ઉલટું તે મૂરખાઓની મૂરખતા બીજા ચતુર પુરૂષો જાણી લેઇ હાસ કરતા હતા. તેમ આમાં પણ તારે તેની પેર સમજી લેવાનું છે ને તેવા નાદાન અણુસમજુ મનુષ્યોથી ડરવાનું નથી.

**સાખી.**

સંત સોદાગર જાણુવા, સદ વસ્તુ તે ઝવેરાત.
વહોરતે વાર કરવી નહી, માથે મરણુની ઘાત.
આવે જો વસ્તુ હાથમાં, તો જાય મરણુની બીક.
આળસુ થઇ બેસી રહે, તેનું જીવવું તે ધિક.

આત્મસેન—હે કૃપા સિંધુ આ સંસારમાં રહેનાર સંસારી પુરૂષોને ઘેર કોઇ અતિથી આવે તો તેનો સત્કાર કેવી રીતે કરવો જોઇએ તે કથા આપના દાસને સમજાવવી જોઇએ કારણ કે હું તેવો સંસારી પુરૂષ છું તેથી મને તેની ઘણી જરૂર છે.

---

## "હોલી અને પારધીની કથા."

બુદ્ધિસેન—બેટા તુને ધન્ય છે તે ઉપર તો તુને એક હોલી અને પારધીની કથા કહું તેથી તને તે ધર્મ આપો આપ સમજાઈ જશે સાંભળ પતિત પાવની તુંગભદ્ર નદી જે

જંગલમાં આવેલી છે ત્યાં આગળ એક દૂર્મિલા નામની હોલી તેના પતી સાથે એક વૃક્ષ ઉપર માળો બાંધી રહેતી હતી ને તે પક્ષી જાત હોવા છતાં અતિથીનો ધર્મ પુરેપુરો જાણુતી હતી ને તે એક દીવસે ચારો લેવા સારૂ જંગલમાં એકલી ગઈ હતી ને તેનો વ્હાલો પતી પોતાનો માળો શાચવવા તે વૃક્ષ ઉપર રહી આમ તેમ ફર્યા કરતો હતો હવે તે હોલી ચારો લેવા જે પરદેશમાં ગયેલી છે. ત્યાં આગલ કોઈ એક પારધિએ આવી પ્રથમથી જાલ નાખેલી હોવાથી તેમાં તે બિચારી પકડાઇ ગઇ ને પેલા દુષ્ટ પારધિએ તેને એક પાંજરામાં પુરી દેઇ રસ્તે પડયો તે પ્રસંગે રૂતુ ચોમાસાની હોવાથી આકાશ એકદમ ઘેરાઇ અંધકારમય થઇ આવ્યું ને જોશબંધ વરસાદ પણ વરસવા લાગ્યો તેથી ચોમેર પાણી પાણી થઇ ગયું ને તે સાથે પુષ્કળ વાયરો વાવાથી ટાહાડ પણ હેવી કકડાવી પડવા લાગી કે શરીરનું કોકડુ વળ્યા વિના રહે નહી. ને પારધિની પણ તે દશા થઇ ને પરાણે ફરતો ફરતો જ્યાં આગલ પેલી હોલીનો પતિ જે વૃક્ષ ઉપર તેની રાહ જોઇ ફર્યા કરે છે .ત્યાં આવી ઉભો રહ્યો ને પોતાને શરીરે થતી વેદનાના દુઃખે કરી રડવા લાગ્યો તે જાણી પાંજરામાં કબજે કરવામાં આવેલી પેલી સાધવી હોલી કેહેવા લાગી કે સ્વામિનાથ ( હે હોલા) હું તો આંહી કેદ થયેલી છું એટલે સરવે વાતે નિરૂપાય છું પણ આપ છુટા હોવા છતાં આપના ઘેર આવેલા આતથીનો

સત્કાર કેમ કરતા નથી શું તમો તે ધર્મને તજી બેઠયા કે શું તારે તે હોલો બોલ્યો કે તું કહે છે તે હું સર્વે સમજુ છું પણ જ્યારે તને તે કેદ કરી અહી આવેલો છે તેવા વહેરીને તેવો સત્કાર કેમ થાય. ત્યારે તે બોલી કે તેમ કરવું તે તો એનો ધંધો છે માટે આપણે તેના કૃત્ય સામું જોવાનું નથી એતો તેનુ કર્યુ તેને ભોગવવાનું છે. તેથી સત્વર અગ્નિ લાવી તેને તપાડો નહી તો જોત જોતામાં તે બીચારો મરી જસે હાવી રીતે તે સ્રીનાં વિવેકવાળાં વાકયો સાંભળી તે હોલો ઘાસ તથા અગ્નિ પોતાની ચાંચમાં ઘાલી લેઇ આવ્યો ને તેને સળગાવી પોતાને ઘેર આવનાર મેમાનને બહુ તપાડો તેથી તેના શરીરમાં ચેતના આવી તારે તે બોલ્યો કે મને ઘણી ભુખ લાગી છે તો કાંઈ ખાવાનું આણી આપો તો ઘણું સારૂ તે વખને જંગલમાં ભારી વરસાદના લીધે કાંઇ જવાય તેમ નહી હોવાથી પેલો હોલો સરમાઇને નિચી ડોક કરી ઉભો રહ્યો તારે પેલી હોલી કહેવા લાગી કે કેમ આમ અચકી ઉભા રહ્યા છો તમારો નાશવાન દેહ પછે શા ખપમાં આવશે કે આંગણે આવેલા અતિથીને સેવા કરતાં પાછા પડો છો તે વાકય સાંભળતાની સાથે તે હોલો એકદમ પેલા અગ્નિમાં પડયો તેની સાથે શેકાઇ ગયો ત્યારે પેલી હોલી બોલી કે હે અતિથી તમો મહારા સ્વામીના માંસનું ભક્ષણ કરો કે જેથી તમારી ક્ષુધા નિવૃત થાય કેમકે હું તેમની સ્રી છું ને તમારી મેમાન ગીરી કરવા માટે તેને તેમ કર્યું છે હાવું તે હોલીનું વચન

સાંભળી પેલો દુષ્ટ કર્મ કરનાર પારધી શરમાઇ ગયો ને તેને એકદમ દયા આવવાથી તે હોલીને છોડી મૂકી ઉભો તેવી તે અગ્નિમાં ઝીપલાઇ કે બન્ને સ્ત્રી પુરૂષ દેવસ્વરૂપે આવેલા વિમાનમાં બેઠયાં તે જોઇ પેલા પારધીને ઘણો પરીતાપ થવા લાગ્યો ને તેમને કરગરી કહેવા લાગ્યો કે હું તમારો ઘણો અપરાધિ શું તારે તે દંપતિ બોલ્યો કે ભાઇ તેતો ભાવીની વાત છે તેમાં તારો કાંઇ દોષ અમે ગણતાં નથી તો તું નકામો પરીતાપ શું કરવા કરે છે તેમ કહી તે દેવલોકમાં ચાલી ગયાં ને પેલો પારધિ પોતાના ઘેર આવી પોતાનો નિચ ધંધો છોડી દેઇ પેલી હોલીની માફક અતિથી ધરમ વિધા પ્રમાણે પાળવા લાગ્યો તેમાં તેને હેવી તો હદ વાળી નાંખી કે તેનું આયુષ્ય પુરૂ થયા પછી તે હોલીની પેઠે તે પણ તેના કુટુંબ સાથે દેવધામનો વાસી થયો.

"સાખી"

આવે અતિથી આંગણે, કરવું નહી મેલું મન.
ગજા પ્રમાણે આપવું, થોડુક માંહીથી અન.
ભુખ્યાને ભોજન દીઓ, નાગાને પટ કુલ.
સાહજ થાશે શ્રી હરી, જરા ન આવે ભુલ.

શ્રી રામ. શ્રી. શ્રી રામ.

## મારા વહાલા ને માનીત જ્ઞાનિ ગ્રાહકોને વિનંતિ.

મે. સાહેબો આ વખતે આપનાં મુબારક નામ હમેશના ધારા મુજબ પુસ્તકની અંદર દાખલ કરવામાં આવ્યાં નથી. તેથી કોઇ ભાઇએ અધિરા બનવું નહી તેના બદલા તરીકે તમોને સદરહુ પુસ્તકમાં ઉત્તમ જ્ઞાનના વાંચનનો બહુજ વધારો કરી આપવામાં આવ્યો છે, ને તે ઉપરાંત પુઠું પણ ઘણું સુશોભિતને ટકાઉ બનાવવામાં આવ્યું છે, તે આપ મુરબી ભાઇઓની ધ્યાનમાંજ હશે બાદ સ્થાનિક ભાઇઓને સદર પુસ્તક પોચાડવામાં આવે કે તેની કીંમતના "દશ આના" વગર ઉઘરાણીએ, અમોને પોચાડી આપવા મહેરબાની કરવી ને હમેશાના માટે મારાપર પ્રેમ ભરી જે લાગણી ધરાવો છો તે સદા કાયમ રાખવી ને તમારા પ્રમાણે મારો પ્રેમ પણ તેવો અચળ રહે ને બીજી નવિન ભેટો આપને અર્પણ કરૂં તેવું દયાળુ પ્રભુ પાસે સદા માગું છું ભુલચુક દરગુજર કરશો.

### "દોહરો."

આ જગત્ છે જુઠડો, જેવો સમા ખેલ;
બતી બુઝાઇ જશે, જબ ખુટેગો તેલ.
આળશ્ય મુકો આ ઘડી, તુસ્ત તૈયાર થાઓ;
પ્રમાર્થ પ્રિતે કરો, લ્યો લાખેણો લ્હાઓ.

**ભાવસાર જીવરામ બળદેવદાસ—કાપડવાળા.**

**મુ. ધીણોજ તા. ચાણસ્મા. ( ઉત્તર—ગુજરાત )**

આત્મસેન—હે કૃપાળુ ગુરૂદેવ આપના વખતો વખતના ઉપદેશમાં પ્રમાર્થ કરવાની સખ્ત ભલામણ કરવામાં આવે છે પણ જેની પાસે પોતાનું ગુજરાન કરવા જેટલું પણ પુરૂ ધન્ય ન હોય ને બહુ ગરીબ હાલતમાં આવી ગયેલો હોય તેવા માણસે કેમ કરવું શું તેમ કર્યા વિના ચાલે તેમ નથી કે પ્રભુ કંઈ રીસાઈ જાય છે.

બુદ્ધિસેન—હા ભાઇ એમજ છે, કારણ કે તેમ કરવું તે તેને ઘણું વહાલું છે પણ તે વાતમાં એમ છે કે જેની પાસે જેવું ધન્ય હોય તેને તેવો પ્રમાર્થ કરવો જોઇએ તેવો તેનો ખાસ ધારો છે પણ આપણે તેમ કરતા નથી. ને તેના હુકમનો અનાદર કરીએ છીએ માટે દરેક વખતે તે ફરી ફરીને કહેવામાં આવે છે.

આત્મસેન—વળી તેવું બીજું ધન્ય કીયું છે કે માણસ તે વાપરતાં અચકાય છે ને તેની હીમત ચાલી શક્તિ નથી.

બુદ્ધિસેન—પુત્ર સાંભળ તે દયાળુ પ્રભુએ સર્વને બે આંખયો આપી છે તે વડે તેના સ્વરૂપનું અવલોકન કરવું જોઇએ તેમ નહી કરતાં પરસ્રીપર કુદ્રષ્ટિ કર્યા કરે છે વળી તેના તરફથી પાણીની પુષ્કળ બક્ષીશ મળવા છતાં હાથે કરી કોઇને લોટો પાણી પાતો નથી ને ચોરીનાં કામો કરવામાં હરઘડી મચ્યા રહે છે ને પગ પણ સારા કામમાં પાછા ને નઠારામાં ઉતાવળા ચાલે છે ને જીભ્યાએ કરી જે હરીગુણ ગાવા જોઇએ તે મુખ્ય કામ પડતું મુકી લવરીને પારકી નિંદા કરવામાં બહુ

સુરી થૈ જાય છે ને કાન વીગેરે તેવાં તમામ આડે રસ્તે ચાલનારાં થૈ બેઠાં છે ત્યાંથી પાછા વળીને સિધે રસ્તે ચાલવું તેનું નામ તારે પ્રમાર્થ શમજવું જ્યાં સુદ્ધિ તેમ કરવામાં ન આવે ત્યાં સુધી બીજુ જે કંઈ કરવામાં આવે તે તમામ ભાર રૂપ સમજવું ને મોક્ષની આસ્યા સમજવી નહી ને એટલાજ માટે તેની હરઘડીએ ભલામણ કરવામાં આવે છે ને ખરૂ સમજ્યો તેને તો એ કે એ બેમાનું કંઈ પણ કરવાની જરૂર નથી ને તેનું તેને ભાન પણ હોતુ નથી શાથી કે તે નિરવીકારી હોય છે. (સુદ્ધ સ્વરૂપ છે.)

આત્મસેન—હે પ્રભુ આપે કહ્યું તેવું ઇંદ્રીઓ રૂપી જે ધન્ય તે જગત્ નિયંતા ઈશ્વરે સર્વે પ્રાણીને આપેલું છે છતાં કેટલાક મનુષ્યો છતી જીભ્યાએ વાણીનો ઉચાર કરી શકતા નથી ને મુંગા રહેલ હોય છે ને કેટલાકો હાથ પગ અટકી ગયેલા હોવાથી કંઇ કામ કરી શકતા નથી તેવા જોવામાં આવે છે વળી કેટલાકો આંખે આંધળા હોય છે તેથી કાંઇ જોઈ શકતા નથી તો કેટલાકો કાને નહી સાંભળતાં બહેરા હોય છે ને કેટલાકો પુરસ્થ રહીત થૈ ગયેલા હોય છે ને કવચિતને તો સમુળગો શીશ્ન ઇંદ્રિનો વધ કરવામાં આવેલ હોય છે તેથી તે વંઢળ કહેવાય છે તેથી તે દૂનિયાંનો લ્હાવો કંઇ પણ લેઈ શકતા નથી તેનું શું કારણ તે કહેવા કૃપા કરશો કે મારા મનમાં ઉઠેલો સંશય દૂર થાય.

બુદ્ધિસેન—બેટા સાંભળ તેનં કારણ તેના પોતાના પૂર્વ

જન્મના કરેલા ગુન્હાનું ફળ તેને માલેક તરફથી આપવામાં આવેલું હોય છે જેમકે જે જે ઇંદ્રિએ જે જે ગુન્હો કરેલો હોય છે તેના પ્રમાણમાં તેને તેવી શીક્ષા ગુપ્ત રીતે ઇશ્વર તરફથી કરવામાં આવેલી હોય છે એમ સમજવું ને ફરીથી તેવા ગુન્હા ના બને તેની સમપૂર્ણ કાળજી રાખવી તે શુચમ પુરૂષનું કૃત્ય સમજવું.

આત્મસેન—તેવી રીતે ઇશ્વર શીક્ષા કરનાર છે તેવું જાણવા છતાં લોકો કેમ ભુલ ખાય છે.

બુદ્ધિસેન—પૂત્ર એનું નામજ તારે અજ્ઞાન અથવા ભુલભુલામણી સમજવી ને તેમાં આખો સંસાર સપડાયો છે ને મોટા મોટા સામરથોએ ગોથાં ખાધાં છે ને તેમાંથી છુટવા માટે સંત પુરૂષો તરફથી શાસ્ત્રો બનાવવામાં આવ્યાં છે તો તેનું રૂડી રીતે સેવન કરવું કે જેથી તમામ હરકતો દૂર થાય તે વિના બીજુ તમામ ફોગટ ને નકામું સમજવું.

## સોરઠો.

વહાલાં શ્રી હરીનાં નામ, બુમ પાડી ન બોલીએ;
થાય સદગુરૂનો સંગ, ત્યાં ખાતે પડદો ખોલીએ.
જાય ભવનો તે રોગ, મટે તે તનની વ્યાધી;
કરી જોઓ બહુ તપાસ, સાધના સર્વે સાધી.
પ્રભુ નામ સમ તુલ્ય, બીજો એક ન મળે જોટો;
વિશ્વનો નથી હીસાબ, તેવો તે સાથી મોટો.

આત્મસેન—હે પિતાજી આ જગત્‌ની લીલા કોઇ અલૌકિક મ્હારા જોવામાં આવે છે તો તે કેવી છે ને તેનો બનાવનાર કોણ છે તે કહેવા કૃપા કરશો.

બુદ્ધિસેન—બેટા તેનું પુરૂં વર્ણન કરવા બેસીએ તો આખો જનમારો એમને એમ ચાલી જાય પણ તેનો અત્યંતો કોઇથી પણ આવે તેમ નથી પણ તેનું થોડુ દીગદર્શન તુંને કરાવું તે તું સાંભળ તે ઉપરથી તને તેની તમામ હકીકત સમજાશે.

જગતપુરની સોભા તે હું શી કહું જો;
વર્ણુન કરતાં હારે કવીની વાણુજો.
મેના પોપટ કીધા પૂર્ણુ પ્રેમથી જો;
કીધા કુરકટ જગત્‌ને કરના જાણુજો. જગત૦ ૧

મિઠા સ્વરની બનાવી કાળી કોયલી જો;
સુદીર રૂડો મધુરો બનાવ્યો મોર જો.
હંશ પક્ષી વ્હાલાં લાગે સૌને અતિ જો;
ચતુર જનોના ચિતડા કેરાં ચોર જો. જગત૦ ૨

ચંદ્રમા કીધો અજવાળા કારણુ જો;
પ્રકાશ માટે સારો બનાવ્યો સુર જો.
ચાંદરણી કીધીરે ચિતને વેધવા જો;
વિજલડી તો થયા કરે ભરપુર જો. જગત૦ ૩

પૃથ્વિને ઠેરાવી પાણી ઉપરે જો;
વગર થંભે તો રાખ્યું છે આકાશ જો.

મનહર તો કીધા છે મોટા ડુંગરા જો;
નદી સરોવર કહેતાં ન આવે પાર જો. જગત૦ ૪
સાગર કીધા છે સૌથી મોટા ઘણા જો;
એની અંદર અનેક જીવ સમાય જો.
બગીચા બનાવ્યા સુધા મૂલના જો;
વનસ્પતિ બનાવી ભાર અઢાર જો. જગત૦ ૫
વગર મુલે વાય છે સઘળે વાયરો જો;
અગ્નિદેવ તો પકવી આપે અન્ન જો.
તે વિના તો અનેક કામ બીજા કર્યાં જો;
બલિહારી જાઉ કર્તા તુજને ધન્ય જો. જગત૦ ૬
માણેક ને મોતી વહાલે મોંઘા કર્યા જો;
સૌથી સુઘાં કીધા છે તે ધાન જો.
શ્વાસ વિના તો પળ એક ચાલે નહિ જો;
તેની તો વળી બેસે નહિ બદામ જો. જગત૦ ૭
મેવા તો બનાવ્યા માણસ કારણે જો;
ખાંતીલા જન હોંસે હોંસે ખાય જો.
નિર્મળ પાણીના ઝરા, નીપજાવીઆ જો;
શોખીન નર આવીને નિત્ય ન્હાય જો. જગત૦ ૮
બનાવ્યા ઘોડાને હલમલ હાથીઆ જો;
કુરંગ જનાવર દેતાં દડબડ દોટ જો.
ઉંટ બનાવ્યાં છે તે ભાર ઉપાડવા જો;
જેની હોય છે લાંબી લાંબી કોટ જો. જગત૦ ૯

કીધાં છે વૃક્ષો ને રૂડી વેલીઓ જો;
વિશ્રામ લેવા રૂડી બનાવી રાત જો.
તેથી સૌના શરીરે શાતિ થતી જો;
એટલે તુરત થઇ જાતુ પરભાત જો. જગત૦ ૧૦
બનાવ્યાં નરમાદા કેરાં જોડલાં જો;
તેથી ચાલે જગત તણો વ્યવહારજો.
અનાદિનો કર્મજ એવો બાંધીઓ જો;
વારા ફરતી ચાલી આવે લ્હાર જો. જગત૦ ૧૧
ચોરાશી લખ યોનિ દીધી ચીતરીજો;
ભર્યા છે માંહી વિધ વિધ જાતી રંગજો.
સ્રીને તો યોનિનો આકાર છે જો;
પુરૂષને તો પ્રગટ કીધું લીંગ જો. જગત૦ ૧૨
મનુષ્ય તાણું દુઃખ જાણી દવાઓ કરી જો;
પૃથ્વિમાં કાંઈ ભરી મુકયા ભંડાર જો.
તાંબા પીતળ રૂપાને સોનાં ઘણાં જો;
અનેક ધાતુ ગણુતા ન આવે પાર જો. જગત૦ ૧૩
મોંઘારે બનાવ્યાં હરીએ મોતીઆં જો;
વળી બનાવ્યાં નીલમ ને પોખ રાજ જો.
હોશી જંનના માટે તો હીરલા કર્યા જો;
જળ પ્રવાસે જાવા બનાવ્યાં ઝાઝ જો. જગત૦ ૧૪
ઝરમર વરસે આકાશેથી મિઠો મેઉલોજો;
જે આવ્યાથી સૌના મન હરખાય જો.

બળી જાય જવાસો બિચારો બાપડો જો;
દુષ્ટ જનોનો સભાવ તેમ પરખાય જો. જગત૦ ૧૫
લાગે તાપ તો નાંખે છે પ્રભુ વાયરોજો;
જંન સુખ થાવા શિતળ કીધી છાંય જો.
કેશવની કરૂણા કહીએ ભાઈ કેટલી જો;
મનુષ્ય માટે કસર નાં રાખી કાંય જો. જગત૦ ૧૬
તેવા અધમ ઉધારણ પ્રભુને નવ ઓળખેજો;
મુવા પાછળ ખાસે જમનો માર જો.
ચેતાવુ ચેતિલ્યો સરવે પ્રાણીઆ જો;
આવ્યો અવસર ઉતરી જાઓ ભવપારજો. જગત૦ ૧૭
બનાવનાર બીજો નથી આ સૃષ્ટિમાં જો;
સાણા જનને સાન થકી સમજાય જો.
કહો કુદરત કે ઇશ્વર કહેજો એહને જો;
જીવાને તો જુદુ કાંઇ નવ જણાય જો. જગત૦ ૧૮
અરસપરસ સમજાવા સારૂ વિદ્યા કરીજો;
બાવન અક્ષરથી રહે નહી કાંઈ બહારજો.
તેપનમો તે સરવે થકી છે એકલો જો;
તેને ઓળખી લે તે સૌનો સરદાર જો. જગત૦ ૧૯
નથી રૂપે અરૂપ પણ કહેવાય નહી જો.
અટપટી આંટી મથે ના આવે પારજો;
મળે સદગુરૂ સાચા તો તેને સેજ છે જો.
નિમેષ માત્ર લાગે નહી કાંઇ વારજો. જગત૦ ૨૦

## સાખી.

શ્રી કહું લીલા જગતની, કહેતાં ના આવે પાર;
ભુલવણીમાં જે પડયા, તે નવ નિસરે બહાર.
થયો મેલાપ ગુરૂ તણો, તેનું થઈ ગયું કામ;
વાસ્ના દોરી બળી ગઇ, મળ્યું તે વૈકુંઠ ધામ.

આત્મસેન—હે ઇશ્વર આપ આગળ કહી ગયા છો કે સાધારણ મનુષ્યે ગરીબોને થોડું અંન આપવાથી તેનું બહુ મોટું પૂન્ય થાય છે તારે કેટલાક શ્રીમંત લોકો તેમના જેવા ગ્રહસ્થની લોકોને સોનાં રૂપાં વિગેરે ધર્મના નામે કહી મોટાં દાન આપે છે તો તેમને કેવું મોટું પૂન્ય થાતુ હશે તે કહેવા કૃપા કરસો.

બુદ્ધિસેન—સાંભળ ભાઇ તેવા શ્રીમંત લોકો જે પૈસા પરમાર્થના નામે વાપરે છે તેથી એમને પુન્ય થાય છે તેવું સમજી વાપરતા નથી પણ પોતાની બડાઈ વધારવાની ખાતર તેમ કરવામાં આવે છે કાંકે ગરીબ લોકોને આપવાથી તે બીચારા તેમ કરી શકે નહી ને પૈસા વાળાઓને આપવામાં આવ્યું હોય તો ગામો ગામ ફરી તેના નામની મોટી મોટી પ્રિફાસો મારે તેવું સમજી તેવાં રાજશ્રી દાન કરવામાં આવે છે વળી તે લેનાર લોકો પણ શ્રીમંત હોવાથી ગમે તેટલું ધન આપ્યા છતાં જરા સંતોષ પામતા નથી માટે તેવાં દાન નિષ્ફલ સમજવાં. ખરૂ દાનતો એજ કે જેની પાસે કાંઇ પણ સાધન ન હોય તેવા લાચાર ગરીબોને થોડું પણ આપવાથી

હજાર ઘણું ફલ મળે છે. શાથી કે તે બિચારા એટલાથી પણ ઘણા સંતોષ પામી ખરા જીગરથી આશિષ દે છે માટે દાન કરનાર દાનેશ્વરી ભાઇઓએ વિચાર કરી દાન કરશો ને મોટાઇ માટે કરનારને પણ હું આડે આવતો નથી હે શિષ્ય એ પ્રમાણે તારે પણ સમજવાનું છે.

## સાખી.

કરો પુન્ય પ્રમાર્થી, આપો ગરીબના હાથ;
અંતરની આશિષ દે, થાય પ્રસન્ન જગન્નાથ.
ધરાયાને જે આપવું, નાંખી દો ધુલ માંહ;
બન્ને બરોબર જાણવું, કામ નહી આવે કાંય.

આત્મસેન—પ્રભુ આ જગત્‌માં કેટલાક વૈદ ડાકટર લોકો એમ કહે છે કે માણુસ માત્ર હવા બગડવાથી ને ગંદકીવાળી જગ્યામાં રહેવાથી મરી જાય છે માટે ત્યાંથી નાસી ખુલ્લી ભેજ વગરની જગ્યામાં જઇ રહેવામાં આવે તો તેનું મોત નિપજતું અટકી જાય છે. તે વાત જુઠી કે સાચી માનવી.

બુદ્ધિસેન—હે બાપ તે વાત કેટલાક અંશે સાચી છે ખરી પણ તેથી કાંઇ મૃત્યુ રોકી શકાતુ નથી જો મનુષ્ય અગર બીજા પ્રાણી ગંદકીથી મરતાં હોય તો જે વખતે તે માતાના ઉદરમાં હોય છે ત્યાં તેવી ગંદકીનો ક્યાં ટોટો હોય છે ને ભોડાંમણુમાં પણ શું બાકી રહે છે. કે તે બચી શકે છે પણ તે વખતે રક્ષણ કરનાર જગત્ નિયંતા ઇશ્વરજ શાહ થાય છે વળી નાશીને તેના રાજ્ય બહાર ક્યાં જઇએ એમ છે કેમકે

ઉપર આકાશ ને નીચે પૃથ્વિ તે બે પડ વચ્ચે રહેવાનું તેના આયુષ્યનો કેમ ભરૂંશો રાખી શકાય જો નાશી જવાથી ને ખુલ્લી હવામાં જઇ વસવાથી બચી શકાતું હોય તો ઘણા શ્રીમંત લોકો ગામ બહાર જંગલમાં જઇ બંગલા તથા બાગ બનાવી ને ત્યાંજ રહે છે પરંતુ તેમાં પણ કોઈ બસો ચારસો વરસ જેને થયેલાં હોય તેવો કોઇ વૃધ મનુષ જોવામાં આવતો નથી તેથી તે સિદ્ધ થાય છે કે મરવું જીવવું તે એક ઇશ્વરના હાથમાં છે બાકી ગંદકીવાળી જગ્યામાં પડી રહેવું ને નઠારી વાસ મોંમાં લેવી ને ગુંગલાયા કરવું તે અમને પણ યોગ્ય લાગતું નથી ને વૈદ ડોકટરના કહેવા પ્રમાણે જો સાચું પડતું હોય તો તે લોકો પણ મરતા નહી કેમકે તેવાઓ તો સ્વસ્તાના તમામ નિયમો અવશ્ય પાળતા હોવા જોઇએ હે આત્મસેન આ તારા પ્રશ્નનો ખુલાસો સમજવો.

## દોહરો.

નાસીને જાતા રહો, કદી ન મુકે મોત;<br>
કાળ અચાનક આવશે,જાસે ગોફણ ગોળા સોત.<br>
નાસીને જાતા રહો, પેસો સાત પાતાળ;<br>
શ્રીહરીના સરણા વિના, કોઇ ના ચુકાવે કાળ.

આત્મસેન—હે દયાળુ ગુરૂદેવ "શ્રીકૃષ્ણચંદ્ર." જે પ્રમાત્મા તં આ દુનિયામાં ઇશ્વરના નામથી સર્વત્ર ઓળખાય છે

છતાં મેં આપણા આચારીઓ તથા બ્રાહ્મણો પાસે ઘણા ઠેકાણે કથા પ્રસંગોમાં જ્યાંને ત્યાં સાંભળ્યું છે કે તે "શ્રીકૃષ્ણ એતો" એક વખતે શ્રીયુમનાજીના અગાધ નિરમાં પડી નગ્ન સ્વરૂપે ન્હાતી ગોપ બાળાઓનાં વસ્ત્ર હરી લેઇને કદમના વૃક્ષપર ચઠી ગયા હતા તે વાત જાણી ગોપીકાઓ બહુજ લજીત થૈ સરમાઇ ગઇ ને વસ્ત્રો માટે કરગરી કહેવા લાગી કે હે શ્રી કૃષ્ણ તમે અમારાં વસ્ત્રો આપો તારે તેમના તરફથી એમ કહેવામાં આવ્યું કે તમારે જો તેની પુરી ગરજ હોય તો જલમાંથી નગ્ન સ્વરૂપે બહાર નિસરી મારી સનમુખ ચાલી આવો તોજ તમોને તે આપવામાં આવશે જો આ વાત સાચી હોય તો તેના જેવો આ દૂનિયામાં નિંઘ પુરૂષ બીજો કોઇ નહી સમજવો છતાં તેને તો આ જગતના તમામ લોકો મોટા માનની લાગણીથી કેમ જુવે છે. એ વાતનો મને બહુજ શંષે થયા કરે છે કારણ તે મહા પ્રભુનો હું અન્નિત ભક્ત છું તો તેનો ખુલાસો કરવા કૃપા કરશો કે જેથી મારા મનનો શંષે દૂર થાય.

---

## શ્રીકૃષ્ણ વિષે ખરો ખુલાસો, દંભિકોને ડામ.

બુદ્ધિસેન—હે વ્હાલા પૂત્ર તુંને ધન્ય છે હવે તેનો ખુલાસો કહું તે તું સાંભળ તે વાતને તારે તદન જુઠીને પાયા

વગરની સમજવી કારણ કે જે પ્રભુએ કૌરવ સભામાં દ્રુપદિની લજ્યા રાખવા માટે પોતાની વહાલી રાણી રૂક્ષમણીને એકાએક તરછોડી મુકી એકદમ શ્વાસભેર ધશી આવી અનેક ચિર પુર્યાં હતાં ને દુશાસન જેવા બળવાન અર્ધમીને જોતજોતામાં હરાવી નાખ્યો હતો તેવાતે બીજાઓની લજ્યાઓનું રક્ષણ કરનાર ધર્મ ધુરંધર વીર પુરૂષ હતા એમ કહેવાય છે. તો શું તેમને પોતાની ઇજત વધારવા સારૂ તે ગોપીકાઓનાં વસ્ત્રોનું હરણ કર્યું હશે. બીજી રીતે તે આ જગતનો સરજનહાર કહેવાય છે તેથી તે સૌનો પીતા થયો ને તેમાં તે ગોપ બાળાઓ પણ આવી ગઇ તો પીત થૈને પૂત્રીની લાજ લેવા તતપર થાય તેવું તે કોઇની પાસે સાંભળ્યું છે તે વાત બુદ્ધિએ વિચાર કરતાં સાચી હોય એમ તને મનાય છે એટલીએ એ ઇશ્વર હોવા છતાં એમનામાં સમજણ નહી હોય કે. આ કામ નિંદ્ય છે ને તેવું કરે તો પછી તે ઇશ્વર શેનો કહેવાય. એ શું લુચ્ચા લોકોએ શાસ્ત્રો અંદર ગપોડા ગોઠવેલાં નથી તેવું સમજાય છે, શું તારામાં ન્યાય કરવાની તિવ્ર બુદ્ધિ તેને તને આપી નથી કારણ કે આપણે એક સાધારણ માણસ છીએ તોહે આપણી લાજ વધારવા સારૂ કેટલી બધી જીવતોડ મહેનત કરીએ છીએ ને પોતાની લાજ સાચવીએ છીએ તારે શું તે મોટો શાર્મથ હોવા છતાં તેમને પોતાની લાજ આપણી પેઠે નહી વહાલી હોય શું તે કંઇ મૂરખ કે લંપટ હતો તેમનું એમ કહેવું છે તેમ કરે તો પછી લોકો જે તેમને ધર્મસ્થાપક

ઈશ્વર કહે છે તેનું કારણ શું અધર્મનો નાસ કરવા સારૂ તો એમનો જન્મ લેવામાં આવેલો છે તેવું તો તે કથા કહેનારાઓ પંડેજ કબુલ કરે છે તો આના જેવો સરસ ને સધર બીજો કોનો પુરાવો લેવાની જરૂર છે. છતાં તેના તે લોકો તેના માથે પાછળથી આરોપ મુકી પવિત્ર કથાઓમાં તેની નિંદાઓ કરે છે તે શું એને વહાલા લાગતા હશે એમ તારૂ માનવું છે. નાના નહીજ. જે છોકરો પોતાના માવિત્રોમાં કંઇ પણ કલંક નહી હોવા છતાં જ્યાંને ત્યાં લોકોને કહેતો ફરે કે તે તો બહુ વ્યભિચારી ને છીનાળવા છે તો તેથી તે તેનાપર પ્રશ્ન થાય ખરાં કે તેવું કહેનારાઓને તો તારે ખાસ કામદેવના ઉપાસકને લોકોની સ્ત્રિઓની ખુણે રહી છુપી રીતે લાજ લુટનારા ચોરટાઓ સમજવા માટે તેનો સંગ કરવો નહી તેમનેજ ધર્મના ઓઠે રહી ભોળાં ને વિશ્વાસ પાડી સત્યાનાસ વાળ્યું છે ને અંધારામાં અથડાવ્યાં છે. માટે તેવાઓને જે ફીટકાર આપીએ તે તદન થોડો છે. વળી હે બાપ આત્મસેન તે દુષ્ટ લોકો એકલા ક્રશ્નની નિંદા કરવાથી એ જાણે ન ધરાયા હોય તેવું સમજી ઉમાપતિ જે સંકર તે સાથે બ્રહ્માનો પણ ભેગો ભાંગડો વાટી દેવામાં કાંઈ કચાશ રાખી નતી પણ તે વાત હાલમાં કહેવામાં આવશે નહી કોઈ બીજા પ્રસંગે અમારા પૂસ્તકમાં કહીશું. પણ તે પ્રસંગ ના આવે ને તે લોકો તેવી નિંદાઓ કરવી મુકી દે એ અમારી નમ્ર પ્રાર્થના છે તેમાં તેમનું પણ શ્રે સમાયેલું છે માટે તેમના ભલાની ખાતર પણ તે વાત પડી મુકાવજો. જો તેમને

સાચા દીલથી તેને ભજવો હશે તો બીજા અનેક રસ્તા ઉઘાડા પડયા છે.

આત્મસેન—હે કૃપાનિધી શું ઇશ્વરનો મહીમા ગઇ સંભળાવવા માટે બીજું ઉત્તમ કંઇ સાધન નહી હોય કે જ્યાંને ત્યાં કાંન ગોપીના રાસડા ગાઇ બતાવી બીજાપર ધર્મીઓ પાસે પણ આપણા પવિત્ર ધર્મનાં વગોણાં કરાવે છે શું આપણે તેવા તદન ન લાયેકછીએ કે આપણા હાથે આપણ પગ કાપીએછીએ.

બુદ્ધિસેન—ભાઇ તેવી સાચી કથાઓનો કંઇ આ દૂનિયામાં ટોટો નથી તેનો તો મોટા પુરૂષો ભારે વારસો મુકી ગયા છે પણ આજના ઢોંગી બગ ભક્તા, તેવી કથાઓ વાંચી સંભળાવે તો તેની અંદર તો તમામ સદાચાર ને પવિત્રતાના નિમો પાળવાની વાતો આવતી હોવાથી તે જાહેર રીતે કહેવી પડ ને સાંભળનાર સેવકીઓ તેવી સદાચર્ણી થૈ જાય ને પોતે વ્યભિચારી હોય તેથી તેમની દૂષ્ટ વાસ્નાઓની તૃપ્તિ પછી કયાં જઇ પુરી કરે ને હાવી વગર પૈસાની ભાડુઆત ગાડીઓ બીજે કયાં મળવાની હતી. તે મહારાજ મોજ માણે તે માટે તેવી સત્ય વાર્તાઓને છેક અંધારામાં છુપાવી રાખવામાં આવે છે અગર તેને તે જાણતા પણ નથી ને ભગવાનની લીલાના બ્હાંને પોતે લીલાઓ કર્યા કરે છે તેવું પોલ ચાલતું હોવા છતાં હજુએ આપણા ભોળા દેશ બંધુઓની આંખોએ પડળ વળી ગયેલાં હોવાથી બીલકુલ ઉઘડતી નથી ને વગર તપાસે તેમના કબજામાં સોંપી દેવામાં આવે

છે તેવા તેમને તે ધુતારા લોકોએ આંધળા ભિત બનાવી દીધા છે. ( પાટા તાણી બાંધ્યા છે ) તેથી તે જાણુતા હોવા છતાં તેમના અવગુણ સાસુ જરાએ જોઇ શકતા નથી ને હાવાં બુહાં ભોપાળાં બહાર પાડનાર ખરા ભકતોને તે ચોરટાઓ પોતાનો દાવ પુરો કરવા સારૂ પોતે નાસતિક હોવા છતાં તેમને નાસતિક કહી મૂરખમાં ગણી હસી કહાડે છે ને તેના આંધળા સેવકો પણુ તેનો ગુપ્ત મર્મ નહી સમજતાં હાજીનો રહસ્ય આભણુ છે ને ખરૂ કહેનાર પર બબડયા કરે છે ને વળી આગળના વખતમાં ઘણા ભકતોને ઇશ્વરનાં દર્શનનો સાક્ષાતકાર થાતો હતો તેવું આપણા શાસ્ત્રોમાં કહેવામાં આવ્યું છે તે વાત સોલે સોલ આના સાચી સમજવી ને જરાએ જુઠી સમજવી નહી ને હવે તેમ થાતું નથી. તેનું કારણુ એજ કે તેમાં તે દુષ્ટોજ અંત્રાય રૂપ સમજવા તેમણેજ તેમનો સ્વાર્થ સાધવા સારૂ આપણી તથા આપણા પવિત્ર શાસ્ત્રોની મરીઆદા તોડી સીનભિન કરી ખરાબી કરી નાંખી છે માટે સાવધ થૈ તેવી બુદ્ધિને ભ્રષ્ટ કરાવનારી અપવિત્ર કથાઓ તેવા નાદાનો પાસેથી સાંભળવી નહી. અગર તેના સહવાસમાં જાવું નહી કારણુ કે તેથી કંઈ ઇશ્વર પ્રસન્ન થાતો નથી ઉલટો તે તો ખીજવાય છે એમ માનો ને સત્યને સોધો ( એટલે સાચા ગુરૂના શરણે જાઓ. ) તારેજ આપણી તમામ વાતે ઉન્નતિ થાશે નહી તો એક બાજુએ તેની નિંદા કરવી ને બીજી બાજુએ ફળની

આશ્યા રાખવી તે કો કાળે બનવા નથી કોઇએ ખાદના વેપારમાં નફો તારવી કહાડયો હોય એમ સાંભળ્યું છે ને કાંઇ રાતને દીવસ બેએકે વખતે ભેળાં નજરે જોવામાં આવ્યાં છે ને શું તે તેને સાચા ભક્ત તરીકે માનતો હશે તે સેક ભોળો છે કે તે તેમનાથી છેત્રાશે તેવું તારૂં ધારવું છે જેનામાં તારા જેવાં (જેમાં તું વસો છે તેવાં) અગણીત બ્રહ્માંડો એક પળ વારમાં ઉત્પન્ન કરવાની તથા સંહરવાની મોટી અગાધ શક્તિ સમાએલી છે તે કંઇ કાચો હશે કે તેમની તેવી ડાળ ઘાળુ જુઠી ભકિતને તે નહી ઓળખતો હોય તે તેમ નાથી ભોળવાય છે ના ના એમ નહીંજ બનવાનું તેવા ખોટા ઢોંગ કરાવાથી તો ઉલટા તેઓ વધારે પાપી થાય છે. માટે હવેથી એમ ના થાય તેમ કરવું એ મારી ખાસ ભલામણ છે તે ભુલવી નહી.

(દોહરો.)

ભોળા જંન ભ્રષ્ટ કર્યા, ધુતે નાખ્યા ધોઇ;
ધોળે દીવસે લુંટતા, પદ્ધો ન પકડે કોઇ.
શિષ તું સમજો હશે, દૂષ્ટો કેરા દાવ;
અધર્મીને એ સાંભળી, તતડી આવશે તાય.
શ્રીકૃષ્ણ સમ નિરમળો, ન મળે બીજો કોય;
તેવાની નિંદા કરે, તો મુક્તિ કાંસે હોય.

આત્મસેન—હે ગુરૂદેવ આ દૂનિયામાં ઘણા મનુષ્યો બીજાઓની ભુલો શોધતા નજરે જોવામાં આવે છે તો શું તેમ-

મનામાં તેવી કંઇ નઠારી ભુલો નહી હોય કે કેમકે તે બીજા ઓની ખોડયો જોતા ફરતા હશે તે કહેવા કૃપા કરશો કે મહારા મનમાં ઉઠેલો શંષે નિવૃત થાય.

બુદ્ધિસેન—હે શિષ તું સાંભળ આ જગતમાં હેવો કોઇ પણ માણસ નહી હોય કે તેનામાં કોઇ પણ જાતનું એક પણ દૂષણ જોવામાં ન આવે મોટા મોટા દેવોના શીર પણ અનેક કલંક લાગ્યાના દાખલાઓ આપણા પવિત્ર શાસ્ત્રોમાં મોજુદ છે તેથી સીદ્ધ થાય છે કે એક પ્રમાત્મા સીવાએ કોઇએ નિશ કલંક નથી તો અલ્પ હેવો જે મનુષ્ય પ્રાણી તે તો બીચારો શા હીસાબમાં સમજવો કારણ કે પ્રભુની માયા ઘણી દૂસતર (નહી તરાય તેવી અજીત છે) તેથી તેના ફંદામાં કોઇ વીરલાજ ફસાયા વિના રહી શકે તેમ છે છતાં જેમ પોતાના બેડા (વાંસા) ને જેમ પોતે પોતાની મેળે જોઇ શકતો નથી તેવીજ રીતે પોતાની થતી ભુલો પોતાના જોવામાં આવતી નથી તેથી તે બીજાઓની ભુલો શોધવા બહાર કુદી પડે છે ને જે પોતાની ભુલોને જુવે છે તે તેવા દોષથી મુક્ત (મોટો) છે એમ નક્કી સમજવું ને તારે પણ તેવા થાવાનું છે આ વાત વીસારતો નહી એમાંજ તારૂ કલ્યાણ સમાયેલું છે એમ સમજવું.

### દોહરો.

સૌના વાંક અકેક છે, ઉંટ તણા અડાર;<br>
બીજાની ખોડ કહાડ તું, એથી ઉપાડે ભાર.

દોષ કોઇના ના જુવો, કરો મનમાં વીચાર;
તારા તું તજી નવ શકે, તો બીજાના શા ભાર.
સૌ માયા વશ માનવી, છે ભુલવણી ખેલ;
કહે હું એ જીતિ શકયો, એ કેમ મળશે મેલ.
અભિમાન હેવો કરે, જાણવો તે જુઠો જંન;
સાચે સાચું બોલ્યા થકી, પ્રભુ કરે પાવંન.

આત્મસેન—હે કૃપાળુ ગુરૂદેવ આપના તરફથી પ્રસંગોપાતને વખતો વખત કહેવામાં આવ્યું છે કે આ દુનિયાનાં તમામ વહેવારો સ્વપ્નાની પેરે જુઠાને નાશવંત છે તારે ઇશ્વરને જાણવો ને તેનું ભજન કરવું તે શું તેના જેવું નહી કહેવાય એ પ્રમાણે તો તે પણ તેવુંજ હોવું જોઇએ.

બુદ્ધિસેન—હા ભાઇ તે પણ તેના જેવું છે પણ જ્યારે તારા કહેવા પ્રમાણે જગતને સ્વપ્ના પ્રમાણે જાણવામાં આવે તેવી નિરમળ બુદ્ધિ થાય ત્યાર પછી તો તેની કંઇ પણ જરૂર રહેતી નથી (એટલે તે પોતેજ ઇશ્વર સ્વરૂપ થાય છે. પછી બીજો કોણ રહ્યો કે તેને જુવે ને જાણે માટે નકામો શંષે કરતો નહી તેમ કરવું તે અનર્થનું મૂળ સમજવું.

**સોરઠો.**

શંષે મત કર માનવી, શંષે એજ સંસાર;
તેને તું દે પર હરી, સેજે ઉતરીસ પાર.

આત્મસેન—હે ગુરૂદેવ આ દુનિયાના સ્વાર્થી માણસો કેવા વિચારના હોયછે કે સામાવાળાને મિઠું મિઠું બોલી પોતાનોસ્વાર્થ સાધી લે પણ બીજાને તેની મતલબ પુરી જણાવી આવે નહી તે આપના દાસને કહેવા કૃપા કરશો કે તેવા દુષ્ટથી ફસાવવું નહી.

# એક ગીધને શિયાળની વારતા.

બુદ્ધિસેન—સાંભળ તે ઉપર તુંને એક ગીધને શીયાળની વાત કહું તેથી તેનો ખુલાસો તું આપો આપજ સમજીશ કોઈ એક શહેરના નજીકની મશાણુ ભોમીમાં ગીધ તથા શીયાળ એમ બંને પ્રાણી વસ્તાં હતાં ત્યાં આગળ એક દીવસે ગામમાં કોઇ યુવાન પુરૂષ મરી જવાથી તેના સબને દાટવા સારૂ ત્યાં લાવ્યાને ખાડો ખોદી પેલા મુડદાને પધરાવવા તેના નજીક લાવી મુકયું કે પેલાં બન્ને ત્યાં આવી પોચ્યાં ને તેમાંથી પહેલું પેલું શીયાળ બોલ્યું કે અરે નિરદય લોકો તમે કેવા કઠોર હૃદય ધરાવો છો કે તમારા વ્હાલા બાંધવનો શોક જરા નહી કરતાં હાલને હાલ તેને અહી સુધ્ધિ ઉચકી લાવી તેને ભોમીમાં દાટી ઘો છો તમો વિચારી જુવો કે જ્યારે તે સાજો હતો ત્યારે તમારી સાથે ભેળો રહી હસ્તો રમતોને તમાસ તમામ કામો કરતો હતો ને તમારા વિના તે એક ઘડી પણ ચલાવતો નહી તેને તમે મુંકી ચાલી જવા કેમ ઉતાવળ કરી રહ્યા છો કદાપી તેના શરીરમાં કોઇ જાતની વાસ્ના રહી ગયેલી હોય ને ઘડી પછી તે જીવતો થવાનો હોય ને ઉતાવળ કરી દાટી દેવામાં આવે તો પછી તમારૂં શું વળે તેમ છે માટે મહારી સલ્હા પ્રમાણે હાલ તેને નહી દાટતાં મોડી રાત્રે તેમ કરજો એટલે પછી કોઇ જાતનો વહેમ રહે નહી તે પ્રમાણે તે શીયાળની વાત સાચી માની

તે કામ અટકાવવામાં આવ્યું ત્યારે પેલો ગીધ પક્ષી ચિઢાઇને બોલ્યો કે તમો તમામ લોકો ગાંડા જેવા છો તેથી પેલા શીયાળનું કહેવું માનો છો ને નાહક ખોટી થઇ રાત્રી ભેગા થાયો છો અરે ભાઇઓ કાંઇ મુવા મુડદાં તે જીવતાં હશે ને કોઇ પાછુ પણ ઘેર લેઇ ગયું છે કે તમો લેઇ જશો તે તો તમામ આળપંપાળ જેવું સમજવું ને તમારી પણ તે શીયાળની પેઠે કેમ બુદ્ધિ ફરી છે માટે એમના કરતાં ઉતાવળથી તમારૂ કામ કરી લ્યો તેનું કહેવું માન્ય કરી તે લોકો ઉભા થયા. ને જેવા તે પેલા મુડદાને ઉઠાવવા લાગ્યા કે વળી પેલું શીયાળ બોલી ઉઠ્ઠુ અરે ભાઇઓ તમે તદન મૂરખ છો કે તે ગીધનું કહેવું સત્ય માનો છો એમાં તે શી અકલ બળી :છે શું તમારો પ્યારો ભાઇ અતારે તમને જરાએ વહાલો નથી શું આ જગતની જુઠી માયા છે કે એકદમ ઉતાવળ કરી દાટી દેઇ ઘેર નાશી જવા તાકો છો શું એ ફરી તમને મળનાર છે ને ફરી તેનું હાવું કોમળ મોઢુ જોવાના છો કે હાવા છેક દયાહીન થઇ ગયા છો છેવટ પણ તે તો થવાનું છે પણ જ્યાં સુધ્ધિ દીવસ છે ત્યાં સુધ્ધિ તો જરા થોભો ને તેનું રૂપાળું મોંઢુવો તેવાં તેનાં ન્યાસરનાં વાકય સાંભળી તે શમશાનીઆ લોકો અટકી ગયા તે જોઇ ફરીથી ગીધ કહેવા લાગ્યો અરે ઓ મુરખી ભાઇઓ આ સંસારની તમામ માયા તેવી જુઠી છે ને એક પછી એક એમ વારા ફરતી કેડ મહોર સૌએ ચાલ્યું જવાનું છે ને તમારો ભાઇ પણ તે પ્રમાણે ચાલી ગયો છે તે હવે ફરીને આવનાર નથી

છતાં નાહક તેનું મોડું વધારેવાર જોઇ શું કરવા દીલગીર થાવું પડે. હવે તેની ખોટી આશ્યા મેલી તેની લાશને હાથી પાછી નહીં કરતાં છાના માના જે કામે આવ્યાં છો તે તાકીદે કરી લેઈ તમારા ઘેર ચાલ્યા જાયો કેમકે આ મશાણ ભોમી છે તેથી રાત્રી પડી જવાથી વળી કાંઇને કાંઇ નવું વિઘ્ન થઇ જવાની મને ઘણી ડર લાગે છે આમ બન્નેની એક એકથી તદન વિરૂદ્ધ વાત સાંભળવાથી પેલા શમશાનીઆઓ ગભરાયા ને રાત્રી પણ પડી તેથી ઉતાવળથી પોતાનું કામ આટોપી લેઇ ચાલતા થયા હવે તે વાતમાં પેલા શીયાળનો હેતુ એમ હતો કે જો દીવસે તે લોકો મુડદાને દાટી જશે તો મહારાથી બીજા વન પશુંઓની બીકના લીધે બરાબર રીતે શ્રીકાર કરી શકાશે નહી ને ગીધ પણ વચે અડચણ કરશે ને ગીધના મનમાં એમ હતું કે રાત્રી પડી જશે તો શીયાળના આગળ હું ફાવી શકનાર નથી એવી રીતે બન્ને જણનો ગુપ્ત ભેદ રહેલો હતો પણ પેલા લોકોને તે સમજ નહી પડવા દેતાં પોતાનાં સ્વાર્થ સાધવા કાજે તેમના મોંઢે મીઠું બોલી એક એકથી વિરૂદ્ધ પોતાની બાજી ખેલતાં હતાં તેવીજ રીતે સ્વાર્થી લોકો દાવ પેચમાં રમ્યા કરે છે તેવાઓથી છેત્રારાવું નહી.

**સાખી.**

ઉપર મીઠું બોલતા, અંતર કુડો ભાવ;
બાજી ખેલે જુઠની, કયાંથી લેવે લ્હાવ.
નથી ઘણી છેત્રાય તેમ, જબરૂં એનું જોર;
જે જંન આડા ચાલતા, કરે તે પાધરા દોર.

આત્મસેન—હે દયાનિધી આપના વખતો વખતના કહેવા પ્રમાણે ઇશ્વર એક ને સર્વે વ્યાપક છે તો જ્યારે એક મનુષ્ય તેનું સમરણ કરી મોક્ષ મેળવે છે. તેવી રીતે જોવા જાતાં તો બીજા તમામને પણ મોક્ષ મળવો જોઇએ છતાં એમ કેમ થાતું નથી ને ઉલટા તેઓ પોતાના અંતઃકરણમાં નિરંતર બળ્યા કરે છે તે ગુપ્ત ભેદ આપના આ રંક સેવકને જણાવવા કૃપા કરશો.

બુદ્ધિસેન—પૂત્ર તેનો ખુલાસો કહું તે તું સાંભળ જેવી રીતે આકાશ એકને તે ઇશ્વરની પેઠે સર્વે વ્યાપક છે ને તેની અંદર આવેલાં મકાનો (ઘરો, જેમ જુદાં જુદાં બાંધવામાં આવ્યાં છે તે તમામમાં જેમ આકાશ તો તેનું તે છે છતાં કોઇ એક મકાનની અંદર રાત્રીના વિષે સારી રીતે ધજા પતાકાથી શણગારી પુર ભપકા સાથે મનહર રોશનિ કરવામાં આવે છે પછી તે મકાનની શોભા તો બીજા તમામ મકાનો કરતાં કંઇ નૌતમને ઔલોકિક પ્રકારની જણાઇ આવે છે તેમ જે કોઇ મનુષ્ય રદયરૂપ મકાનને ભક્તિરૂય ધજા પતાકાથી શણગારી તે પછી જ્ઞાનરૂપ રોશની પ્રગટ કરવામાં આવે છે તેને જ મોક્ષ પદ મળે છે ને જગતમાં મહાન ભક્તના નામથી ઓળખાય છે બાકી બીજે તમામ તો સાફ અંધારૂ આછાદિત્ય કરી રહેલું હોય છે તેથી મોક્ષ મળતો નથી ને હમેશાં ચિંતા અગ્નિમાં બળ્યા કરે છે તેથી તારે કંઇ આશ્ચર્ય થાવા જેવું નથી કારણ કે એથી કંઈ ઇશ્વરના અખંડપણામાં બાધ આવતો નથી.

### દોહરો.

જ્ઞાનેથી મુક્તિ મળે, અજ્ઞાનાંને નર્ક વાસ;
બન્ને રસ્તા જગતમાં, જાઓ ગમે તે પાસ.

આત્મસેન—હે ઇશ્વર આ સંસાર શાગરમાં કોઇ મનુષ્ય મોટી મુસીબતમાં આવી પડયો હોય તો તેને કેમ કરવું કે તેવા સંકટમાંથી મુક્ત થવાય.

---

## સંકટમાં સહાય.

બુદ્ધિસેન—હે શિષ તે વિષે તો એક પુરાતન કથા છે તે કહું તે સાંભળ કોઇ એક આરણ્યના વિષે એક મૃગ ચારો ચરતો હતો તેવામાં ત્યાં આગળ એક પારધી આવી ચડયો તેને પેલા હરણને પકડવા સારૂ તેની વામ ( ઉત્તર ) બાજુએ દોરીવતી પાસ નાંખ્યો ને પૂર્વ બાજુમાં તેનો પાળેલો કુતરો તે હરણને પકડવા માટે ઉભો કરી રાખવામાં આવ્યો ને દક્ષિણ બાજુમાં રાફડો હોવાથી એક મોટો વિક્રાળ ઝેરી સરપ બહાર નિસરી કુફવાડા માર્યા કરતો હતો ને તેની પશ્ચિમ બાજુએ તો તે જાતે ધનુષપર બાણ ખેંચી તેને મારવાની તૈયારી કરી ઉભો હતો એવી રીતે તે હરણ ચારે બાજુથી એકદમ ઘેરાઈ જવાથી ગભરાઇ ગયું ને નાસવાનો એક ઉપાય રહ્યો નહી તેથી તે છેક નિરૂપાય થયો પણ તેને તે વખતે પોતાને પેદા કરનાર ઇશ્વર એકાએક સાંભળી આવ્યા તેથી તમામ બિક મુકી દેઇ

તેનું એક ચિતે શમર્ણ કરવા લાગ્યો કે હે હરી આ આફતમાંથી તારા વિના બીજો કોઇ છોડાવનાર નથી તેવી તેના જીગરનિ ખરી પ્રાર્થના સાંભળવાથી તે દયાળુ પ્રભુએ તેજ વખતે તેની અરજ સાંભળી કે પેલો સરપ હતો તે એકદમ ત્યાંથી ખસી પેલા પારધીના પાછલા પગે ડંસ કર્યો તેથી તે એકદમ ચકરી ખાઇ નિચે પડયો ને હાથમાંથી બાણ છુટી ગયું તે પેલા સામે ઉભેલા કુતરાને વાગવાથી તે પણ મરણ પામ્યો ને દોરીવતી જે પાસ બાંધવામાં આવ્યો હતો તે જોશબંધ વાયરો વાવાથી એકદમ તુટી શીન ભિન થઈ ગયો તેવી રીતે સામટી તમામ હરકતો જોત જોતામાં જાતી રહી ને તે હરણ પોતાના મુકામે સુખરૂપ ચાલી આવ્યો તેવો તે દયાળુ પ્રભુ દીનનો દાતા છે તો સુખમાં અગર દુઃખમાં એક ઘડી પણ તેને વિસારવો નાં જોઇએ. તેવી મહારી ખાસ ભલામણ છે એમ સમજવું.

**દોહરો.**

ભુલો નહી ભગવાનને, નિમેષ પળ ઘડી વાર;
ગમે તેવું સંકટમાં હસે, તે છે છોડાવન હાર.

આત્મસેન—હે ગુરૂદેવ ઘણા જનો કહે છે કે ઇશ્વરના ઘેર ગીના દીવા છે તો ભકતો દુઃખીને અભકતો સુખી એમ કેમ અવળું જોવામાં આવે છે.

બુધ્ધિસેન—ભાઇ આત્મસેન તારા સમજવામાં જરા ભુલ છે એ દયાળુ તો એવો ન્યાઇ છે કે કોઇને પણ વગર ગુને જરા પણ દુઃખ દેતો નથી પણ તેની પહેલી કસોટી કરે છે ત્યાર પછી

તેની યોગ્યતા પ્રમાણે સુખ દુઃખ આપ્યા કરે છે માટે તેનો કાયદો કહું તે સાંભળ.

**" સુરતાની વાડીના મિઠા મોરલા એ રાગ. "**

ઇશ્વરની નિતીનો કેવો કાયદો;
ન ચાલે ત્યાં જબરા કેરૂ જોર જો.
રાજાને બનાવે પળમાં રાંકડા;
કરે અભિમાન તો મોડી નાંખે મોડજો. ઇશ્વરની૦ ૧

કરી કુદ્રષ્ટિ રાવણે સીતા ઉપરે;
ખોઇ બેઠયો કાંઈ લંકાપુરનું રાજજો.
મથુરાંના બ્રાહ્મણનાં માનજ મોડીયાં;
જાચ્યાછતાં નવઆપ્યું જુજઅનાજજો. ઇશ્વરની૦ ૨

આભમાન કીધુરે વ્રીજની ગોપીએ;
વ્હાલો માંહીથી તરત થયા વિદાયજો.
રૂશીને રખડતા મુકયા વન વિષે;
એઠાં બોરાં સ્વરી બાઇનાં ખાયજો. ઇશ્વરની૦ ૩

જુડે તો આવી હાથી જળમાં ગળ્યો;
ફક્ત ચાર તસુ શુંડ રહીતી બહારજો.
આરત નાદ સાંભળી હરી આવ્યા ધશી;
એક પળમાં કરી નાંખ્યો ઉધારજો. ઇશ્વરના૦ ૪

દુષ્ટ દૂર્યોધન દ્રુપતિની પાછળ પડયો;
પજવવામાં મુકયો નહી કાંઈ પારજો.

શાહ થયા તેને તો સુંદીર શામળો;
કહાડયો દુષ્ટને કુળ સહીત જગબહારજો. ઇશ્વરની૦ ૫
જરા સંગે તો જબરૂ જોરજ માંડીયું;
બાવીશ શસ્ત્ર બાંધ્યા રાયના બાલજો;
ભીમસેનના હાથથી મોત કરાવીયું;
જયારે કોપ્યા કાળ તણો તે કાળજો. ઇશ્વરની૦ ૬
બાંણાસુરના ભૂજ ઘણા ભારે થયા;
જઇ ભીડાવી કૈલાશ પરવત બાથજો.
ઓખા પૂત્રી અનિરૂદ્ધ ને લાવી હરી;
કૃષ્ણ પ્રભુએ કાપી નાંખ્યા હાથજો. ઇશ્વરની૦ ૭
દ્વારકામાં જોર જ માંડયું જાદવે;
મસ્ત થયામાં મુકી નહી કચાસજો.
માંહીમાંહી લડી,પળમાંહી પટકાઈ મુવા;
કેવું છે ભાઇ શામળીઆનું સાચજો. ઇશ્વરની૦ ૮
કેઆ કચકે દાનત તો કાળી કરી;
સતિ નારીનો થાવાને ભરથારજો.
રાસ રમવાની લાલચે થઇ ગયો રોટલો;
વાલવાજીએ મુકયો અંગણીત ભારજો. ઇશ્વરની૦ ૯
દૂરવાસા કોપ્યારે અમરીખ ઉપરે;
વાલમજી ને વાપી ગઈ બહુ રીસજો.
ચત્રુ ભુજે ચક્રને ચાક ચડાવીયું;
બ્રાહ્મણ કેરૂ છેદી નાખવા શિષજો. ઇશ્વરની૦ ૧૦

સગર સુત જોરાવર થયા અતિ ઘણા;
દુનિયાંને બહુ દેવા માંડયું દુઃખજો.
કપીલ દેવ થઇને તે કાશલ કહાડીયું;
શહેલી થઇ ગયા દેખ્યુ નહી ઘર સુખજો. ઇશ્વરની૦ ૧૧
વધ્યા ઘટયા ને કરે બરોબર શાંમળો;
જેના પાસે સરવે છે હીસાબજો;
ચેતીને ચાલોરે તમે પ્રાણીઓ;
નહી ચેતો તો શો દેશ્યો જુબાપજો. ઇશ્વરની૦ ૧૨
ખીલ્યું તે કરમાય ભર્યું ઠલવાઇ જતું;
ફાટયું તે તો ઝાઝા જોડા ખાયજો.
નાદ કોઇનો નવ રહેવા દે શાંમળો;
દાસ જીવો તો ગોવિંદના ગુણ ગાયજો. ઇશ્વરની૦ ૧૩

## સાખી.

કાતરણી કેશવ તણી, ફરતી જગતની મહી;
વધ્યું તેને તે કાપતી, શરમ ન રાખે કાંઇ.
ભલે હોય શ્રીમંત શેઠીયો, કે અવનીનો નાથ;
ગણે તે ગુલામ શમ, લાંબા છે તેના હાથ.

આત્મસેન—હે ગુરૂદેવ મે ઘણાં શાસ્ત્રો સાંભળ્યાં છે તે તમામમાં પ્રથમ કરમ તે પછી ઉપાસના ને છેવટે જ્ઞાન માર્ગ કહેવામાં આવે છે તારે આપના પુસ્તકોમાં પ્રથમે જ્ઞાનને પછીથી ઉપાસના ને તે પછે કર્મ કહેવામાં આવે છે એમ ઉલટુ કેમ તે કહેવા કૃપા કરશો.

બુદ્ધિસેન—સાંભળ કોઇ માણસને પહેલું વિષ પાવામાં આવે તેથી તે મરી જાય તો પછે અમૃત પાવાનો વખત તો આવેજ નહી પણ પ્રથમથી જો તેને અમૃત પાઈ દીધું હોય તો પાછળ ઝેર પાવામાં આવે તોહે પણ તેને મરવાની ધાસ્તિ જેમ રહેતી નથી તેવું સમજી અત્રે જ્ઞાન માર્ગ પ્રથમ કહેવામાં આવ્યો છે તેથી તારે શંષે કરવો નહી ને સમજુને તો તે બન્ને માર્ગ સરખા છે તેથી તેને એકેમાં વધઘટ જણાતાં નથી.

આત્મસેન—હે પ્રભુ આ જગતમાંના સરવે પ્રાણીઓ કાળથી બીહે છે ને તે સરવે જડ ચૈતનના સંયોગથી બનેલાં છે એટલે જડ નિરજીવ છે ને ચૈતન અમર છે તો પછી તે કાળ કોને ખાય છે કે તેનો ડર સૌને લાગ્યા કરે છે.

બુદ્ધિસેન—બેટા જો સત્ય બોલાવે તો કાળ સેજ નહી છતાં અજ્ઞાનિને સિદ્ધા માર્ગ દોરવા તેવો મિથ્યા ભેય ઘાલી જુઠો કલપી લેવામાં આવ્યો છે ને તે ખાય છે તે પણ તેવું મિથ્યા સમજવું જેમ નાના બાળકને કોઠીમાંથી બાઘડો લાવી કેડાવવામાં આવે છે તેના જેવું એમાં પણ સમજવું.

"સાખી"

કાળ નાં ખાય કોયને, પણ પેઠી અજ્ઞાન જાળ;
સાંભળે વાતજ મોતની, પડે પેટમાં ફાળ.
આત્મા સદા અમર છે, કહો ખાનાર તે કોણ;
જડને કહો જા તું મરી, અચરત સાંભળ્યું ઓણ.

આત્મસેન—હે ગુરૂદેવ આપના તરફથી બહાર પાડવામાં

આવેલા કોઇ એક ગ્રંથમાં એક જગાએ બાજી બાપાના નામના પટેલ વિષે કેટલુક વિવેચન કરવામાં આવ્યું છે તેથી તેના સભાવને મળતા કેટલાક માણસો આપના ઉપર ઘણો દ્વેશ ભાવ રાખે છે તો તેઓ તેમ નાં કરે તેવા હેતુથી તેમની ખરી ઓળખ આપો કે તેમનો શંષે દૂર થાય વળી તેમનો હવેથી કાંઇ સ્વભાવ સુધર્યો છે કે એમનું એમ ચલાવે જાય છે તેનું પણ મારી રમુજ ખાતર થોડુંક વિવેચન કહી બતાવો કેમકે તેમનું ભોપાળુ જાહેરમાં ઉઘાડું પડી જવાથી તે પોતે પણ આપો આપ સમજીને એમની વર્તણુકમાં સુધારો કરે છે ને તેમનું જોઇ બીજાઓ પણ સુધરી જશે તેથી જગત્‌ના લોકોને સુખ થશે તેવી રીતે સર્વેને સુખ કરી આપવું તે સાધુ પુરૂષોનો ધર્મ છે તો આપના દાસને કહેવા કૃપા કરસો.

બુદ્ધિસેન—બેટા જે લોકો મહારા ઉપર દ્વેશ કરતા હોય તેવા લોકોને તારે કહેવું કે એમ કરવાથી તો ઉલટી તમારી નાદાંની જાહેર થાય છે તે વાત કાંઇ તમને ઉદ્દેશી લખવામાં આવતી નથી છતાં તમો શા માટે માથે તાણી લ્યો છો તેથી તે સરમાઇ જઇ તેમની વાત પડતી મુકશે હવે તેમની ઓળખ કહું તે તું સાંભળ જગતપુ૨માં દહેનગ્રી નામના ગામડામાં તે વસ્તા હતા ને એમની માતાનું નામ તૃષ્ણાદેવી ને પિતાનું નામ લોભદાસ કરી હતું ને અદેખાઇ નામની સ્ત્રી સાથે તેમનું લગ્ન કરવામાં આવ્યું હતું હીશ્યા તે એમની સગી બ્હેન થાતી હતી ને કુદ્રષ્ટિ મમતા ને આશ્યા તે

એમની પૂત્રીઓ હતી ને ક્રોધ એમનો ભ્રાત થતો હતો ને મોહમદ કામ મછર તે એમના દીકરા હતા તે ઉપરથી તું એમને ઓળખી શકયો હશે હવે તેમની ચાલ કાંઇ સુધરી છે તેના જુબાપમાં કહેવામાં આવે છે કે લીંબડાનું વૃક્ષ જેમ જેમ વરધ થાતું જાય છે તેમ તેમ તેમાં કડવાસ વધતી જાય છે તેવી રીતે તેમના ગુણોમાં પણ વધારો થાતો જોવામાં આવે છે કારણ કે ધણી તરફથી તેમના માથે મોજડાંનો માર પડવા છતાં ઉપર જણાવવામાં આવેલાં તેમનાં પેલાં કુટુંબીજનોની નઠારી શીખામણના લીધે એમનાથી તે હરામ ચસ્કો ચુકી શકાતો નથી ને દુઃખી થયા કરે છે પણ તે એમ નથી જાણુતા કે તે તો બધા સ્વાર્થી છે.

દોહરો.

પડી ટેવ બુરી ભલી, કદી નવ પામે નાસ;
ભલે લોકો નિંદા કરે, કહે તે કાપે ઘાસ.

હવે એમનાં નવાં કાવત્રા વિષે કહું તે સાંભળ એમના ગામમાં કોઇ એક ધુતારશા કરી વહેપારી રહેતો હતો તેને એક વખતે દુસ્યકાળ પડવાથી ભુખે રવડી મરતાં ગરીબ લોકો પાસેથી બસેર પાંચશેર અનાજ આપી એક બરસી બદુક ને કટાર વેચાણ લીધી હતી તેની ખરી કીંમત ગણવામાં આવે તો રૂપૈઓ એક લગભગ થાય તેમ હતું તે હથીઆરો તેને ગામમાં વસ્તા એક ગાંડા માણુસને રૂપૈઆ એકસોમાં તેને વેચાણ આપી તેના પાસેથી રોકડા રૂપૈઆ લીધા છે તેવો

દસ્તાવેજ પડાવી લેવામાં આવ્યો તાર બાદ આઠ દશ વરસ વહી ગયાં પણ તે પૈસા પેલો ગરીબ માણસ તેની પાસે ઉઘરાણી કરવા છતાં સાધન વગરનો હોવાથી ભરી શકયો નહી તેમ પેલો શાહુકાર પણ તેમાં તેની મુદે ઝાઝી મુડી નહી રોકાવાથી તેને ઝાઝી સતવણી કરતો નહી તે એમ જાણતો કે વખતે આવશે તો ઠીક ને નહી આવે તો પણ ઠીકજ છે કારણ કે આમાં કાંઇ આપણી લાંબી મુંડી રોકવામાં આવી નથી તેથી તે નિભાવે જતો હતો તેવામાં પેલા શાહુકારને કોઇ જાતનો રોગ થઇ આવવાથી ઘણા દાહાડા રીબાઇને અંતે મરી ગયો ને તેના પાછળ બીજુ કોઈ અતલગનું વારસ નહી હોવાથી તેની તમામ પુંજી આપણા પેલા બાજી બાપાના હાથમાં આવી કારણ કે તે ગામમાં જે કોઈ નિવારશી મરી જાય તેની તમામ મિલકત તેજ ઉચકી લાવતા તેવો તેમનો ખાસ ધારો હતો ને તેવી ઘણા લોકોની મીલકત લાવી પોતે હજમ પણ કરી ગયા છે તે પ્રમાણે મજકુર ધુતારશાની મીલકત પણ તેમના હાથમાં આવી તે ભેગો પેલો રૂપૈઆ એકસોનો દસ્તાવેજ તેમના હાથ આવ્યો તેથી પેલા ગરીબ પાસે પૈસાની ઉઘરાણી કરવા લાગ્યા પણ તે નહી આપી શકવાથી તેના રહેવાના ઘર છતાં બળથી તાળ્યું વાસ્યું ને તેને બીજુ મકાન નહી હોવાથી ઘર વગરનો થઈ રખડતો થયો ને જ્યાં તો ભાટકી પેટ ભરી આવા લાગ્યો. વળી તેના વારસો તરફથી તેને ગાંડો સમજી તેનો નિભાવ થાવા સારૂ તે લોકોની હીયાતી વખતે પ્રથમથી

એ પૈસા કોઇ શાહુકારને ત્યાં મુકવામાં આવેલા હશે તે પણ બાજી બાપાના જાણવામાં આવવાથી ત્યાં જઈ રોકણ કરાવ્યા છે ને તેને આપવા દેતા નથી તેવો તે અનહદ જુલમ વરતાવી રહ્યા છે તેમનાં તેવાં નઠારાં કૃત્યોના લીધે તો તેમને ગુપ્ત રીતે દયાળુ પ્રભુ તરફથી ઘણા ગેબી ફટકા પડે છે ને હરામથી લીધેલા ગરીબોના પૈસા તેના વ્યાજ સાથે ઓકાવી કહાડવામાં આવે છે છતાં એ તેમની પાપી આંખ્યો હજુ સુદ્ધિ ઉગડતી નથી તેથી હવે તેમની ફજેતીના ફાળકા થઈ જશે ને એમના જેવી આ જગતના બીજા જે જીવો તેવી ચાલ પકડે છે. તેમની પણ તે દસ્યા થવાની કારણ કે ત્યાંનો વિરબાહું રાજા ઘણો હુંશીઆર છે ને જો તેના કાંને એમની ભુડાઇનો અવાજ આવી જશે તો તેની પાસેથી તેમને કોઇ બચાવી લે તમ નથી કારણ કે તે ઘણો સામર્થ છે તો હવે તેમને તે નઠારી ટેવનો સદાના માટે ત્યાગજ કરવો જોઇને કે તે દયાળુ માહારાજા તેમના ઉપર પ્રશ્ન થાય.

## દોહરો.

ઉજળુ દૂધજ દેખીને, પીવા કરતા આસ;
સાર નહી નિસરે એહમાં, થાવાનો વિનાસ.
અતિસે કાંઇ વરજીત નહી, વરતાવવો કાળોકહેર;
સાગરને જો બહુ મથ્યો, તો આખર નિસર્યું ઝેર.
બાજી બીજા સર્વેને, કહું છું તે કરજોડ;
મમ નિંદા તે મત કરો, પણ કહાડો પોતાની ખોડ.

કદી લાંચ લેતા નહી, કરીને કુંડા કાજ;
અધર્મ કોઇનો નવ રહે, નથી પોપાં બાઇનું રાજ.
કરમાંહે કાતર ધરી, રહે તે ઠામો ઠામ;
જરાક આડા ચાલશો, તો કહાડી નાખે કામ.

આત્મસેન—હે દયાનાં સિંધુ હાલના વખતમાં આપણા કરતાં બીજા તમામ દેશો ઘણો ઉંચો દરજ્જો ભોગવે છે ને સરવૅ વાતે સુખી જોવામાં આવે છે ત્યારે આપણો ગરીબડો આ હીંદ છેક પછાત ને દુઃખી હાલતમાં જોવામાં આવે છે. તેનું શું કારણ ને તેના માટે કેવા ઉપાયો લગાડવામાં આવે તો આપણા દેશની દોલતમાં વધારો થાય ને સરવૅ લોકો સુખી જોવામાં આવે.

બુદ્ધિસેન—હે પુત્ર તેના માટે જો પુરેપુરૂ વણન કરવા બેસીએ તો તેનો કાંઈ પાર આવે તેમ નથી તેનાં અગણીત કારણો છે પણ તે બાબતના કેટલાક મુખ્ય મુદા કહું તે સાંભળ તેથી તુંને સેજ સમજાઇ આવશે પ્રથમ તો આપણા દેશમાં જે સુખ ભોગવવાનું મુખ્ય સાધન સદ વિદ્યા તેનો તો અહી તદન અભાવ જોવામાં આવે છે તેની સાથે સંપની પણ ઘણી જરૂર છે તેને પણ ઘણો દૂર હાકી મુકવામાં આવ્યો છે ને તેના બદલામાં કુસંપે આવી નજીકમાં વાસ કર્યો છે વળી પોતાનીપાસે પુષ્કળ ધન નહી હોવા છતાં દેખા દેખીના લીધે મુવા તથા લગ્ન પ્રસંગોમાં કુલણજી કહેવાના કાજે કરજે નાણાં કાઢી નાત વરા કરવામાં કોડો રૂપીઆ ઉડાવી દેવામાં આવે છે ને

કોઇ જાતના હુન્નર કે ઉદ્યમ નહી શીખતાં બેઠે બેઠે મોજ મજા ઉડાવવાનું બહુ ગમે છે હેવા તે પ્રમાદી થઇ ગયા છે ને બીજા પ્રદેશથી તૈયાર થઈ માલ આવે તે ઉપર પોતાનો વેપાર ટકાવી બેઠયા છે પણ તેના જોડે હરીફાઇ કરી શકે તેવો માલ અહીં જાતે બનાવી શકતા નથી એ તેનું મુખ્ય કારણ સમજવું હવે તેની ઉન્નતિ કરવા માટે ખુલાસો કહું તે સાંભળ પ્રથમ તો દેશોદેશમાં મુસાફરી કરી તમામ જાતની વિદ્યા તથા હુન્નર શીખી લાવવા જોઇએ ને કુસંપને કહાડી સંપનો આ-સરો લેવો જોઇએ ને આળસને મુકી દેઇ તન મનથી મહેનત કરી તમામ જાતનો માલ બીજા દેશોના જોડે હરીફાઇમાં પાછો ના પડે તેવો કાળજી રાખી બનાવવો જોઇએ ને થોડો નફો ખાઈ પોતાની ઘરાકી વધારવા માટે ઓછા ભાવથી વેચવા હીમતવાન થાવું જોઇએ ને ઉડાવું નાતવરા બંધ કરા-વવા ચુકવું નહી તેમ કરવાથી પેટ ભર્યા લોકો કદાપી ખીજ-વાઇ જઇ નિંદા કરે તો કરવા દેવી પણ તેમનાથી ગભરાવી પાછા પડવું નહી જો તેવી રીતે દ્રઢ મન રાખી સતત મહે-નત લેવામાં આવે તો આખરે આપણો જય થાય ને પૈસાદાર થયા વિના રહેશો નહી ને બીજા પ્રદેશી લોકોની પેઠે તમામ સુખનાં સાધનો અવશ્ય મેળવી શકીશું. ને બીજા લોકો હાલમાં જે દેવતાઇ સુખો ભોગવે છે તેમને પણ પ્રથમ ઉપર દર-શાવ્યા મુજબ અથાગ મહેનત કરેલી હોવાનાં ફળો ભોગવે છે તો એમના રસ્તે આપણે પણ જઇ પોતાને સુખી થવા કાજે જરૂર ભુલવું ન જોઇએ.

## સાખી.

મુકો આળસ મન થકી, કરો સદ વિદ્યા હાથ;
કુસંપને દયો પરહરી, ફરો સંપ સંગાથ.
ફોગટ પુલાશો :મુકીને, કરો નાત વરા બંધ;
વગર પાણી ડુબી મરો, કેમ થયા છો અંધ.
પડે એક દુશ્કાળ તો, નહી ટકી શકવા જોર;
જરા હીમત મળે નહી, ખોટો રાખો શો તોર.
શીખો હુન્નર કીમીઆ, રળશો તે ઝાઝા દામ;
આવે વિઘ્ન એમા'ય તો, જરા ના હારવી હામ.
હીમતથી સાગર તર્યા, ઝાઝો હતો માંહી વંક;
વાંદરે રાવણ રોળીઓ, લુટી બાધી લંક.

આત્મસેન—હે ગુરૂદેવ આ જગતનાં તમામ મનુષ્યો દુષ્ટ માયાના ફંદામાં પડી ફસાઇ ગયેલાં છે તો તેમાંથી છુટવા માટે તેનું અસારપણું સમજાવો કે તેનો જુઠો મોહ છોડી દેઇ પ્રભુના રસ્તે સુખરૂપ ચાલી જાય.

બુદ્ધિસેન—સાંભળ.

### ( રાગ ઓધવજીના સંદેશાનો. )

જુઠીરે જાણોરે બાજી જગતની;
જેવું હોય ભાઇ, મરૂ ભુમીનું નિરજો.
પથ્થર નાવે બેસી જાય પ્રદેશમાં;
તે મુસાફર કદી નાં પામે તીર જો. જુઠીરે૦ ૧

જેવો હોય ભાઇ વાદળ કેરો છાંયડો;
રાત્રી મધે રજ્જુ સરપ દેખાય જો.
પુરૂષનો પડછાયો કહો શા કામનો
કલપિત ભુત આવી કોઇને ન ખાયજો. જુઠીરે૦ ૨
જુઠીરે ગાડી ને જુઠા ઘોડલા;
બાગ બગીચા સરવેં જાણો તેમજો.
ભાઇબંધદોસ્તદ્દાર તે પણ જુઠા જાણવા;
અંત્યે કાંઇ નવ રહે છે કુશળ ખેમજો. જુઠીરે૦ ૩
જુઠીરે ભગનિને જુઠી ભારજ્યા;
માત તાત પણ જા લેવાં એમજો.
ખેલ જગતનો સરવેં સપ્ના તુલ્ય છે;
તેના ઉપર કેમ કરી રહ્યા છો પ્રેમજો. જુઠીરે૦ ૪
જુઠીરે દાસી ને જુઠા દીકરા;
જુઠો જાણવો વઉવારૂ ઘર વાસજો.
પૂત્રીઓ પોતાની તે જુઠી જાણવી;
કોઇ નહી ખપનું જ્યારે ચાલે શ્વાસજો. જુઠીરે૦ ૫
જુઠીરે માયા ને જુઠી મુમતા;
જુઠું જીવતર જુઠા સૌ વેપારજો.
આતશ્ય બાજી પેર પળમાં ઉડી જશે;
જેવું રહે છે ચાંદરણું ઘડી ચારજો. જુઠીરે૦ ૬
જુઠાંરે મંદિર ને જુઠાં માળીઆં;
જુઠાં છે ભાઇ ધરતી ને આકાશજો.

સુરજ ને ચંદ્ર બેઉ રહેવાના નથી;
કોઇ એક દીવસ થઇ જાવાનો નાશજો. જુઠીરે૦ ૭
જુઠાં તરૂવર ઝાડ અને વળી પ્હાડ છે;
જુઠા જગમાં સાગર કહીએ સાતજો.
જુઠા ઘર ને ગામ જગતૂમાં જુઠડાં;
જુઠા જાણવા દીવસ ને વળી રાતજો. જુઠીરે૦ ૮
જુઠારે પંખીડાં સરવે જાણવાં;
જુઠા જનાવર જેને હોય પગ ચારજો.
પંડે નથી રહેવુંરે પ્રાણી તાહરે;
દીલડા મધે કરીજો ભાઇ વિચારજો. જુઠીરે૦ ૯
જુઠારે રાજા ને જુઠી રાણીઓ;
જુઠો જાણો જગતતણો સૌ ખેલજો.
બોલવું બધજ પળ એકમાંહી થઇજશે;
જ્યારે ખુટશે આયુષ રૂપીયું તેલજો. જુઠીરે૦ ૧૦
કાયા કાચી માટી કેરો કુંભ છે.
જળ પરપોટો વેરાતાં શી વારજો;
ઝાકળનાં મોતીડાં હાથ આવે નહી;
પાણી પહેલી બાંધી લે ભાઈ પાળજો. જુઠીરે૦ ૧૧
તેવો તમામ ખેલ જગતનો જુઠડો;
કોઇ આજ કોઇ જવાનું છે કાલજો.
નિશ્ચે જાણો આ જગમાં રહેવું નથી;
કહે જીવો કાડી લ્યો હરીની ભાળજો. જુઠીરે૦ ૧૨

આત્મસેન—હે દેવાધિદેવ પેલા આગળ કહેવામાં આવેલા બાપડા બાજી બાપાના માથે તેવી રીતે જોવા જઈએ તો ફક્ત એક દૂઃખનાં ઝાડ ઉગવા હવે બાકી છે તેવા તે સંકટમાં મુઝાઇ ગયા છે તો તેમાંથી તેમનો ઉધાર થાય તેવો કંઇ સારોને સરસ ઉપાય છે ને તેમ હોય તો તે કહેવા કૃપા કરશો સાથી કે મને તેમની બહુજ દયા આવે છે કારણ કે પ્રથમનો હું એમનો પરમસ્નેહી છું.:

બુદ્ધિસેન—હે પુત્ર સાંભળ તે જો પોતાને સુખી થવા ચહાતા હોય તો તેમનામાં જે ગરીબ ગુરબા તથા બીજી તમામ વસ્તીને નાહક હેરાન કરીને લાંચના નામે જે પૈસાની મોટી રકમ નિચોવી લેવાની બુરી ટેવ પડી ગયેલી છે તે હવેથી તદન સદાના માટે છોડી દેવી જોઇએ. ને તેવા નઠારા માર્ગના પંથના જે જે પૈસા પોતાના ઘરમાં એકઠા કરવામાં આવેલા હોય તે તમામ તેના વ્યાજ સાથે ભુખે મરતાં લાચર ગરીબ લોકોને અન્ન વસ્ત્ર તરીકે આપી દેવામાં આવે ત્યાર પછી તેવું દુષ્ટ કામ કરવાની મોટી ભિસ્મ પ્રતિજ્ઞા ધારણ કરે ને ઇશ્વર ભજનમાં તલ્લીન થાય. તો પછી કોઇ દીવશે તે દુઃખી થવા પામે નહી તે તેનો રામબાણ ઉપાય છે.

( દોહરો. )

સુખી થાવા ચાહો તો, છોડો ખાવી લાંચ;
સાહજ થાશે શ્રીહરી, નાવે ઉનિ આંચ.

આત્મસેન—તેવો લાંચ ખૌ ધંધો તે છોડી દે તો તેમના

વ્હાલા કુટંબનું પોષણ પછી કેવી રીતે કરવું.

બુદ્ધિસેન—તે ઉપર એક ભક્તની કહેલી સાખી કહું તે સાંભળ તેથી તને સમજાશે.

## સાખી.

અજગર કરે નહી ચાકરી, પક્ષિ કરે નહી કામ;
દાસ મલુકા એમ કહે, કે સબકો દાતા રામ.

તે ઉપરથી તુને સમજાયું હશે કે કોઇને પણ તે દયાળુ પ્રભુ ભુખે મરવા દેતો નથી માટે એમને પણ ચિંતા ન કરવી જોઇએ.

આત્મસેન—હે ગુરૂદેવ તે નામનો જે ગામમાં પુરૂષજ સમૂળગો ના હોય તેવા માણસે તે બાપડા બાજી બાપાને કેવી રીતે ઓળખવા.

બુદ્ધિસેન—બેટા તેમાં તારે કંઇ ગભરાવા જેવું નથી શાથી કે એમાં કંઇ નામની જરૂર પડતિ નથી પણ ઉપર કહેવામાં આવેલા તેમાં તમામ ગુણો તેમાં જોઇએ તે ઉપરાંત વધારા તરીકે ધરમાદાના નામે બીજાઓ પાસેથી ઉઘરાણાં કરી એકઠી કરવામાં આવેલી પૈસાની મોટી રકમો તથા કોઈ ગ્રહસ્થ તરફથી પ્રમાર્થ કામમાં વિશ્વાસ રાખી ખરચવા સારૂ સોંપેલું ધન તે તમામને જે મનુષ્ય પ્રભુની ડર રાખ્યા વિના ઉચાપત કરી હોઇયાં કરી જાય ને કોઇ સાચા બોલા તરફથી તેનો હીસાબ છપાવી બહાર પાડવાનું કહેવામાં આવે તો તેમ નહી કરતાં ઉલટા સત્તાના બળથી તેને કચડી નાંખી તેનાપર આંખ્યો ફાડી ડોળા ઘુરકાવે તેવો હલકટ જેનો સ્વભાવ હોય તેને તારે

તે બાજી બાપાના નામથી ઓળખવાને તેવા નાદાન પુરૂષોનો હાલના ચાલુ જમાનામાં કંઇ ટોટો પણ નથી કે તારા જોવામાં નહી આવે ને તેવા હશે તે આ લેખ વાંચી ખોટી ગાળો આપી રીસ પણ ચડાવ્યા વિના રહે છે નહી તે તારે જરૂર સમજવું કારણ કે તેમનો મને સંપૂર્ણ ભરોશો છે સાથી કે તે વિના તેમની પાસે બીજુ ધન હોય પણ શાનું તેવાઓની પાસે તો તેવાં નઠારા ધનનોજ ઘણો મોટો સંગ્રહ કરવામાં આવ્યો હોય છે ને હોય તે આપે તેમાં ખોટુએ શા સારૂ લગાડવું જોઇએ.

**દોહરો.**

શાણા તો સમજી રહે, ખરૂં કહે શો ખાર;
પણ મૂરખને અવળુ પડે, ગુણ હીણ હોય ગુમાર.
દુરીજન કાંઇ સમજે નહી, સંત પુરૂષનાં વેણ;
ખોટી રિશ ચડાવતા, કરતા રાતાં નેણ.

આત્મસેન—હે ગુરૂદેવ આજકાલ આપણા બજારોમાં જોઇએ છીએ તો જ્યાં ને ત્યાં મોટાં મોટાં કાગળીયાના ભોગળાં હાથમાં ઝાલી કેટલાક સાધુ બાવાઓ પૈસા માટે ખોટાં બ્હાનાં કહાડી ટીપો કરાવવા સારૂ વેપારીઓની પેઢીઓમાં ફાંફાં મારતા નજરે જોવામાં આવે છે ને શાસ્ત્રોમાં તો તેમને ધન્યને અટકવાની પણ મનાઈ કરેલી છે તો તે પૈસા ઉઘરાવનાર સાધુ કેવા ધર્મના હશે કે તેમને તેમ કરવાથી કંઇ પણ બાધ નહી લાગતો હોય તે જણાવવા કૃપા કરશો.

બુદ્ધિસેન—બેટા આજના કળીયુંગીઆ સાધુઓની કથા

કહું તે તું સાંભળ એટલે તારી મેળેજ તેમને તું ઓળખી લેઇ શકે કે તે આવા છે પછી કોઇને પુછવાની જરૂર રહે છે નહી.

## "કળીયુંગીયા સાધુઓની કથા."

### ( રાગ અખાની ચોપાઇનો. )

કળીયુગ આવ્યો કરતો કોપ, સાચા સાધુ થયા સૌ લોપ;
જોગી વેશ પાડે છે વાટ, ધાડય પાડુએ માંડયાં હાટ.
સાધુ થૈ માગે છે ભીખ, ન દે કોઇને સારી શીખ;
સારા શરીરે ન છેત્રાય, એથી ભભુત ચોળે છે કાય.
કંઠી ઘાલ્યાનું છે એ કામ, ભુરકી નાંખી રલવા દામ;
સતિ ચીતવે નહી શણગાર, કરે ટાપ ટીપ વેશ્યા નાર.
છીનાળ પેરે વરતે એહ, જરાય તેમાં નહી સંદેહ;
આખું ગામ કરે વશ શહી, પણ છબીલો છેત્રારાશે નહી.
જુવે પેરવા ઘરેણાં ઘાટ, તે જોગી જાણવો ના પાટ;
પૂત્રી કહીને રમતા જાર, એવા નર પાકયા અંગાર.
મગરૂબીમાં જાતા મરી, ઘાલે ગરીબ તણે ગળે છરી;
ખાવા જોઇએ મોટાં વ્યાજ, કેમ નાવે પ્રભુને દાજ.
એતો કાબલીઓનાં કામ, સાધુને ભજવા શ્રીરામ;
દોહી ગાય પાવે કુતરી, કહો કયાંથી જાશે ઉતરી.
જગત્ પુજે સાધુના નામ કરતા વાઘેરા કેરાં કામ;
કાળ આવીને બાંધશે દોર, તુટી જાશે સરવે તોર.

મૂખથી જરા તે નહી બોલાય, પાછળથી પરતાવો થાય;
સાધુ ધારે જગત તારવા, વેશ ધારી બેઠયા મારવા.
માટે જરા વીચારો મન, કેડ બાંધીને કરો ભજન;
દીધા પ્રભુ સમૂળા તજી, રાજી થાય રાંડોને ભજી.
તેથી સમજશે સર્વે લોક, મુકવી પડશે મોટી પોક;
પ્રભુ ધામ અપવિત્ર કરે, કહો અર્થ એથી શું સરે.
સૃષ્ટિ વિરૂદ્ધનાં કારતા કામ, એના વશ્ય થાશે કેમ રામ;
થયો બોજો પૃથ્વિપર ઘણો, ભાર એવા અધર્મી તણો.
પ્રથમ ગરીબ થૈ આવે આપ, પાછળ થૈને બેસે બાપ;
સિદ્ધાં પાણી સૌનાં લીએ, ખાય હરામનું જરા ન બીએ.
તરવા તારવા ન લીધો ભેખ, ફરે મારતા સૌને મેખ;
ગરીબોનુ પડાવી લીએ, બદલો વાળશે અવસર કીએ.
સુકી રોટી જગત સૌ જમે, તોહે કામ અદકેરૂ દમે;
કાળી રોટી દૂધપાક ખાય, તેથી કામ કેમ જીત્યો જાય.
તેવાને જે સોંપતા નાર, કેમ નહી વંઠે શો આધાર;
અગ્નિ પાસે ઘૃતનો વાસ, નહી ઓગળે તે ફોગટ આસ.
સાધુ હતા તે વનમાં વસ્યા, અસાધુ આંહી આવે ધસ્યા;
પૂર્યો શાહીએ જંગલમાં વાસ, દીઠયાં ફરતાં રોઝ ચો પાસ.
કામ વળગુન્દ્ધા કુતરો જેમ, ઘેર ઘેર ભટકે છે એમ;
ખાય શીરા પુરીને ખાંડ, શાની ઘરમાં રાખે રાંડ.
કરે બુડવા પોતે વેપાર, પરને કેમ ઉતારશે પાર;
વગર વૈરાગ લીધો છે જોગ, ઉલટા એથી મળશે ભોગ.

ધોબી ઘરનો કુત્તો જેમ, એમનું એમ થાવાનું એમ;
ગયાં બગલાં હંસોમાં ભરી, ઓળખ્યાં સંતે પ્રિક્ષા કરી;
તે થૈ બેઠયા સૌના શેઠ, નહી વેરો વારા કે વેઠ.
જેમ આખલો ચોમાસુ ચરે, એમ જગતમાં ફરતા ફરે;
એમનું નામ હરાયા શાંડ, પોતે એક રાખે દશ રાંડ.
દિન રોજ કોરટો સાથે કામ, મુંકયું નદાવે હરીનું નામ;
અજ્ઞાનિ જેવો રાખે ખાર, કેમ કરી રહે પોતાનો ભાર.
ખાલી મહંતાઇમાં જાતા મરી, વિના ભજન કયાંથી જાય તરી;
ગાંજો તમાકુ પીધાનું જોર, એમ ના રિજે નંદ કીશોર.
સાચા ધણીથી બાંધવી પ્રિત, ત્યાં ન ચાલે અવળી રીત;
નિંસ પાપી સુખે ચાલ્યો જાય, કોઇ નવ આવી પલ્લો સાથ.
સાધુ જમે છે સાત વિકઅંન, ગળે ચીકણે ન થાય પરસંન.
માગે ગળ્યુ સાધુ તે નહી, તેને જાણવો ઢોંગી શહી;
વસ્ર ઠેકાણે વનકુળ શહી, જમે કંદ મૂળ રાજી રહી.
સાહબી ભાળી છેટો જાય, એવા સાધુના ગુણ સૌ ગાય;
આશ્ચ કરે જોગી નવ હોય, જાણો તેને દંભિક કોય.
સંતને શ્રી હરીનો વિશ્વાસ, પરહરી મુકી પરની આસ;
નઠારાને બહુ લાગશે દુઃખ, સાંભળી કથાને મૈડે મૂખ;
ખરા સાધુ થૈ જાશે ખુશ, કરે વાંચનને આવે હુંશ.
બેઠયા પદ નિરવાણુ તે સંત, કરે ઉપાધી જાણવા જંત,
જંતથી રહેવું જોઇએ દૂર, ભાળીસ પ્રભુ બધે ભરપુર.

આત્મસેન—હે ઇશ્વર આપણા આ પુસ્તકમાં જ્યાં જોઇએ ત્યાં સાધુ તથા બ્રામણોને બહુ સખ્ત ફટકા મારવામાં આવ્યા છે તેનું કારણ શું સમજવું.

બુદ્ધિસેન—બેટા તેવાઓને તો તારે સાધુ કે બ્રાહ્મણ સમજવા નહી ખરા સાધુ બ્રાહ્મણો તો કોઇ જુદીજ પ્રકારના હોય છે ને કોઇને પણ બોજા રૂપ થાતા નથી ને તે સેવા કરવા યોગ્ય છે ને બાકીના તો રોગ રૂપ સમજવા ને જેમ ઘીની અંદર ચરબીનો ભેગ થાય છે તેની પેઠે ભરાઇ બેઠા છે તેવો રોગ મટાડવા સારૂ સખ્ત ફટકા રૂપ જુલાબ આપવો પડે છે ને તેવા કચરો નિસરી જાશે તારેજ આપણા દેશનું કલ્યાણ થાશે તેવાઓ એજ ધરમના ઓઠે સંતાઇ રહી આપણા પવિત્ર દેશની પાયમાલી કરી નાખી છે તેવા કૃતધ્નિઓને ઓળખાવા સારૂ તેમ કરવામાં આવ્યું છે. તેથી તારે બીલકુલ શંષે કરવો નહી.

આત્મસેન—ગુરૂદેવ આપે આગે કહું છે કે ઇશ્વર સમ દરશી છે તો કેટલાક જ્ઞાનિને કેટલાક અજ્ઞાનિ એમ અંતર કેમ રાચો છે.

બુદ્ધિસેન—પુત્ર સાંભળ જેમ જળના ભરેલા તમામ ઘડાઓમાં સુર્યનું પ્રતિબિંબ પડી શકે એમ છે પણ જેનાપર ઢાંકણું વાસવામાં આવ્યું હોય તેમાં તે પડી શકતું નથી એમ જેનામાં અજ્ઞાન રૂપ ઢાંકણું વસાઇ ગયેલું હોય છે તેને જ્ઞાન

પ્રાપ્ત થાતું નથી તેમાં ઇશ્વરનો કંઇ દોશ સમજવો નહી પણ ઢાંકણું ઉગાડવા તજવીજ કરવી કે જેથી જ્ઞાન પ્રાપ્ત થાય તે વાત ભુલમાં કહાડવી નહી જોઇએ.

## સાખી.

કાહાડો ભાજ્ય ભગવંતની, અંત્યે આવે તે કામ;
પછી કાંઇ નવ થઇ શકે, જાશો આમને આમ.

હજુ હાથમાં સરવે છે, બેઠયો દેહ રૂપી ઝાજ;
કૃતઘ્નિ કહું કેટલું, કેમ નહી આવે લાજ.

જઇ લ્યો શરણું સંતનું, નમીને લાગો પાય;
દયાળુ તેમને દેખીને, સરવસ્ય દેશે બતાય.

જરા ભેદ રાખે નહી, તેવી સંતગુરૂની રીત;
આળશ મુકી અબઘડી, કરી લ્યો જગમાં જીત.

આત્મસેન—હે કૃપાળુ ગુરૂદેવ મેં એમ સાંભળ્યું છે કે આ જગતના તમામ પ્રાણીઓને જે કાંઇ જોઇએ છે તે જગત્ નિયંતા ઇશ્વિર સર્વેને આપે છે પણ મે તેમને આપતાં કોઇ દીવશે નજરે નજરે જોયું નથી તેથી પૂછવામાં આવે છે કે તે કેવી રીતે ને કયાંથી લાવી આપે છે તે આ રંક સેવકને જણાવવા મહેરબાની કરસો કે મારા જ્ઞાનમાં વધારો થાય.

# "લોભી વણીક ને ભિક્ષુક બ્રાહ્મણની કથા"

બુદ્ધિસેન—સાંભળ તે ઉપર તો તને સમજાવા સારૂ એક બ્રાહ્મણ ને વાણીઆની કથા તુંને કહેવામાં આવશે તે સાંભળવાથી તારા મનનો તમામ ખુલાસો તારી મેળે આપો આપ જ થઇ જશે.

કોઇ એક ગામમાં બહુ ધનવાન અતિ લોભ નામનો એક વાણીઓ રહેતો હતો તેને હમેશાં ગામ બહાર આવેલા સંકરના દેવાલ્યની પાછળ શૌચ જવાની બુરી ટેવ પડી ગઇ હતી તેથી તે દીન રોજે તેજ જગ્યાએ ગયા કરતો હતો ને તેની પાસે અપાર ધન હોવા છતાં પરમાર્થના નામે એક પાઇ સરખી પણ વાપરતો નહી ને રાત દીવસ ઘણી મહેનત કરી દમડી દમડી એકઠી કરી સંચી રાખતો હતો તેથી તેનાપર સંકર ભગવાન પણ સારી પેઠે ખીજવાઇ ગયેલા હતા તેવામાં તે ગામમાં કોઈ ગરીબ બ્રાહ્મણ આવી ધનના માટે ઇશ્વરપર સરધા રાખી ગામની અંદર ટેલ નાખવા મંડયો તેમ કરતાં તેને બે ત્રણ વરસ જેટલો લાંબો કાળ વહી ગયો. પણ તેને જોઇતી વસ્તુની કોઇ ગ્રહસ્થ તરફથી પ્રપ્તિ થઈ નહી ને તે બિચારો થાકીને પેલા સંકરના દેવાલ્યમાં જઇ તેમનું એક ચિતથી ધ્યાન ધરવા બેઠો ને કહેવા લાગ્યો કે હે શંકર તું આપીશ તારેજ હું આંહીથી ઉઠીશ આજ કાળે મને બે ત્રણ વરસ થયાં પણ તુંને જરાએ વિચાર આવતો નથી પણ હવે તો હું તુંને છોડું તેમ

નથી શાથી કે હું તારો આસરો લેઈ આહી આવેલો છું તેવો તેનો કઠણ ટેક જોઇ તે વખતે સંકર ભગવાન એકદમ બોલી ઉઠયા કે અલ્યા ગણપતિ આપણા ત્યાં બેઠેલા આ બ્રાહ્મણને આવતા કાલ દીને મકર સંક્રાંતિ છે તો તેને તે નિમીતે ગામની વસ્તીમાંથી ગમે તેની પાસેથી રૂપૈઆ બેહજાર રોકડા જરૂર અપાવી દેજે કારણ કે તે મારો ખાસ ભક્ત છે ને મારી ઘણી વખતથી સેવા કરે છે તો તેનો બદલો આપવોજ જોઇએ. શાથી કે હું તે સાંભળી ગણપતિએ હા કહી ભોળોનાથ કહેવાઉ છું, તેથી પેલો બ્રાહ્મણ રાજી થાતો થાતો ગામમાં ગયો તે વખતે પેલો શાહુકાર સંકરના દેવાલ્યની પાછળ હમેશાના ધારા મુજબ શૌચ જવા આવી બેઠેલો હોવાથી તેને તમામ બિના આપો આપ જાણી લીધી તેથી તેને પણ વિચાર કર્યો કે ગમે તેમ કરી તે બ્રાહ્મણ પાસે ઉંધુ ચિતુ સમજાવી આવતા કાલ દીવસની તેની તમામ પેદાશ તેને ઉચક પૈસા આપવા કરી લેઇ લેવી કે તેમાં સારો તડાકો પડી જાય તેમ છે તેથી તે ઉતાવળો ઉતાવળો હાથ પગ ધોયા વિના દુકાને આવ્યો ને પેલા ગોર મહારાજની વાટ જોવા લાગ્યો તેવામાં થોડીવાર પછી તે બ્રાહ્મણ ત્યાં આગળ થઈ ટેલ નાખતો ચાલ્યો જતો હતો. કદી નહી ને પેલા શેઠીઆએ બહુ નમતાઇથી બોલાવી પુછ્યું કે હે બ્રહ્મદેવ આવતા કાલ દીને મકરસંક્રાંતિ છે તેથી ગામ લોકોમાંથી તમને કેટલું ધન મળી શકશે ત્યારે તે બોલ્યો કે તમારૂ ગામ પ્રમાર્થ કરવાના કામમાં તો સૌએ તમારા જેવું છે તેથી હું લાંબી

આશ્યા કરતો નથી પણ આજે મને સંકર ભગવાન તરફથી કહેવામાં આવ્યું છે કે તુંને આવતા કાલ દીને બેહજાર રૂપૈઆ અપાવીશ તેથી તેનો મને ભરોસો છે કે તે જરૂર અપાવશે ત્યારે તે વાણીઓ કહેવા લાગ્યો કે તે વાતનાં તો થોથાં સમજવાં છતાં આવતા કાલ રોજની તમારી કમાણી મને આપો તો હું તમને ઉચક રૂપૈઆ એક સો આપુ તારે પેલો બ્રાહ્મણ કહેવા લાગ્યો કે એટલા થોડા રૂપૈઆ માટે હું મારૂં કર્મ વેચવા રાજી નથી તેવું સાંભળી હા, ના, કરતાં રૂપૈઆ બસો ગણી આપી તે બ્રાહ્મણ પાસેથી પેલા શેઠીઆએ દસ્તાવેજ લખાવી લીધો ને મોડેથી કહ્યું કે સવાર થાય એટલે વહેલા ઉઠી તમારે મહારા ત્યાં આવવું ને તમારી સાથે મહારા ગુમાસ્તાઓ મોકલવામાં આવશે કે તમોને ગામમાંથી જે મળે તે બારો બાર મુને પોચાડી આપે બ્રાહ્મણે તે વાત કબુલ કરી પોતાના મુકામે ગયો ને વહાણું વાયુ કે વગર બોલાવે કરાર પ્રમાણે આવી હાજર થયો તેવાજ તે શાહુકારના નોકરોએ તે બ્રાહ્મણને સાથે લેઇ ગામમાં ભિક્ષા માગવા નિસરી પડયા તો કોઇના ત્યાંથી દહોણી તવી ને ગળીયેલ કપડાના ટુકડા મલવા માંડયા તેવી રીતે સાંજ સુધિ આખા ગામમાં ઘેર ઘેર ફરી વળ્યા ત્યારે ફક્ત રૂપૈઆ પાંચનો :સામન પરાણે હાથ આવ્યો તેથી પેલો શેઠીઓ તો પેટને છાતિ કુટવા લાગ્યો ને ગભરાઇ ગયો ને સંકર સહીત ગણપતિને જેમ ફાવે તેમ છુટા મોઢે બિભસ્ત ગાળો દેવા લાગ્યો ને દોટ મુકી એકદમ તેમના દેવાલ્ય તરફ

હડી કહાડી બહુ રીસથી ગણુપતિના પેટમાં ઘણા જોરથી પાટુ મારી કે તેવોજ તેનો પગતેની મોટી ફાંદ માંહી ભરાઇ ગયો તે ઘણું જોર કરવા છતાં નિકળ્યો પણ નહી તેથી બુમો ને બરકા પાડી મોટા અવાજે રોવા બેઠો તે પોકાર સાંભળી આવવાથી ગામનાં તમામ લોકો તે સાથે તેના ઘરના તથા દુકાનના માણસો ગુમાસ્તા વિગેરે ત્યાં આગળ એકદમ દોડતાં આવી પહોચ્યાં ને આવો વિચીત્ર બનાવ જોઇ મોડે ડુચો દેઇ સરવે હસવા લાગ્યા તે વખતે મહાદેવજી બોલ્યા કે બેટા ગણુપતિ આજે સાંજ પડી ગઇ છતાં હજુ પેલા બ્રાહ્મણુને કાલે કહેલા રૂપૈઆ બે હજાર અપાવ્યા કે નહી ત્યારે તે ગણુપતિ બોલ્યો કે પિતાજી તેમાંથી રૂપૈઆ બસો તો આ શેઠીઆ પાસેથી ગયા કાલેજ અપાવી દીધા છે ને અઢારસો રૂપૈઆમાં આ તેમનો જમણો પગ આપણે ત્યાં ગીરવી મુકવામાં આવ્યો છે તે રૂપૈઆ ભરેથી છુટી જશે ત્યારે સંકરે કહ્યું કે શાબાશછે બેટા બહુ સારૂ મારી પણ તેના પાસેથી અપાવવાની મરજી હતી કારણુ કે દેવળ પાછળ હમેશા કુચેષ્ટા કરતો હતો તેનો બદલો આપવો જોઇએ. તે વાક્ય સાંભળી પેલો શેઠીઓ તો ઘણીએ રીસ ચડાવતો હતો પણ જ્યાં આગળ ઉપાય નહી ત્યાં શું કરવું તેવું સમજી ચે, કે, શું કર્યા વિના તેના મુનીમને કહ્યું કે તેટલા રૂપૈઆ તાકીદેથી લેઇ આવી તે બ્રાહ્મણને ગણી આપી તેના હાથની પાત્રતિ લખાવી લ્યો તેમ કરવામાં જો વિલબ કરશો તો મને ઘણી વેદના થાય છે. તેથી મરી જઇશ હાવું તે શેઠજીનું કહેવું

સાંભળી તરત તેમ કરવામાં આવ્યું કે તેનો પગ બહાર નિસરી આવ્યો ને સૌ સૌના ઘેર ચાલી ગયું. હે શિષ એવી રીતે તે દયાળુ પ્રભુ સર્વેને તેની યોગ્યતા પ્રમાણે તેનો સંપૂર્ણ બદલો તેની વખત આવે આપે છે.

## સાખી.

ઇશ્વર આપે સરવેને, જેનો જેવો ભાવ;
એકને મારે ખાસડાં, બીજાને સરપાવ,

આત્મસેન—હે કૃપાનીધિ આપ કહી ગયા છો કે સર્વે આત્મા એક છે તો આપના તરફથી સંતોનિ વૃંદનાને અસંતોને તિરસ્કાર કરવામાં કેમ આવ્યો છે.

બુદ્ધિસેન—ભાઇ મારે તો સર્વે સમાન છે ને કોઈની સાથે દ્વેશ ભાવ નથી પણ જે કટાક્ષ કરવામાં આવે છે તે તો તેના અવગુણોનેજ આભારી છે એમ સમજવું ને તે તજાવવા તે હું મારી મુખ્ય ફરજ સમજુ છું જ્યાં સુધિ તેમનામાંથી તેવી મલીન વાસનાઓનો નાશ ના થાય ત્યાં સુધિ એમનું કોઇ પણ કાર્યે સિદ્ધ થઇ શકતું નથી જેમ કોઇને કપડું રંગવાનું હોય છે ત્યારે પ્રથમ તે કપડાને ખારવાળા પદાર્થમાં પલાળી એક વાસણમાં પાણી સાથે મુકી ચુલા ઉપર ચડાવી નિચે તાપ કરી બહુ બાફ દેવામાં આતે છે તાર પછી તેને બહુ જોરથી પથ્થર ઉપર પટકી પાણીમાં ધોવે છે ને જેમ તેના તમામ ડાઘ કાડી નાંખવામાં આવે છે ત્યાર પછી તેને રંગ દે છે તેથી તેનાપર ઘણો સારો પાકો રંગ બેસેછે ને લોકો તેને હોંશેહોંશે

ખરીદ કરી લે છે. ને રંગ વગરનું ડાઘવાળું કપડું કોઇને પરસંન આવતું નથી તેથી તારે સમજવું કે અમો જે કટાક્ષ કરીએ છીએ તે તમામ તેમના ફાયદા માટે કરવામાં આવે છે તો તેમાં તારે શંષે કરવો નહી તેમ તેવાં ગુણ ધરાવનાર ભાઇઓએ પણ નહી ખીજવાતાં પોતાની ભુલ સુધારી લેવા તજવીજ કરવી કે પોતાના હીતમાં બહુ ફાયદો થાય.

## સાખી.

શંષે કંઇ કરવો નહી, સૌનું છે માંહી હિત;
સંત અન્યા કબુ નવ કરે, પુરણ રાખે પ્રીત.
સંત બડા પ્રમાર્થી, નહી વૈર કોઇ સાથ;
ફાંસી ટાળે ભવ તણી, બુડતાં પકડે હાથ.
જેવી જનેતા પોતા તણી, જત્ન કરે દીન રાત;
તેથી અધિક સંત જાણવા, જેને વ્હાલી પ્રભુની વાત.

આત્મસેન—હે દયા સાગર ગુરૂદેવ હાલમાં આ દુનિયામાં સાધુ સન્યાશી સેવડા વિગેરે કેટલાકોને બાદ કરતાં જોઇએ છીએ તો ઇશ્વરને ભજવાના બદલામાં તેની અધાંગના જે માયા તેનું ભજન કરતા નજરે જોવામાં આવે છે તેનું શું કારણ ને જો તેમને તેવી રીતે વરતવું હતું તો તેમના પૂર્વાશ્રમાં રહી ક્યાં ન કરતા કે નકામો વેશ લજવી માનતા હશે.

બુદ્ધિસેન—હે પૂત્ર તેનો ખુલાસો કહું તે તું સાંભળ તે વાતમાં કાંઇ વેશને બાદ લાગતો નથી તેવા વેસતો નાટકોમાં આજ કાલ ઘણા ભજવી બતાવવામાં આવે છે તેથી કાંઇ ખરા

ભેખની મ્હતા ઘટી જતી નથી પણ તેવા વેશ ધારી લોકોની ઉલટી મશ્કેરીઓ થાય છે તેવા ઠગ લોકો જ્યારે પોતાના ઘેરથી નિકળે છે ત્યારે તેમને કાંઇ વૈરાગ પ્રાપ્ત થયેલો હોતો નથી પણ કોઇને દેવાનું દુઃખ તો કોઇને ધનનુ ને કોઇને સ્ત્રીનું ને કોઇને તે ના મળતી હોય તેનું ને કોઇને રાજ્યનો ગુન્હો કરેલો હોય છે તેના ભયે કરી પોતાનો દેશ મુકી નાશી બીજા પ્રદેશમાં વેશ પાલટી છુપાતા ફરતા હોય છે તે વિના બીજા અનેક કારણોથી ભાગી આવી બીજે સ્થળે આડંબર કરી અખાડા જમાવી બેઠયા હોય છે ને ત્યાં રહી સંસારનાં તમામ સુખો (ધન સ્ત્રી વિગેરે) ભોગવ્યા કરે છે ને વૈરાગનું તો નામ કે નિશાનને જાણતા હોતા નથી તો તેવા લોકો ઈશ્વ-રનું ભજન કયાંથી કરે તેમ કરવું તે તો સાધુ પુરૂષનું કામ છે ને તે મુકી જે બીજા અખાડા કરતો હોય તેને તારે સાધુ સમજવો નહી પણ ઉપર જણાવી ગયેલા પેલા નાસી આવેલા તેમાનો એક માયાવી પુરૂષ જાણવો આ ઉપરથી તેની તમામ હકીકત તને બરોબર સમજાઇ હશે તો તેવા સપેત ઠગોથી તું ઠગાતો નહી ને જે પુરૂષને આ માઇક વસ્તુનો અ-ભાવ થઇ પછી વૈરાગ થઈ આવે છે ને આ અસાર સંસારપરથી તમામ મોહ ઉઠી જાય છે ને ત્યાર પછે જે પોતાનું ઘર તજી જે વેશ ધારણ કરવામાં આવે છે તેવા સાચા ભકતજનો તો તે માયાની દરેક વસ્તુના છાંયડે પણ જતા નથી ને પોતાના મન સાથે તેનું ચિતવન પણ કરતા નથી કારણ કે તેને તો

તે સદાના માટે છોડીને નિશરેલા હોય છે તેવા જે હોય તેને તારે ખરા સાધુ જાણુવા.

**સાખી.**

સાધુ સાચા જે હશે, ન કરે ધનની વાત;
જગત્ તણી સ્ત્રી સૌ, જાણે જનેતા માત.
અન પાણી નવ સંગરે, નવ બાંધે ઘર ધામ;
દીન રાત્રી ભજન કરે, એજ એમનું કામ.
નહી રાગ વિત રાગને, સૌપર સરખો ભાવ;
ખટપટ કાંઈ મળે નહી, લેતા આત્મ લ્હાવ.

આત્મસેન—હે ગુરૂદેવ આપ કહી ગયા છો કે સર્વે આત્મા એક છે તો પછી શિષને સેવક ભાવ રાખવાની શી જરૂર છે.

બુદ્ધિસેન—સાંભળ કે જ્યાં શુધિ મનુષ્યને ખરો આત્મા ઓળખાયો નથી ત્યાં સુધિ તેની ઘણી જરૂર છે ને તેમ કરવાથી તેને બહુ ફાયદો મળે છે જેમ કોઇ ગરીબ માણુસ સારા શ્રીમંતની સોબત કરતો નથી ત્યાં સુધિ તેની ગરીબાઇનો અંત્ય આવતો નથી ને તેવાઓના સહેવાસમાં જઈ તેમના ભેગો નોકરીમાં જોડાય છે તો પછી તેને પેલા શ્રીમંતના ઘરના તમામ વૈભવો આપો આપ વગર માગે મળી આવે છે ને ખાવા પીવાને ઓઢવા પહેરવાનુ એકે દુઃખ રહેતું નથી તેવી રીતે લાંબા વખત સુધિ તેના ભેગા રહેવાથી આખરે તે પણુ તેના જેવો શ્રીમંત થઈ જાય છે ને એટલા માટે મોટા પુરૂષો તરફથી ગુરૂ પ્રતે શિષ ભાવ રાખવાની ભલામણુ કરવામાં આવી છે.

## સાખી.

મોટા જનની સોબતે, ગરીબ થાય શ્રીમંત;
સોબતમળે સદ્દગુરૂતણી,તો આવે ભવનો અંત્ય.
તનના તાપ જશે બળી, વરસે અમૃત મેહ;
જીવ મટી શિવજ થશે, ધરવો નહી સંદેહ.

આત્મસેન—હે પિતાજી આ સંસારને વારેવારે સાગરની ઉપમા કેમ આપવામાં આવી છે શું તેમાં કાંઇ જળ ભરવામાં આવ્યું છે કે શું તેવું તો કાંઇ જણાતું નથી. ત્યારે તેને કેમ એમ કહેવામાં આવે છે.

બુદ્ધિસેન—ભાઇ સાંભળ કોઇ માણુસ કંઇ કારણુસર સમુદ્રમાં અચાનક પડી જાય છે ને પછે તેમાં તેને કંઇ જાતનું આવર્ણ હાથ નહી આવવાથી તેની અંદર આવતા તરંગોને દેખી જીવવાની લાલસાએ તેને પકડવા ધશે છે પણ તે મિથ્યા હોવાથી તેમાં કાંઇ હાથ આવતું નથી ને ઉલટા તેની અંદર વસ્તા મઘર મચ્છ વીગેરે અનેક જાતનાં જંતુઓ આવી ડંખ મારી કરડી ખાય છે તેથી તના સરીરે બહુ વેદના થયા કરે છે ને આખરે થાકી જવાથી ફાંફા મારી તેમાં બુડી જવાય છે ને તેવામાં જો આયુષ્ય દોરી લાંબી હોય છે તો તે વખતે અચાનક રસ્તે જાતું નાવ આવી મળે છે તો તેવા ભારી સંકટમાંથી પણ એકા એક બચી જવાય છે તેમ સંસાર સાગરમાં પણ તેના જેવું છે એટલે તેમાં જે જે વસ્તુઓ (પૂત્ર સ્ત્રી ધન વીગેરે) જોવામાં આવે છે. તે તમામ પેલા મઘર

મચ્છ જેવાં સમજવાં એટલે તે સદાકાળ તેની પેર ફોલી ખા-નારાં છે ને તેના લીધે અનહદ વેદનાઓ ખમવી પડે છે ને દરેક વાતની આસ્થાઓ તેને તારે તરંગો સમજવા કે તેને વળગવાથી કાંઇ હાથ આવતું નથી ને છેવટે મોતના ભોગ થાવું પડે છે એટલા માટે સંત પુરૂષોએ તેને સાગરની ઉપમા આપી છે.

આત્મસેન—સાગરમાંથી તરી બહાર નિસરવા માટે તો આપે નાવડું આવી મળવાથી બચી શકાય છે તેમ કહું તો આ સંસાર સમુદ્ર તરવા માટે તેવું કાંઇ સાધન કરવામાં આવ્યું છે કે નહી.

બુદ્ધિસેન—હા ભાઇ તે પણ જગત્ કર્ત્તાએ માણસના ભલા માટે સદ્ગુરૂરૂપ નાવડાં તૈયાર કરી મુક્યાં છે ને તેમાં આવી બેસનાર મુસાફરને તે તારી પેલી પાર ઉતારે છે ને તેથી તો તેમને તેવી ગુરૂ પદવિ આપવામાં આવી છે પણ તેમાં આવી બેસનાર તો કોઇ જવલ્લેજ જોવામાં આવે છે બાકીના ઘણા જનો તો તેના નજીક પણ જાતા નથી તેથી તે ભવસાગરમાં રહી ઘણા દારૂણ દુઃખો સહન કરી છેવટે તેમાં ડુબી મરે છે.

## સાખી.

સંત બડા પ્રમાર્થી, બેઠયા સમુદ્ર ઘાટ;
નામ નાવ રહ્યા સંઘરી, જુવે ઘરાકની વાટ.

આવે દુઃખી કોઇ આગળે, કરે હરકત સૌ દુર;
પળમાં પાર ઉતારતા, મોકલે હરી હજુર.
સંત સમો નહી પરગજુ, પાપ કટાવન હાર;
કાષ્ટની પેરે બુડે નહી, ભરો અગણીત માંહી ભાર.
સોબત કીજે સંતની, સાચા સદગુરૂ જોઇ;
પાપ હશે જે પિંડમાં, પળમાં નાખેછે ધોઇ.
શત્રુ મિત્ર સમજે નહી, સૌપર સરખો ભાવ;
એવાં લક્ષણ સંતનાં, જઇ લ્યો આત્મલ્હાવ.
નહી અદેખાઇ ને ઇરશ્યા, નહી કોઇ સાથે પ્રિત;
જળ કમળ વત જગમાં રહે, એવી તે સંતની રીત.
સંતસરોવર અમૃતતણું. પ્યાછો આવે જન પાસ;
સૌને પાવા આતૂર છે, થાવું નહી નિરાસ.
સંત જગતમાં શુડલા, ખાતા અમૃત ફળ સાર;
અસંત કહેવાય કાગડા, કરતા વિષ્ટાનો અહાર.
કામ નહી ક્રોધજ નહી, લોભ મોહ ગયા જીત;
મદ મચ્છર તનથી તજ્યો, તે સંત પુરૂષની રીત.
સંત કલ્પવૃક્ષ સૃષ્ટિમાં, ઇચ્છીત ફળ દેનાર;
જાય આશરે જે એહને, નહી ભુખ્યો રહેનાર.
દયા તો દીલમાં ઘણી, હરદય માખણ તુલ;
એ એંધાણે ઓળખો, જરા નાં આવે ભુલ.
પારસ સમ જાણો પારખુ, કરે કથીરનું હેમ;
જાણે જબરા કરી કીમીઓ, સાચો હશે જો પ્રેમ,

ઠાલી ઠકરાઇ નહી કામની, સાચામાં સુખ થાય;
ભાવ વિના ભટકયા કરો, અગ્નિ નહી ઓલવાય.
સંત ઝવેરી જાણવા, ખડા હોય હુંશિઆર;
જરા દગો જો દેખશે, તો પકડી મારે માર.
કુડ કપટ ચાલે નહી, જો કરવું હોય કામ;
સોદો શાહુકારા તણો, જેમ ખપે છે ગામો ગામ.
આવે પતિજ જો આપણી, તો લે છે કામ સંત હાથ;
પાપ જશે સૌ પરજળી, દીલમાં દેખશો નાથ.
પટાંત્રો પળમાં જશે, જાશે તનનું અભિમાન;
હું, તું, હેઠું બેસી જસે, ભુલાવતું હતું જે ભાન.
સચરાચર હરી દેખશો, જાશે તે ભવનો રોગ;
જીવતે જંજાળ જશે ટળી, ભોગવો તે રૂડા ભોગ.

આત્મસેન—હે ગુરૂદેવ પુન્ય અને પાપ તે સાચા કે જુઠાં સમજવાં.

બુદ્ધિસેન—હે પૂત્ર જયાં સુધિ અજ્ઞાન છે ત્યાં સુધિ તે બન્ને સાચા છે પણ જ્યારે જ્ઞાન થાય છે ત્યારે તેમાંનું એકે સાચું સમજવું નહી જેમ કોઇ વૃક્ષ ઉપર બહુ કાગડાઓ એકઠા થઇ બેઠયા હોય છે તે વખતે કાકૂં કરી મુકે છે પણ ત્યાં આવી કોઇ એકદમ બદૂંકનો બહાર કરે છે. કે પછી જેમ એક પણ રહેતો નથી ને સર્વે શાન્ત થઇ જાય છે તેમ આમાં પણ સમજવાનું છે બીજી રીતે કહેવાનું કે જયાં સુધિ ઇધન છે ત્યાં સુધિ અગ્નિ શળગ્યા કરવાનો ને તે બળી

ગયા કે તેની મેળે આપો આપ શાન્ત થઇ પોતાના સ્વરૂપમાં લિંન થઈ જવાનો.

( રાગ આખાની ચોપાઇનો. )

અગ્નિ તે તો આત્મરૂપ, મળી માયા માંહી કાષ્ટ સ્વરૂપ;
તેથી થઇ જગતરૂપ ઝાળ, પછીથી કોઇ નવ પામ્યા ભાળ.
જીવ રૂપ તણખા થયા બહુ, મા, માસી, કાકીને વહું;
સાસુ, સસરો, સુતજ, જાણ, ચોરાશી, લક્ષ ઉઘડી ખાંણ.
ઉદ્દ ભિંજ, સ્વેદ, ઇંડિજ શહી, જરાયું, આદી, ચારતે, કહી;
ત્યાર પછે થયાં પુન્ય ને પાપ, પહેલું કાંઇ હતું નહી આપ.
પ્રથમ નહી પાછળ કહે કોણ, આતો અચરત સાંભળ્યું ઓણ;
તેમાં ઘોચવાણો સૌ સંસાર, જેમ ચાલે ઊંટ કેરી લ્હાર.
પાછળ પાછળ ચાલ્યું લોક, ખરૂ તપાશે થાય તે ફોક;
નથી નદી નવાણ કે ઘાટ, જ્યાં જોશો ત્યાં સુનિ વાટ.
તેમાં આવી પેઠયો એક ભૂત, તેને પ્રાક્રમ કીધુ અદભૂત;
વિણી ખાધો સકળ સંસાર, ભલા જનનો ના રાખે ભાર.
તે બળત્રામાં સૌ જન બળે, કરે વિચાર આત્મમાં ભળે;
એ વિના જે જે કરવા જાય, જાણો શ્રમ નકામો થાય.
ઘાંચી ઘરનું કરે બ્હેલ કામ, ખેચે ઘાણી પણ ઠામનો ઠામ;
ફરે ફોગટ સૌ તેની પેર, વીરલા જન કોઇ પોચ્યા ઘેર.
જગત જાંખરૂ માયા તણું, લોક માંહી ઘુચવાણું ઘણું;
નથી જણાતો સુંદીર શ્યામ, લોભી ગુરૂઓના છે એ કામ.
ઝાલી બેઠયા તે ઉંધો ધંધ, ખરા રસ્તા કીધા છે બંધ;

છે પોતે માયાના દાસ, પુન્ય પાપનો બાંધો પાસ.
તેમાં આવી પડયા સૌ જીવ, બંધનમાં રાખે છે સદૈવ;
એલાડી બાજને બાંધે જેમ, ધુતે જગત બાંધું એ તેમ.
ધર્મરૂપી માંહી ઘાલી વાડ, કુદી સકયું નહી કોઇએ આડ;
મોહ વશ પડીઆ સર્વે જીવ, તો કેમ કરીને દેખે શીવ.
શીવ સાથ મળવા હોય મન, કુદો વાડ તે કરી જતંન;
તો તો જઈ ઠેકાણે ઠરો, મટી જાયે સરવે આફરો.
તણખા અગ્નિમાં જાય ભળી, માયારૂપ ઇધન ગયાં બળી;
સોહંગમાં થઇ જાય સમાસ, ફરી ના આવે ગર્ભજ વાસ.
જો રહેશો લોભી ગુરૂ હાથ, તો નહી દેખો વૈકુંઠનાથ;
ધન્ય લાલચ લોભીને ઘણી, બાંધે ઘરાકી સેવક તણી.
કોઇનું તે નવ કરતા કામ, બેઠયા લુંટી ખાવાને દામ;
છેટું હરીથી ગાઉ હજાર, કેમ પોચાડે બીજાને પાર.
બેઠયા વાદી પેરે લેઇને વેશ, તે શ્યું કરી જાણે ઉપદેશ;
સુદ્દલ કુવામાં ન મળે નિર, કેમ હવાડો ભરાશે વિર.
આજ કાલ ચાલે એવું પોલ, સાચે સાચા કહું છું બોલ;
ઠગ બેઠયા દુકાનો કરી, જગત બાધો લીધો છેતરી.
સમજુ તેથી છેટા રહ્યા, ઓળખ્યું આપ પ્રાગત થયા;
તિર્થવૃત સૌ થઇ ગયાં ફોક, રામ રૂપૈઓ મળીઓ રોક.
આત્મ આત્મમાં ગયો મળી, માયા પ્રકૃતિ ગઇ મહી બળી;
થયો સનાતન સુધ સ્વરૂપ, કોટી બ્રહ્માંડ તણો તે ભુપ.
ન રહું આવર્ણ તેને કસ્યું, મન અમનમાં જઇને વસ્યું;

હું, તું, ન, રહું એની પાસ, સઘળે ભર્યું છે સરવા વાસ.
જેમ અર્ણવમાં ભરીયું નિર, થાય લહેર જોવાય સમીર;
નહીં વાયું તો કયાંથી લહેર, જગત જાણવું એની પેર.
નથી સંશય કરવાનું કામ, જ્યાં જુવો ત્યાં સઘળે રામ;
એક તણો સરવે વેપાર, બે સમજે ખાવાનો માર.
મટે મન રૂપી જો રોગ, તો ભોગવશો ભારે ભોગ;
દીલ તણી દૂગધા વામશો. પદાર્થ ચાર પ્રિતે પામશો.

આત્મસેન—હે પિતામહ. આ જગત્‌ના તમામ મનુષ્યોને પાળવાના સમાન ધર્મ કેવા હોય તે કહેવા કૃપા કરશો.

બુદ્ધિસેન—હે પૂત્ર તે જે લોક કલ્યાણના માટે ઘણો સારો પ્રશ્ન પૂછો છે તેનો ઉત્તર કહું તે તું સાંભળ પ્રથમ હરેક મનુષ્યે પોતાના વડીલો તરફથી ચાલતો આવેલો જે ધર્મ હોય તેને ગમે તેવી વિપતીમાં પણ તજી દેવો નહી ને તેમાં બતાવવામાં આવેલા નિયમોનો ખરો અર્થ સમજી તે પ્રમાણે સદાચર્ણથી વરતવું તેમાના થોડા નિયમો કહું તે તું સાંભળ. અસત્ય બોલવું નહી પારકી નિંદા કરવી નહી પારકુ ધન ઠગાઇથી લેવું નહી જીવ અહીંસા કરવી નહી આંગણે આવનારૂ અતિથીનો સત્કાર કરવો માદક પદાર્થનું સેવન કરવું નહી ને અભક્ષા ભક્ષ કરવું નહી પ્રાણી માત્રપર દયા રાખવી. નઠારી સોબત કરી કુચાલે ચાલવું નહી ઇશ્વરે જે કાંઇ આપ્યું હોય તેમાં સંતોશ માનવો ઝાઝો લોભ કરવો નહી સદાકાળ આનંદમાં રહેવું. નિતીથી ઉદ્યમ કરવો દગો ફટકો કરવો નહી

અભિમાન કરવો નહી. સંત સાધુ તથા બ્રાહ્મણને પગે લાગ તેની સેવા કરવી સતસંગ હમેશાં કરવો ગુરૂના વચનમાં વિશ્વાર રાખવો. ગજા ઉપરાંત કોઇ જાતનો ખરચ કરવો નહી પોતાના રાજાના હુકમમાં રહેવું તેમની આજ્ઞાના વિરૂદ્ધ ચાલવ નહી. સંસારનાં તમામ મનુષ્યો પોતાનાં ભાન્ડુ છે તેવું સમજ કોઇનાપર વૈર રાખવું નહી ઘણાને દુઃખ દેનારને તજી દેવો અગર સામર્થ હોઇએ તો તેને શીક્ષા કરવી ગાયોનું પોષણ કરવું ખેતીમાં વધારો કરવો. તેમ ફળદ્રુપ ઝાડો ઉછેરવાં મનુષને વધ કરનાર પ્રાણીનો નાશ કરવો. છેવટે ઇશ્વર ભજન ચુકવું નહી તેવા સાદા નિયમમાં સર્ધા રાખી ગ્રહસ્થાશ્રમમ રહી ધર્મ પાળનારને પણ મોક્ષ ધામની પ્રાપ્તિ થાય છે.

**સાખી.**

વિશ્વાસે સવરી તરી, એઠાં ખાધાં બોર;
આહીરીયાં ગયાં ઓધરી, જે ચારતાં ઢોર,
તરી પલકમાં ગુણકા, નતી જાણતી કાંઇ જ્ઞાન;
પ્રેમને વસ્ય વિઠ્ઠલ સદા, માગે નહી કદી માન.

આત્મસેન—હે દયાળુ પ્રભુ જેને ઇશ્વરને મળવું છે તેને પ્રથમ શા શા ઉપાય કરવા કે તેની તેને પ્રાપ્તિ થાય ત્યા પછે બીજુ કાંઇ કરવું પડે નહી.

બુદ્ધિસેન—સાંભળ.

**( રાગ અખાની ચોપાઇનો. )**

ઇશ્વર મળવાની કહું શું રીત, પ્રથમ પહેલું મનને જીત
ત્યાર પછે દેવ દરશણ જા, લેઇ માળા ગોવિંદ ગુણ ગા

પછે ભજનની કરવી ધુન્ય, બીજી બાજુએ કરવું પુન્ય;
એક દેશી અપવાસજ કરો, તનતિર્થમાં ઝાઝું ફરો.
પરસ્રી જાણો માત સમાન, તો ઇશ્વર જરા લે છે ધ્યાન;
વિશ્વાસ રાખો રૂડી રીત, સદ્‌ગુરૂ સાથે બાંધો પ્રિત.
મનના મેલ દેજો પરહરી, સુરતા બાંધે મળે શ્રીહરી;
છે શાંમળો પોતાની પાસ, બહાર ભટકવું તે તો હાસ.
તનતિર્થમાં નાહો તરત, વાસ્ના રૂપી કાપો વૃત;
મન અમનમાં જો ગયુ મરી, તો ઇશ્વર પ્રાપ્તિ જાણવી ખરી.
બીજું જાણવું આળ પંપાળ, માથા ઉપર ભમે છે કાળ;
સંશય મુકે સર્વે જશે બળી, આત્મ આત્મમાં જાશે મળી.
ત્યાં નાં ન્હોચે વેદની વાણ, તો શી કરવી ખેચ્યા તાણ;
સાને સમજી રહેવું સર્વ, મુકી દેવો મનનો ગર્વ.
તો સચરાચર દેખશો રામ, કોટી કંદપ જે સુંદર શ્યાંમ;
ન મળે નાત જાતની ત્યાં આડ, વગર ખેતરે શાનિ વાડ.
હેવો છે ભાઇ હરીનો દેશ, કુડ કપટ નવ નભશે લેશ;
સાચાનો કોઇ નવ સાહૃ હાથ, નિરંજન નિરાકાર કહીએ નાથ.
ઉંડો દરીઓ જગત છે જાણ, આવડે તરતાં ન જાય પ્રાણ;
આનંદ લહેરો માંણે જદા, નડે નહી કોઇ એકે આપદા.
તે રસ્તો જડે સદ્‌ગુરૂ પાસ, કરી પરીક્ષા બનવું દાસ;
અરપી દેવું પછે તન મન ધન, રાખી ભરૂસો કરો ભજન.
પતંગ અરપે દીપકને કાય, નાદ થકી હરણાં વસ્ય થાય;
પ્રીત જેવી જળને મચ્છ તણી, એથી આધિનતા રાખવી ઘણી.

ભ્રમર બીડાય કમળમાં જેમ, તેથી અધિક ગુરૂપર પ્રેમ;
સુરતા નટડી જેવો દોર, પ્રિત જેવી ચંદ્ર ચકોર.
ચાતક જેવો ચાહશે મેહ, તેથી અધિક હરી સાથે સ્નેહ;
આતૂરતાએ ઇશ્વર મળે, પાપ પૂન્ય એક પળમાં બળે.
હેવો છે ભાઇ ગુરૂ મહીમાય, ઉઘડે ભાગ્ય તો શરણુ થવાય;

આત્મસેન—હે ગુરૂદેવ આપ આગે કહી ગયા છો કે સરવે આનંદમય આત્મા એક સ્વરૂપ છે. તેથી સરવેને આનંદ રહેવો જોઇએ છતાં ઘણા જનો દૂઃખ દૂઃખને દૂઃખનોજ પોકાર કરતા નજરે જોવામાં આવે છે તો તેનું કારણ શું છે તે કહેવા કૃપા કરસો.

બુદ્ધિસેન—પૂત્ર સાંભળ આત્માતો આનંદ સ્વરૂપજ છે પણ મનની અંદર જે દૂઃખ થયા કરે છે તેનું કારણ વિક્ષેપ શક્તિ સમજવી તેથી કરી નાના પ્રકારની બળત્રાઓ થયા કરે છે.

આત્મસેન—હે ગુરૂ મહારાજ વળી તે વિક્ષેપ શક્તિ કોને કહેવામાં આવે છે.

બુદ્ધિસેન—સાંભળ ભાઇ તે કાંઇ વસ્તુતાએ તો નથી પણ આપણા મનમાં જે ભ્રાન્તિ થાય છે તેને તે સસજવી ને તે મિથ્યા છે તેથી દૂઃખો પણ તેવાં મિથ્યા સમજવાં ને આનંદ સ્વરૂપ આત્માને સત્ય સમજવો.

## સાખી.

સત્ય એકજ આત્મા, બીજુ મિથ્યા જાણુ;
ખાલી ખટપટ શું કરે, હું પદથી થાય હાણુ.

આત્મશેન—હે કૃપા સાગર ગુરૂદેવ આ જગતમાં દુઃખી કોણ ને સુખી કોણ તે કહેવા કૃપા કરશો.

બુદ્ધિસેન—બેટા સાંભળ.

“રામ જનકપુર આવીયા એ રાગ.”

દુનિયાં સરવે દુઃખે ભરી, સાંભળ શાણા તે શિષ;
સુખીઆ સંતજ એકલા, જેણે જપ્યા જગદીષ.દુનિયાં૦ ૧
કોઇને જુવે ભાઇ દીકરા, કોઇને જુવે છે નાર;
કોઈ કરે ધનની ધાંખના, કુટાઇ મરતા અપાર.દુનિયાં૦ ૨
ડાહ્યા દીલમાં દુઃખજ ધરે, ઘડી જપ્યા નહી ઘેર;
મુરખા મનમાં મુઝાય છે, કહો કરવી શી પેર દુનિયાં૦ ૩
વિધવાને દુઃખ વિયોગનું, ઘડી પળ ના રહેવાય;
મરે સ્વામિ સિધવા કહે, શરીરે શાન્તિ મુજ થાય.દુનિયાં૦ ૪
પૂત્રવંતી પેટ ચુંટતી, કયારે મરશે આ બાળ;
અપૂત્રવંતી ઝુર્યા કરે, કુટયું મહારૂ કપાળ.દુનિયાં૦ ૫
જેને નથી થયા દીકરા, રહી છે કુવારી કુખ;
જનમારો આખો રોયા કરે, દીઠું સપ્ને નહી સુખ દુનિયાં૦ ૬
જેને માથે રણ દેવા તણું, ઝુરે દીવસ ને રાત;
પ્રભુ પૈસા નથી આપતો, કહેવી કોને તે વાત દુનિયાં૦ ૭
જેના પાસે વૈભવ ઘણો, ભોગવનાર નહી કોય;
બધુ નથી કેમ જાતુ બળી, એમ કહીને ઘણું રોય.દુનિયાં૦ ૮
ઘણા જન શરીરે કુટડા, કુળમાં લાગ્યું કલંક;
ન આપે કન્યા કોઈ એહને, કહાડે કર્મનો વંક.દુનિયાં૦ ૯

ચદ્દમણી ને મળ્યો મૂરખો, શાણા ઘેર છીનાળ;
એક દાણો અન મળે નહી, તેને હોય બહુ બાળ.દુનિયાં૦૧૦
ભોગીને દુઃખ તે ભોગનું, રોગી રૂવે અંગે રોગ;
જોગી કહે જખ મારી ઘણી, લીધો ઘર તજી જોગ.દુનિયાં૦૧૧
રાજાને રૈયત ગાંઠે નહી, બીજુ શત્રુનું સાલ;
સમાન દુઃખ સૌને એક છે, માથે કપરો સુંયે તે કાલ દુનિયાં૦૧૨
દુખી સુર્ય દુખી ચંદ્રમા, ભમવું પડે દીન રાત;
સુખીઆ સંત સંતોષથી, વહાલી પ્રભુની વાત.દુનિયાં૦૧૩

**સાખી.**

આસ્યા બાંધ્યા જીવડા, જગમાં પામે દુઃખ;
બેઠયા સંત નિરાશ પદ, તો સરવે વાતનું સુખ.

આશા અર્ણવ નિરમાં, બુડયા બિચારા જીવ;
સાન્તિ રસ મિલે નહી, તો કયાંથી ભેટે શિવ.

માયા મિઠી વેલડી, વળગ્યો જીવ અજાણ;
ખાધે ખે રોગજ થશે, સ્પર્શે છંડાવે પ્રાણ.

લાવો પ્રેમજ પંડમાં, કરો તૃષ્ણાનો ત્યાગ;
ભુલ્યા તો ભવમાં ભટકશો, ફરી નહી આવે લાગ.

મિસરી વેરાઇ રેતમાં, જો કીડી થઇને ખાય;
અભિમાનને મુકે વેગળો, તો ભવની ભાવઠ જાય.

જ્યાં સુધિ હું, પદ હશે, કાયામાં રહે શે કામ;
ત્યાં સુધિ તમો નહી જુવો, છોગાળો સુંદીર શામ.

મારે મમતા મન થકી, ક્ષેમા ખડગની ધાર;
દેશ ધણીનો દેખશો, પળ નહી લાગે વાર.
પંડ માંહી પ્રભુ વસે, આંત્રો એ અજ્ઞાન;
જ્ઞાન તાપે જાયે ગળી, ભૂલો જરા નહી ભાન.

ભજન.

જેને પ્રેમે નિરવાંણુ પદ પાયા, જગતમાં ધન્ય જનુંનીએ જાય.
સુંકદેવજી તો સાને સમજ્યા, છોડી દીધિ સબ માયા.
નટવર સાથે નેહ લાગ્યો તો, મુકી ઉઘાડી કાયા.જેને૦ ૧
જનક વિદેહ હતા મહા જ્ઞાનિ, મિથુલાપૂરના રાયા;
અરબ ખરવની હોતી સાહેબી, તેમાં જરાના બંધાયા.જેને૦ ૨
કરવત લેઇ મોરધ્વજપર મુકયું, જરા નાં કંપી કાયા;
ભક્તનો ટેક જાણી લેઇ ભુધર, શામળે કીધિ શાયા.જેને૦ ૩
તે પદ સેજે મળ્યું વ્રિજનારી, બાંધિ મોહન સાથે માયા;
કરમાં બાઇમાં કપટ નોતુ તો, ખાંતે તો ખીચડી ખાયા.જેને૦ ૪
પાંચ વરસના ધ્રુવજી બાળક, જઈ વનમાં ગોવિંદ ગાયા.
અપર માનો મદ ઉતારી, કીધી શામળીએ સાયા.જેને૦ ૫
અડધે નામે તરી ગઈ ગુણકા, જેની હતી નિચ કાયા.
નાત જાતનું નથી ત્યાં જોવણુ, ભલે હોય ભિખારી કેરાય.જેને૦ ૬
ગોપીચંદન તર્યા ભર્થરિ, જ્ઞાન થકી ગુણ ગાયા;
ગુરૂ ગમ આવી હાથમાં, તો સિધા રસ્તા સધાયા.જેને૦ ૭
નથી બળ થકી કામ થવાનું, નકામાં તિર્થ શ્યું નાયા;

ખરો તાર સુરતાથી બાંધ્યો, થાશે અમર ભાઈ કાયા.જેને૦ ૮
ઘટમાં બ્રહ્મા ઘટમાં વિષ્ણું, ઘટમાં શંકર આયા;
તે વિના બીજું જે જણાય તે, સરવે જાણવી માયા.જેને૦ ૯
તું છે જ્ઞાનિ તું અજ્ઞાનિ, તું ચૈતન બ્રહ્મ રાયા;
બોલે તે બીજો નહી ભાઇ, મારા ગુરૂજીએ ભેદ બતાયા.જેને૦૧૦

આત્મસેન—હે ઇશ્વર આપે હમણાં કહ્યું કે તમામ દૂનિયાં દૂ:ખની ભરેલી છે એટલે તેમાં સુખ છેજ નહી એમ નક્કી થયું ત્યારે પછે જેને સુખ કહેવામાં આવે છે તે કયાં રહી ભોગવવું જોઇએ કેમકે મુવા પછે તો તેને ભોગવનાર દેહને બાળી દેવામાં આવે છે તેથી તેના પાસે રહેતો નથી તો પછે કેવી રીતે ભોગવી શકાય.

બુદ્ધિસેન—હે બુદ્ધિશાળી શિષ સાંભળ દૂનિયાં જેમ દૂઃખનું સાધન છે તેમ સુખનું પણ તેમાં રહી અવલોકન કરવામાં આવે છે પણ માયાનું જોર વિશેષ હોવાથી સુખને તો કોઈ જયવલ્લેજ: ભોગવે છે ને દૂ:ખનો અનુભવ નિરંતર કરવામાં આવે છે તેથી તેમ કહેવામાં આવ્યું હતું નહી તો સમજે તેને તો આનાથી બીજુ એકે સાધન નથી તેથી તારે સંશય કરવો નહી.

## સાખી.

દૂનિયાં દૂ:ખના ડુગરા, સુખનો સાગર સાર;
સમજ્યા તે સુખ ભોગવે, અણસમજુ ખાતા માર.

દુનિયાં બળતા દવ વિષે, સંત શિતળતા ધામ;
વિચાર કરીને જીવડા, કરજે તું વિશ્રામ.

બુદ્ધિસેન કહે છે કે હે પૂત્ર મારી પાસેથી તે ઘણા લાંબા વિસ્તારવાળી કથા શ્રવણ કરી છે તેથી હવે તુને તમામ વાત પુરેપુરી સમજાઇ ગઇ હશે ને કોઇ વાતની ખામી રહી નથી એમ મારા ધારવામાં છે તેથી તુને પૂછવામાં આવે છે કે તુ કોણ છે તેનો ઉત્તર મુને જલ્દીથી આપ કે આપના કાર્યની સમાપ્તિ કરવામાં આવે.

આત્મસેન—હે ગુરૂદેવ આપ એમ કેમ બોલો છો શું હું, મને પોતાને નથી જાણતો હું, જગતપુરનો રહીશ આત્મસેન નામનો બ્રાહ્મણ છું ને આ જોડેમાં રહી તે (પ્રાજ્ઞના દેવી) મારી સ્ત્રી છે ને આપ અમને પુરેપુરા ઓળખો છો છતાં તેવું પૂછો છો તેથી મને ઘણું આશ્ચર્ય થાય છે માટે તેનો ખુલાસો કરો.

બુદ્ધિસેન—ભાઇ તે તો ઠીક પણ આત્મસેન તે કોણ છે તે મને કહી બતાવ કે પછે તુને કાંઈ પણ પૂછવાની જરૂર નથી.

આત્મસેન—પોતાની છાતીપર હાથ મુકી કહેવા લાગ્યો કે હું પોતેજ તે છુ એમાં તે કીયું મોટુ આંટી ઘુટીનું કામ છે કે હું ના સમજુ તે આપ આટલો બધો ભાર મુકો છો.

બુદ્ધિસેન—ભાઇ એ તો તારી છાતી કહેવાય પણ તેમાં આત્મસેન કીયો તે મારે જાણવાનું છે ત્યારે તેના ઉત્તરમાં તે ફરીથી પોતાની ભુજાપર હાથ મુકી કહેવા લાગ્યો કે હું આ-

ત્મસેન ત્યારે ગુરૂ કહે ના તે તો તારો હાથ છે પણ તું કીયો તે બતાવ ત્યારે તે પોતાના મોડાપર હાથ દેઇ કહેવા લાગ્યો કે હુંજ તેજ છું ત્યારે તે મહાત્માજી બોલ્યા કે તે વાત પણ તદ્દન જુઠી છે તે તો તારૂં મોહું છે પણ તું કીયો તે વગર વિલંબે કહી દે ત્યારે તે માથુ આંખો નાસીકા કર્ણ ઉરૂ કટી જંઘા ચરણ વીગેરે તમામ અંગોપર હાથ મુકી કહેવા લાગ્યો તે તમામનાં નામ જુદાં જુદાં માલમ પડયાં તેથી તેને બહુ દબાણ કરી કહેવામાં આવ્યું કે બોલ ભાઈ તું કોણ છે વારે વારે મુને જુઠાં નામ બતાવી તું મને ઠગે છે કે શું ત્યારે તે કહેવા લાગ્યો કે હું આપને કેવી રીતે ઠગી શકુ પણ મારા મન સાથે વિચાર કરી જોઉં છું તો તે મુને સમજાતું નથી તેથી તેનો ઉત્તર કહેવામાં બહુ વિલંબ થાય છે તે વાકય સાંભળી બુદ્ધિસેન બોલ્યા કે તે હમણાં કહ્યું કે મારા મન સાથે વિચાર કરી જોઉં છું પણ કાંઇ સમજણ પડતી નથી તો વળી તે મન કીયું કે તેની સાથે તું વિચાર કરે છે તેવું તારી પાસે કેટલું મોટું ભંડોલ ભરી રાખવામાં આવ્યું છે આત્મસેન કહે પ્રથમ તો મને કાંઈ પણ સમજાતું નોતું પણ હમણાં જેમ જેમ ઉંડો તપાસ કરૂં છું તેમ તેમ બીજુ નવિન જોવામાં આવે છે પણ હું મને ઓળખી શકતો નથી તેથી આપને તે કામ સોંપવામાં આવે છે તો મને મારૂ ખરૂ સ્વરૂપ ઓળખાવો બુદ્ધિસેન કહે છે કે હમણાં તે કીધું કે હું જેમ જેમ ઉંડો તપાસ કરૂં છું તેમ તેમ બીજુ નવિન

ને નવિન જોવામાં આવે છે તેમાં તુંને કહેવાનું કે તે તપાસ તું શા વડે કરીને કરે છે તેમને પ્રથમ કહી દે એટલે પછે તુંને તારૂં સ્વરૂપ ઓળખાવી દેવામાં આવે.

આત્મસેન બોલ્યો કે તે તો મારા મનવડે કરીને કરવામાં આવે છે તે વિના તો બીજુ કાંઇ જોવામાં આવતું નથી.

બુદ્ધિસેન—સાંભળ તેની પ્રવૃતિ તે જગતને તેની નિવૃતિ તે તારૂં સ્વરૂપ સમજવું તે વિના બીજુ કાંઇ પણ છે નહી છતા મિથ્યા કલ્પનાયે કરી જગતરૂપ થઇ નાના પ્રકારના સુખ દુઃખો ભોગવ્યા કરે છે નહી તો છેવટે તેજ વસ્તુ સત્ય છે.

આત્મસેન—ધન્ય છે ધન્ય છે ધન્ય છે કૃપાળુ ગુરૂદેવ આપણી અગાધ બુદ્ધિને કે આપણી હાવી ઉક્તિવડે કરી મે મારૂં પોતાનું મૂળ સ્વરૂપ જોયું ને હવે મારો આનંદ કયાંએ પણ સમાયો સમાતો નથી ને સરવે ઠેકાણે જગતના બદલે હવે તેનેજ જોયા કરૂં છું તેમ કહીને બન્ને સ્ત્રી પુરૂષ પોતાના સ્વરૂપમાં તદાકાર થયાં તે સુખનો લ્હાવો તો જેને અનુભવ્યો હોય તેજ જાણે તેવાં તે એક રસ થઈ ગયા હતાં તેવા અભેદ સુખનો લ્હાવો લેઇ આત્મસેન કહેવા લાગ્યો કે હે ગુરૂ દેવ આપની કૃપાથી નિચે પ્રમાણે જોવામાં આવ્યું છે.

## ગજલ કવાલી.

જોયા મે આત્મકું જાણી, ઓળખી લીયો એહી એધાણી. એ ટેક.
નહિ ત્યાં સુરજ કે ચંદા, સદા ત્યાં રહેત આનંદા;
નહિ ત્યાં પૃથિવ કે પહાડા, નહિ ત્યાં ધર્મના વાડા. જોયા. ૧

નહિ ત્યાં દીવસ કે રહેણી, વિના મુખ કથે કોણ કહેણી;
નહિ ત્યાં ગુરૂ કે ચેલા, જોવું તો આપ એકીલા. જોયા. ૨
નહિ ત્યાં રાજા કે રાણી, નહી ત્યાં પવન કે પાણી;
નહિ વિજળી નહી તારા, સઘળે આનંદ છે સારા. જોયા. ૩
નહિ સમુદ્ર નહી નિરા, નહી ત્યાં ભગનિ કે વીરા;
નહિ ત્યાં બાપ કે બેટા, આપો આપ આપકુ ભેટયા. જોયા. ૪
નહિ જાત્રા નહી મેળા, નહી ત્યાં છુટા કે ભેળા;
નહિ ત્યાં નાણાકી થેલી, જાવાનું મુકી સબ મેલી. જોયા. ૫
નહિ ત્યાં જાગ્રત કે સપ્ના, સબહી ત્યાં હોત હે અપના.
નહિ બાગ કાંથી હોય ઝાડી, નહી ત્યાં રેલકી ગાડી. જોયા. ૬
નહિ ત્યાં ફેલકે ફંદા, નહી ત્યાં ઉજળા ગંદા;
નહિ ત્યાં હાટ કે હુંડી, મીલે નહી દુનિયાંકી રૂડી. જોયા. ૭
નહિ ત્યાં માનકે પાના, નહી ત્યાં મોટા કે નાના;
આભડ છેટ ના મળે નામા, તેવા સુખરૂપ છે ધામા. જોયા. ૮
નહિ ત્યાં મહારૂ કે તારૂ, મટે હુ, તું, તણું લ્હારૂ;
વાત કાંઇ ના શકું વરણી, નાં મળે પૂત્ર કે પરણી. જોયા. ૯
નથી ત્યાં નાતકા નાતા, કે ભેળા બેસી હોય ખાતા;
વરસતા એકલા નુરા, દેખાવે સંત કોઇ પુરા. જોયા.૧૦
ગયો પડદો માયાનો તુટી, હાથમાં આવી છે બુટી;
મિલ્યા કારીગર કળાવાળા, ખોલ દીયા બ્રહ્મકા તાળા. જોયા.૧૧
ગયા જીવ ભાવ સબ જાતા, આત્મ સૌ નજરમાં આતા;
નથી કેવા જેવું શું કહીએ, સદા આપ ચરણમાં રહીએ. જોયા.૧૨

## સાખી.

દિન દયાળ ગુરૂદેવજી, કૃપા તણા ભંડાર;
બુડતો હતો ભવ જળ વિષે, તે તારી કાઢયો બહાર.

બુદ્ધિસેન—બેટા એજ તારૂ પોતાનું આનંદ સ્વરૂપ સમજવું તે જેવું તારામાં છે તેવું સચરાચર જગતમાં અનેક રૂપે વાસ કરી રહેલું છે તે વિના બીજું કાંઇ પણ છે એમ તારે માનવું નહી ને તેનો કો કાળે નાશ થાતો નથી છતાં જે કાંઈ દેખાય છે તે માત્ર ભ્રાંતિ સમજી તેથી તારે ઠગાવું નહી ને સદા કાળ આનંદમાં રહેવું એ મારી ખાસ આજ્ઞા છે તે કો કાળે વિસારતો નહી. હવે તુ તારી સ્વપત્નિ સાથે આ સંસારમાં સુખરૂપે વિચર ને મારી બતાવેલી ગાથાઓ બીજા જીવોને તારવા સારૂ તેમને કહી સંભળાવજે કે તેમનો પણ તારી પેઠે ઉધાર થાય ને વળી કોઈ પ્રસંગે મારો તારો મેળાપ થાશે તે વખતે ફરી તેવો વાર્તાલાપ કરવામાં આવશે.

આત્મસેન—હે ગુરૂદેવ હવે હું આપનો અમૃત જેવો બોધ સાંભળી નિસકિંચન થયો છું ને મારા તનના તમામ તાપ ટળી ગયા છે ને શાન્તિદેવીનું સ્વરાજ સરવૃત્ર પથરાઇ ગયું છે પણ આપની કથામાં પ્રસંગોપાત જે સાખીઓ કહેવામાં આવતી હતી તેમાં તો મને અત્યંત મીઠાશ લાગે છે ને ઘણી રમુજ પડે છે તો મારાપર જરા કૃપા કરી બીજી તેવી સાખી કહી સંભળાવો તો ઘણું સારૂં કે જે સાંભળી મારા આનંદમાં વૃદ્ધિ થાય.

બુદ્ધિસેન—ભાઇ જેવી તારી મરજી જરા ધ્યાન રાખી એક ચિતે સાંભળ જેથી તારા મનની ત્રપ્તિ થાય.

### સાખી.

જુઠું આ જગતને જાણજે, જેવો સમાનો ખેલ;
બતિ બુઝાઇ જાયગો, જબ ખુટેગો તેલ. ૧
જગમાં જન્મી શું કર્યું, ભજ્યા નહી સરજનહાર;
કાળો મુખ લેઇ જાયગો, સાહેબ કા દરબાર. ૨
જગમાં જન્મી નવ કર્યું, કાંઇ પ્રમાર્થ કામ;
આવ્યો એશો જાયગો, મોડુ લેઇને શ્યામ. ૩
જગમાં આવી શું કર્યું, ગાયા નહી જગદીશ;
પાછળથી પસ્તાયેગો, જમડા પરાને ચિશ. ૪
જગમાં જન્મી નવ કર્યું, પુરૂષાર્થ લવ લેશ;
તેને કેવો જાણવો, બ્યંઢળ કેરો વેશ. ૫
ભલે તે જગમાં જન્મીઆ, કીધાં પુષાર્થ કામ;
કરી દેશો દેશ નામના, મળ્યા તે મોક્ષ મુકામ. ૬
માયા ઠગણી જાણવી, જેવી પારધી જાળ;
એસે તે પકડાયગો, નિશ્ચે થવાનો કાળ. ૭
પુરૂષ પંખી જાણવો, માયાને કહીએ જાળ;
પારધી તે તો કાળ છે, સાવધાન થઇ નર ચાલ. ૮
જગમાં જન્મી શું કર્યું, ગાયા નહી ગોપાલ;
આયા માલ હરામકા, આવી પ્હોચ્યો કાલ. ૯

કાલ કરાલ વિકાળ છે, જબરૂ એનું જોર;
બડે બડેકુ બાંધતો, કરતો સીધા ઢોર. ૧૦
રાણા ને વળી રાજીયા, શિવ વિરંચી સાથ;
વિશ્નુનો ન ચાલે વાયદો, કાળ પુરૂષ સંગાથ. ૧૧
ગા મન તું ગોપાલને, અવર ન આવે કામ;
પડી રહેશે સૌ સાહેબી, જાવું આમને આમ. ૧૨
એક દિન એસો આવશે, ઉપર ચડશે ફુલ;
એશો આવશે એક દન, મુખમાં ભરાશે ધુલ. ૧૩
ગુમાન કાંઇ નવ કીજીએ, છે ગરીબાઇમાં માલ;
એક દીન એસા આયગા, જમડા પાડે ખાલ. ૧૪
મોટા તો નાના ભયા, નાના મોટા હોત;
કબી જુઠા મત બોલના, ભલે ન આવે મોત. ૧૫
જાગ્યાથી ઉંગવું ભલું, ઉંગવાથી ભલું મોત;
જગમાં જીવવું તો ભલું, જો રહીએ આબરૂ સોત. ૧૬
ભલે મરે પૂત્ર પોતા તણા, ભલે મરે તે ઘરની નાર;
પણ જાશો નહી એક આબરૂ, કહું છું વાર હજાર. ૧૭
પૂત્ર અને નારી જતાં, આબરૂ રાખો હાથ;
કોઇ દીન ફેર મિલ જાયગો, પરશન થાય જગન્નાથ. ૧૮
વેપાર કરવો નિતીનો, કુડ કપટનું નહી કામ;
કપટનુ તો ચપટ છે, જંબ ખીજેગો રામ. ૧૯
દુજો વેપાર એક રામનો, રલવાનું માંહી રોક;
બાકીના વેપાર તો, જાણી લેજો ફોક. ૨૦

રચ્યો જેણે પ્રમાથ કર્યું, ગરીબોને આપ્યું અન્ન;
નહી તો તેને જાણવો, જેવો ભટકે રોઝડા વન. ૨૧
જેવો ઉંટ અભાગીઓ, ભરતા લોકો ભાર;
ગુણ હીણ ગરધવ ખરો, ડફણાં તણો ખાનાર. ૨૨
બેવકુફ છે બળદીયો, ખેંચ્યા કરે નિત્ય બોજ;
તેમાં કાંઇ નહી તાહફ, ખરી કરી લેને ખોજ. ૨૩
સારી છે ભાઇ સરપણી, સારી તાતી તલવાર;
સ્પર્શથી દુઃખ આપતી, બીન સ્પર્શ મારતી નાર. ૨૪
નારી નિચી જાણવી, જેવી વિષની વેલ;
પરનારી સોબત થકી, નિસરે ઝાઝુ તેલ. ૨૫
જાય ઇજતને આબરૂ, ઘટે તે તનનું નૂર;
કોઇ દીન માર્યો જાયગો, છોડો સંગ જરૂર. ૨૬
જેસી પ્રીત પરનારકી, તેશી પ્રભુશે હોય;
જગત્માં જોર કરે ઘણું, પણ જીતી શકે નહી કોય. ૨૭
મીત્રી માળીની કીજીએ, ધોબી મોચીની સાથ;
મીત્ર ન કીજીએ વાણીઓ, ભલે કોપે દીનો નાથ. ૨૮
વણીકથી વેશ્યા ભલી, હરે નિજ તનનું નૂર;
એકવાર મળે વાણીઓ, કરી નાખે ચક ચુર. ૨૯
ભલો ખેરી વધ ખાટકી, જે મારે તે એકજ વાર;
વારે વારે મારે વાણીઓ, લેખણ કેરી આર. ૩૦
બરસી વાગી તે જીવીઆ, જીવ્યા તલવારની ધાર;
કલમ, ઘવાઆ મરી ગયા, એમ કહે છે તે કીરતાર. ૩૧

પૂત્ર પચાસથી ઘણા, ભલે આપે કીરતાર;
પણ એક ન આપજો પૂત્રી, નાક કટાવન હાર. ૩૨
અસંખ્ય તારા આકાશમાં, પણ કોઇ ન આવે કામ;
સરસ શોભાતો થાય છે, પ્રગટે રોહણી શ્યાંમ ૩૩
મરજો પૂત્ર કપૂત્ર અને, મરજો કુળ હીણી નાર;
મરસો નહી એક પ્રગજુ, જે લાખોનો પાલણ હાર. ૩૪
નારી નિરબળ સૌ કહે, છે તાતી તલવાર;
પડયો પ્રેમના પાસમાં, કદી નાં નિસરે બહાર. ૩૫
ભલે કુવારા રહેવું પડે, ભલે હસે સૌ લોક;
ન લાવસો નાર વભિચારણી, કે મુકવી પાછલ પોક. ૩૬
ઇશ્વર હોય જો જાણવો, તો મુકો મમતા દૂર;
ચિતજ ચોખ્ખુ રાખશો, દેખશો હરી હજુર. ૩૭
નથી જાવું કાંઇ કાશીએ, નથી જાવું દ્વારકાં ધામ;
મુકી મમતા જો વેગળી, તો પળમાં થાવાનું કામ. ૩૮
હરી તો હૃદયમાં વસે, કરી જુવો ભાઇ તપાસ;
બોલે તે બીજો નહી, ચાલે શ્વાસો શ્વાસ. ૩૯
દેખાય દ્રષ્ટી આગળે, ને ખોળતા ખુણા માંય;
મૂરખ ગુરૂના સંગથી, હાથ નહી આવે કાંય. ૪૦
નથી લાંબો નથી ટુકડો, માપ કોઇથી નવ થાય;
થાય કૃપા સદગુરૂ તણી, તો સાન થકી સમજાય. ૪૧
સમજ્યા એક સુકદેવજી, સમજ્યા તે ગોરખનાથ;
સમજ્યા વિરલા સંતજન, કીધી પ્રીત નિરંજન સાથ. ૪૨

પાધન જાણો પૂછડાં, અડધું ધન બીજો સાજ;
પોણુ ધન પૈસા જાણવા, પણ આખુ ધન અનાજ. ૪૩
જુગટુ જીવ લેનાર છે, કદી ન રમશો વીર;
જાશે ઇજતને આબરૂ, ખોશો નામનું નિર. ૪૪
વ્યસનથી રહેવું વેગળા, કરે કાયાનો નાસ;
વિશ્વાસ કોઇ કરે નહી, જોયો કરી તપાસ. ૪૫
નહી ઇજતને આબરૂ, મૂરખ કહે સૌ લોક;
ભુખે છોકરાં ટળવળે, અસ્ત્રિ મુકે તે પોક. ૪૬
કન્યા વિક્ર કરશો નહી, ધારીને નિજ ધર્મ;
પૂત્રી તણા પૈસા લીએ, કુડુ જાણવુ કર્મ. ૪૭
ભલે વ્યસન દારૂ તણું, ભલે માંસનું પણ હોય;
પૂત્રી પૈસા લેનારથી, અધિક બુરો નહી કોય. ૪૮
ભલે સંકટ આવે શામટાં, કરે કોઈ બુરી વાત;
પણ એક વાત હેડે ધરો, કરવી નહી આતમઘાત. ૪૯
જીવે જર આવી મળે, જીવે ટળી જાય કલંક;
મુવો મૂરખાઇથી રાવણો, લુટાવી બાધી લંક. ૫૦
જગતમાં સૌથી ભલો કીયો, જેણે ભજ્યા જગદીશ;
બીજા જાણવા બાયલા, ભલે ચડાવે રીશ. ૫૧
પશુ કરતાં પુરૂષ કર્યો, પણ કેમ ના કીધું પૂછ;
ગાયા નહી ગોવિંદને, લજવી દહાડી મૂછ. ૫૨
પટેલ પટેલાઈ ભલે કરો, પણ મત ખાતાં માંહી લાંચ;
કપરો કાળ છેત્રાય નહી, અદકી જેની આંચ. ૫૩

ગમે તેવું છાંનુ કરે, ખુણામાં પેસીને પાપ;
ના રહે અજાણ્યું નાથનું, જગત તણો છે બાપ. ૫૪
પળ પળ લેશે હાજરી, ઘડી પ્હોર દીન રાત;
એને છેતરવા ધારીયું, જાણવું બગડી જાત. ૫૫
કુદરત ભાઈ કાચી નહી, અજબ છે તેનો ખેલ;
રૂડા બાગ બનાવીઆ, રૂડી બનાવી વેલ. ૫૬
કીધાં મનુષ્ય મહા મૂલ્યના, સુરજ ચંદ્ર તે સાથ;
ઓજાર એક મળે નહી, નથી તેની કને હાથ. ૫૭
પાણીની પૃથ્વિ કરી, થંભ વિણુ કર્યું આકાશ;
બહાર બહુ જન ખોલતાં, વશી સચરાચર વાસ. ૫૮
ભણો વિદ્યા ભાઈઓ તમો, સદ વિદ્યાના પાઠ;
બાકીનું બીજુ જાણવું, ઠગ વિદ્યાના ઠાઠ. ૫૯
સારો સ્વર કોયલ તણો, મધુરો મોરનો હોય;
ખર ઘણુ ભુકયા કરે, પણ સામું જુવે નહી કોય. ૬૦
સરસ વાણી હોય સંતની, હરીજન હલાવે કોટ;
નરસ વાણી અસંતની, ઊંગ ચલાવે ચોટ. ૬૧
સૌથી મોટો તો શેઠીઓ, તેથી મોટેરો જગરાય;
તેનાથી મોટો તો અધિક, સાખી પાખી કહેનાય. ૬૨
તેથી મોટો તો મેહ છે, તેથી મોટો જગદીશ;
અનેક અવગુણ છે આપણા, પણ કદી ના કરતો રીસ. ૬૩
રૂડું જમવા તે આપતો, ને ઓઢવા આપે તે શાલ;
તેને નવ સંભારતો, મોઢુ તાહેરૂ બાળ. ૬૪

ભલો મદારી કને માંકડો, જે ધણીની માને ધાક;
કેશવ કીરતન કરે નહી, જુવે ધરી કાપવું નાક. ૬૫
જેવો બક બકતો બોકડો, હરી વિન જાણવો હરણુ;
નાથ વિનાનો શાંઢીઓ, કેમ નથી આવતું મરણુ. ૬૬
સંત તરૂવર છાંયડો, આવી બેસે જન જેહ;
કાયા પળમાં સીતલ કરે, જાણે વરસ્યા મેહ. ૬૭
ઓલાય અગ્નિ અંગનો, કાયા નિરમળ થાય;
વિશ્વાસે વળગી રહે, અમર લોક પોચાય. ૬૮
ધીરજ ધરણીમાં વડી, ધીરજે સુધરે કાજ;
ધીરજ રાખી પાંડવો, તો ગયું આવ્યું છે રાજ. ૬૯
સંતોષ સમ શાન્તિ નહી, રહે પળક જો પાસ;
દુરગુણ દુર જતા રહે, પુરે મનની આસ. ૭૦
જીવો નાર સુલક્ષણી, સતિ શીરોમણી જેહ;
જેના સત્યના કારણે, અવનિ વરસે મેહ. ૭૧
જે ઘેર નાર શુલક્ષણી, સતિ શીરોમણ સાર;
ભડ તે ભુપ સમ જાણવો, ભાગ્ય તણો નહી પાર. ૭૨
જે ઘેર કુટીલ હોય કામની, કર્મ કહીએ કઠોર;
ઘડી જંપ વળે નહી, ઠરી નવ બેસે ઠોર. ૭૩
સુખી થાવું ચાહતો, કર મહેનત મૂકી લાજ;
ઝાઝી મહેનત કરવા થકી, રાજાને મળીયાં રાજ. ૭૪
નથી વસ્તુ એક વેગળી, ઉદ્યમથી આવે સો હાથ;
દાળીદ્ર થઇ બેસી રહે, નથી રીઝતો નાથ. ૭૫

લહેર જો લક્ષ્મી તણી, પળક એક આવે પાસ;
શાન્તિ થાય શરીરમાં, મટે સઘળી ઉદાસ. ૭૬
બળીઆ આવે બારણે, ચિતથી ચાંપે પાય;
ખળશમ લક્ષણ હોય પણ, ખમા ખમા કહેવાય. ૭૭
ચતુર નર રહે ચાકરી, મનમાં નાંખે મેળ;
વિસ્વ રહ્યું વિંટાઇને, જબરો તારો છે ખેલ. ૭૮
ધન્ય વિદ્યા ધરણી વિષે, તારૂ ઝાઝુ છે માન;
લક્ષ્મી બીચારી તુજ કને, પકડી બેસે કાન. ૭૯
તુજથી વડો વિવેક છે, તેનિ જો સોબત થાય;
મોટા મોટા લખપતિ, આવી લાગે પાય. ૮૦
જે કર હુન્નર આવીઓ, તેને આવ્યાં વહાણ;
પુજા છે પૃથ્વ વિશે, લેશે અદકી લ્હાણ. ૮૧
મોટો હુન્નર એક છે, હરી કરી લેજો હાથ;
બાકીના હુન્નર બધા, બાવળ સાથે બાથ. ૮૨
કેશવ નામનો કિમીઓ, કરી જાણે નર કોય;
ત્યારે માણસ જાણવો, હરી શરણ જો હોય. ૮૩
બાકી હુંશીઆરી બધિ, કાંઇ ના આવે કામ;
નટની પેર નાચ્યા કરે, દેવો જોઇએ ડામ. ૮૪
મનુષ્યની મોટાઇનો, રાખ્યો નહી હરી પાર;
શું દયા છે તાહેરી, ભલા તે સરજન હાર. ૮૫
પશુ અને પંખી વળી, વેઠે તે વનમાં દૂઃખ;
માણસને મોટો કર્યો, સૌનાપર પરમુખ. ૮૬

વસ્ત્ર કર્યા વિધ વિધના, ખાવા અમૃત પાક;
ઘડી શર્મણું જો નવ કરે, ઘશીને કાપે છે નાક. ૮૭
ગુમાર જનો એમ જાણે છે, નથી ઇશ્વર છે પોલ;
ફાટયા તો ફરતા ફરે, બોલે વીપ્રિત બોલ. ૮૮
ગરીબોને ગરદન મારતા, લુટીને ખાતા લાંચ;
છબીલો નહી જાય છેતર્યો, તાતી છે જેની આંચ. ૮૯
ઘાલશે તેને ઘાણીમાં, પીલીને કાહાડશે તેલ;
હીસાબ લેશે રાઇ રેખનો, ખરો છે જેનો ખેલ. ૯૦
અભિમાન નર કરતો નહી, કાચો છે કાયા કોટ;
એક દીન એશો આવશે, જમડા દેશે દોટ. ૯૧
જેવો પરપોટો પાણીનો, જેવો હોય ચીનાઇ કાચ;
શું દેખીને રીઝતો, શું ભાળ્યું માંહી સાચ. ૯૨
જેવો વાયુને વશ દીવડો, ઘડી પળે ઓલાય;
એક પળ એશી આવશે, કે મુલગુ નહી બોલાય. ૯૩
ઘભરામણ થાશે ઘણી, કોઇ નવ આવે કામ;
પાછળથી પસ્તાયગો, સમરી લે ભાઇ રામ. ૯૪
નાગાને વસ્ત્ર દીએ, ભુખ્યાને દીએ અન;
ધન્ય જનુંનિ એહની, પરસવ્યો પૂત્ર રતન. ૯૫
સાખી બનાવો સંતની, કે સદગુરૂની જાણ;
અજ્ઞાન તાળાં ખોલ છે, આપે પદ નિરવાણ. ૯૬
સંત બુદ્ધિ અગાધ છે, જેવા સરજન હાર;
સોબત કરવી એહની, તો ઉતારે ભવપાર. ૯૭

નવ લે દામ બદામ તે, કરતા પરમાર્થ કામ;
જગતને જુઠું જાણતા, ભજતા એક શ્રીરામ. ૯૮
રામ નામ સૌથ ભલુ, બે અક્ષરે બોલાય;
કરે શમર્ણ જો પ્રેમથી, અઘિ સૌ ઓલાય. ૯૯
થાય શાન્તિ શરીરમાં, મટે તે તનનો રોગ;
જીવતે મુક્તિ પામે છે, ભોગવે ભલા તે ભોગ. ૧૦૦
કીધી સાખી એક સત, તે ઉપર અધિક છે એક.
કરે દરશણ દેદારના, જો સાંભળે રાખી ટેક; ૧૦૧

આત્મસેન—અહોહોહો ગુરૂદેવ હદવાળી નાખીને જે જાણુવા વસ્તુ હતી તે આપે જણાવી તેથી અમારા ભાગ્યનો પાર રહ્યો નથી હવે અમે બન્ને દંમિને આ સંસારમાં રહેવા છતાં કોઇ દીવસે પેલી ભુલ ભુલામણીમાં ગબડી પડવાનો ભયે બિલકુલ રહ્યો નથી કારણુ કે આપના પરતાપે તેમાં પડી જવાના તમામ બારણાં બંધ કરી દેવામાં આવ્યો છે ને ફક્ત એક સિધો માર્ગ દેખાડવામાં આવ્યો છે તેથી જ્યાં જોઇએ છીએ. ત્યાં જગત્ નિયંતા ઇશ્વરનેજ દેખીએ છીએ તે વિના બીજુ કાંઈ પણુ નજરે જોવામાં આવતું નથી ને આપ પણુ તે સ્વરૂપ છો ને અમો પણુ તે છીએ. જુદાઇ કાંઇ નથી માત્ર ભ્રાંતિએ કરી જણુાતી હતી તે હવે તદન નિરમૂળ થઇ ગઇ છે તો આપ તથા હુ ને પ્રાગનાદેવી ચાલો જરા વિશ્રાંતિ લેઇએ. શાન્તિ શાન્તિ શાન્તિ અખંડ શાન્તિ.

## છપ્પા.

ગામ ધીણોજમાં રહું, ભાવસાર જ્ઞાતિમાં વાસ;
જીવો નામ જગત્ કહે, છું હરીજન કેરો દાસ.
બળદેવજીનો બેટડો, બ્હેનકોર તે મુજ માત;
ગુરૂ તો ગોવિંદ સ્વરૂપ છે, ભગવાનદાસ નિજ ભ્રાત.
ભગવાનદાસ નિજ ભ્રાત, છે વિવેકી લઘુ વીરા;
સુતનું છે લાલભાઈ નામ, પૂત્રી એક નામ છે હીરા.
માથે મોટા મહીપતિ, શાણા સયાજીરાવ;
કૃપા થઇ ઇશ્વર તણી, તો લેવાયો આ લ્હાવ.
સંવત ઓગણી ઇકોતરો, સારો તે આસાડ માસ;
સુદ નોમ બુધવાર દીન, પહોંચી ઉરની આસ.
પ્હોચી ઉરની આસ, શ્રી હરીએ કરૂણા કીધી;
થયા શાહ ગુરૂ મહારાજ, બુધ સબુધજ દીધી.

## સાખી.

મન મહાવતને મારજો, ખેમા ખડગ લેઇ હાથ;
જીવો કહે જમાન હું, મિલેગો દીનોનાથ.



## ગાંજો, ભાંગ અફીણ દારૂ વિગેરે માદક પદાર્થોનું સેવન કરનાર મવાલીભાઈઓને શીખામણ.

(રાગ ઓધવજીના સંદેશાનો.)

વ્યસનીને જગતમાં ગરધવ જાણવો;
ન કરો ભાઈ તેનો કોઈ વિશ્વાસજો.
શાણાજન સમજી તેથી છેટા રહ્યા;
મૂરખાઓ તો પકડી રાખે પાસજો. વ્યસનિ૦ ૧
ચોરી કરતાં નિચ કદી ચુકે નહી;
જુઠા સોગન ખાય છે ઝાઝી વારજો.
નઠારી સોબતનો કહેવાય નર પશુ;
સરવે વાતે થઈ બેઠયો ખુવારજો. વ્યસનિ૦ ૨
પરણી ઘરમાં રહીને તે રોતી સદા;
બાલકડાં નિત્ય અન વિણુ કરે પોકારજો
વિત હતુ તે વ્યસનમાં નાખ્યું વાપરી;
લેણદાર આવી મારે છે બહુ મારજો. વ્યસનિ૦ ૩
સગાં વ્હાલામાં ઘટી જાય સૌ આબરૂ;
પૂત્રોને કોઈ આપે નહી કન્યાય જો.
પંચમાંહી પતિહારતેનો કોઇ નવ કરે;
તેવો તે વ્યસનમાં છે અન્યાય જો. વ્યસનિ૦ ૪
બજારમાં બેસવા કોઈ દેતુ નહી;
ભાઈને દેખી કરતા દુકાન બંધજો.

તોહે તેનો સંગ હરામી નહી છોડતા;
હીણુ ભાગી તે થૈને બેઠયા અંધજો. વ્યસનિ૦ ૫
નાત જાતમાં નફ્ટ કાંઇ સમજે નહી;
જ્યાં ત્યાં જઇને ચાચ્યામાં હોય ચિતજો.
વટલાવું સુકયું ભાઈ જેને વેગળું;
વાવરી બેઠયો હતું ઘરમાં જે વિતજો. વ્યસનિ૦ ૬
નહી માહાપો જરા મળે નહી આબરૂ;
વગર બોલાવ્યો લોકો ના ઘેર જાયજો.
છોકરાં સ્ત્રી ઘરમાં રહી સરમાઇ મરે;
ભાઈ બહાર જઇ બેઠાં લોકનાં ખાયજો. વ્યસનિ૦ ૭
મોડું ગટર માફક નિત્ય ગંધાય છે;
ખોખો કરીને ઉધરસ ઝાઝી ખાયજો.
આચાર વિચાર પાસે કાંઇ મળે નહી;
છતા પાણીએ શઠ કદી નવ નહાયજો. વ્યસનિ૦ ૮
વસ્ત્ર તણા વેણુવા પડે ભાઈ વેવલાં;
ઢમડા વિના કોણ આવી દે ડામજો.
દહાડી દોરાવવું પડે છે દરબારમાં;
લજવાઇ મારે માત પિત્યાનું નામજો. વ્યસનિ૦ ૯
તે વિના અવગુણ તેના અનેક છે;
શાણા જન તમે સમજી છોડો સંગજો.
નાતજાતમાં વધી જાશે તમ આબરૂ,
તો નિત્ય પામો જગતમાં નોઘા રંગજો. વ્યસનિ૦૧૦

# જાહેર ખબર.

## સાહેબો એક વખત વાપરી ખાત્રી કરો કે

## દેશી દવાથી શા શા ફાયદા થાય છે.

ગરમીનો શત્રુ—બદકામથી થયેલા
તમામ ગરમીના રોગો
મટી નાબુદ થાય છે. કીંમત રૂ. ૧—૮—૦

જ્વરનો શત્રુ—ગમે તેવો જુનો તાવ આ
દવાથી મટે છે. કીંમત ,, ૧—૪—૦

ખાંસીનો શત્રુ—ગમે તેવી જુની ને હઠીલી
ખાંસી એક અઠવાડીઆમાં
મટે છે. કીંમત ,, ૧—૪—૦

મૃગી-વાઈ—જુનામાં જુનિ ને સખતમાં
સખત વાઇ નાબુદ થાય
છે. કીંમત ,, ૧—૪—૦

સંગ્રહણીની દવા—છેવટની ઘડીએ આવે-
લાને આશીરવાદરૂપછે. કીંમત ,, ૫—૦—૦

ખરજવાની દવા—જુનામાં જુનું વિશ
વરસનું ખરજવું મટેછે. કીંમત ,, ૨—૮—૦

મસાની દવા—ગમે તેવા મસા દવા ખા-
વાથી આઠ દીવસમાં મટે
છે. કીંમત ,, ૧—૮—૦

## ( નકામા ખર્ચ કરવાથી થાતી દેશની અવદશા ને તેમાંથી બચવાના ઉપાય )

॥ ભુજંગી છંદ ॥

સુણો દેશ બંધુ અરજ એક મ્હારી;
દાઝો દેશ દાઝે અંતરમાં ઉતારી.
થયા આળસુ :આપણે ભાઈ કેવા;
વિના રોજગારે જુવે નિત્ય મેવા. ૧
નથી હાથ હુન્નર વિદ્યા નહી જાણો;
મિથ્યા ખર્ચ કરતા બાંધ્યો ગળે પાણો.
મોટાઇ માટે કુલણુ થઈ ફરતા;
કહાડી કરજે નાણાં જ્ઞાતિ વરા કરતા. ૨
ગયો દેશ ડુબી જરા તો વિચારો;
હજુ ક્યાં સુધી રાખશો આવો ધારો.
પડે દૂષ્કાળ મળે ન પુરૂ ખાવા;
અહો આપણે ક્યાં સુધી રહીશું હાવા. ૩
લાખો દેશ બંધુ અન્ન વિના મરતા;
ધિક્ક આપ જીવ્યું ભોજન મિષ્ટ કરતા.
પશુ પંખીઓ દેશ દોલત જેહ;
મરે ઘાસ ચારા વિના ભાઈ તેહ. ૪
વિચારો દહી દૂધ ઘી ક્યાંથી ખાશો;
આવે કેમ હસવું જુવો શું તમાસો.

જમો આંખ મિચી જરા તો વિચારો;
થયા છેક ખાલી સીખી ખોટો ધારો. ૫
કહે દાસ જીવો જુવો આંખ્ય ખોલી,
ઉપર રાખે ભપકા દૂનિયાં માંહી પોલી,
હજુ હાથમાં બાજી ઝટ વિર જાગો.
ખોટાં ખર્ચ કરવા થકી દૂર ભાગો. ૬
સુણો દેશ આબાદ થવાની રીતી,
કહાડી કુસંપને સંપથી બાંધો પ્રિતી.
વિદ્યા કલ્પતરૂ દેશમાં બિજ વાવો,
જેનાથી મળે સુખ સાન્તિનો લ્હાવો. ૭
કરો ખેતી ખાંતે બળદ રૂડા આણી,
બાંધો સરોવર મોટાં રોકી રાખો પાણી,
વળી કુવા નહેરોમાં રોકોને નાણું,
તો જમવા મળશે ભલી ભાત ભાણું. ૮
મુકી લોકલાજ મહેનત ઝાઝી કરજો,
રળી ધન લાવી તિજોરી માં ધરજો,
કુમાર્ગ કદી નવ નાખશો ખોઇ.
સુમાર્ગ જરા નવ રહેશો તે જોઇ. ૯
કરો સંઘરો ધંનનો કર્જ પાડી,
કુધારા તમામ નાખો ઝટ કહાડી,
આડે માર્ગ પાઇ કદી નવ ખોશો;
જાશે દુઃખ દહાડા સુખી નજરે જોશો. ૧૦

કરો સંઘરા ધાંનના ધંન ધારી,
ખરૂ ધંન એ છે કહું હું પોકારી,
વળી ઘાસ ચારો વિવેકેથી વાવો,
તેને સંઘરી લ્યોને લાખેણો લ્હાવો. ૧૧
કદી દેશમાંહી પડે જો દૂકાળ,
તોહે પેટ માંહી પડે નહી ફાળ,
મુકો આળશ કોરે સુખની એ છે રીતી.
માને શીખ મહારી જવાનો તે જીતી. ૧૨



શ્રી

# ભાઈઓ આપણી દોલત કયાં ગઈ.

## જરા નિચે તો જુવો.

મહારા વ્હાલા સાહેબો આપણે રળીરળીને થાકયા પણ બીજા પ્રદેશોની પેઠે આપણી પાસે પૂસ્કળ ધન કેમ એકઠું થાતું નથી તે ભુલ જરા ધ્યાંન દેઇ સાંભળો કે તમારી આંખો ઉઘડે પ્રથમ તો આપણી પાસે સારી વિદ્યા નથી ને હુન્નર-કળાના કામમાં છેક પસાત પડી ગયા છીએ ને કોઇ પુરૂષ નવો હુન્નર શીખે છે તો તેની મશ્કેરીઓ કરી પાસો પાડવા તત્પર થઇએ છીએ ને દેશમાં એકાદ દુસ્કાળ પડે તો તેને નિભાવી લેવા આપણી બીલકુલ શક્તિ નથી તેથી લાખો દેશ બંધુઓ તથા કીમતી પશુઓનો વખતોવખત છતા ખોરાકે ભોગ આપવો પડે છે તે કેટલી નિરદયતાની વાત છે છતાંએ હજુ ઉડાવું નાતવરા બંધ કરતા નથી તેવા જમવાના આપણે લાલચુ થૈ ગયા છીએ અગર તેવા પેટભરા લોકોની નિંદાની બિકના લીધે કરજે નાણું કહાડી તેવાં ઉડાઉ ખર્ચો કરીએ છીએ વળી જેનાથી પેટ ના ભરાય તેવાં ખરાબ વ્યસનોમાં પણ દેખાદેખી પૈસા ઉડાયા કરીએ છીએ ને ઉદ્યમ કરવામાં છેક આળસું થૈ ગયા છીએ ને પારકી નિંદા કરવામાં બહુ એકા-શીએ તેવા સેંકડો અવગુણોએ આપણામાં આવી સાંમટો વાસ કર્યો છે તો બોલો કે આપણી ઉન્નતિ કેવી રીતે થાય. જાગો જાગો ને જાગો તમારી ભુલ સુધારો.

## દોહરો.

દેશમાં દોલત ચાહો તો, કરો નાતવરા બંધ.
કયાં શુધિ કુટાઇ મરો, છેક થયા શું અંધ.
દેશ હોય ડૂબાવવો, તો ખાંતે લાડુ ખાઓ.
હોય દયા જો દીલમાં, તે રસ્તે મત જાઓ.



શ્રી

# પરોપકારી ગ્રહસ્થોને સોના જેવી તક.

## પરલોકનું ભાતુ.

ભારતવાશી દાંનવિરોને ખબર આપવામાં આવે છે કે જો તમારા પૈસાનો ખરો સદઉપયોગ કરવો હોય તો જરા તમારો પુન્યશાળી હાથ નિચેના ઠેકાણે લંબાવશો અહીં આગળ આંધળાં પાંગળાં લુલાં બહેરાં મુગાં અસક્ત કુલીન નિરાધાર તથા તજી દીધેલાં અનાથ બાળકોને જમાડવામાં તેમ વસ્ત્રની મદદ આપી ધર્મનું શીક્ષણ આપી સારો આચાર પાળવામાં આવે છે તે સાથે વેહેવારૂ વિદ્યા દેવાની પણ સારી ગોઠવણ કરવામાં આવી છે તારબાદ કુલીન સદાચારણી અનાથ વિધવા અબળાઓને પણ જાહેરમાં તેમ ગુપ્ત રીતે અંન વસ્ત્રની સારી મદદ મળે છે તે સાથે એક મહાત્મા તરફથી (સરમામહારાજ) ત મામ બાઇઓને તેમ ભાવીક ભકતોને હમેશાં નીતિનો સ-

ચોટ ઉપદેશ દેવામાં આવે છે તેવી રીતે તમામ કામ ગામના આબરૂદાર આગેવાન ગ્રહસ્થોના હાથ નિચે કાળજીપૂર્વક દેખરેખથી કરવામાં આવે છે તે સંસ્થામાં જે કાંઇ રકમ ભરવામાં આવે છે તેની નીમેલી કમેટી તરફથી છાપેલી પોચ મોકલી આપવા તથા બાર માસીક આવક તથા ખર્ચનો હીસાબ છપાવી વારસીક રીપોટ બહાર પાડવામાં આવે છે તેથી કાંઈ પણ ઠગાવા જેવું નથી તો તમારાં ભુખે ટળવળતાં અનાથ લાચાર બંધુઓને મદદ કરવા તમારા દયાળુ હૃદયમાં વિચાર કરી યથાશક્તિ રકમ મોકલી આપવા મહેરબાની કરસો ને મોકલવામાં આવેલી રકમ આ સંસ્થા તરફથી આભાર સાથે સ્વીકારવામાં આવે છે.

### દોહરો.

જરાક હાથ લંબાવજો, રાખી ગરીબો પર પ્રેમ.
સહાય થાય તમને શ્રી હરી, રહેશો કુશળ ક્ષેમ.

નિ. ઠે. સતવર મોકલી આપો.

**શ્રી ગોપાળકૃષ્ણ મહારાજની નિરાધાર કુલિનજન પોસક સંસ્થા.**

ઠે. રાધાકૃષ્ણનું મંદીર—મુ. સીદ્ધપુર—અનાથાશ્રમ.

---

# " જાણવાગ બાબતો "

૧ સદર પુસ્તક એક વખતે પુરેપુરૂ વાંચવા ખાસ ભલામણ કરવામાં આવે છે તે વિના સારૂ ખોટુ કહેવું તે તમારી મરજીની વાત છે.

૨ જે સાહેબોને ભેટ તરીકે પોચાડવાંમાં આવ્યું હોય તેમને પોતાની લાયકાત પ્રમાણે પોસ્ટ માર્ગે ઇનામની રકમ મોકલી આપવી તે કુલીન પુરૂષનું કામ છે. અને પહોચ્યાનો પત્ર લખવો.

૩ જે ભાઇઓને ઇનામ તરીકે મોકલવામાં આવ્યું હોય તેઅને પૈસા નહી મોકલતાં પોહોચ્યાના સમાચાર તુરત લખી મોકલવા મહેરબાની કરવી.

૪ પ્રથમના સ્થાનિક ગ્રાહકોએ પૂસ્તક પોહોચ્યા કે દશ આના મોકલી આપવા. ખાનગી આપ લે ચાલતી હોય તેવા ભાઇઓએ એમ કરવા જરૂર નથી.

૫ બહાર ગામના પ્રથમથી થયેલ ગ્રહાકોએ દશ આના ઉપ્રાંત વી. પી. ખર્ચ સાથે પુસ્તક સ્વીકારી લેવું. બીજા નવા ગ્રાહકો કરી મોકલવા તસ્દી લેવી.

૬ અમારી પસંદગીથી નવા ગ્રાહક તરીકે જેને પૂસ્તક મોકલવામાં આવશે તેની કીંમત અમારી મરજી મુજબ લેવામાં આવશે.

૭ પોતાની ઈચ્છાથી મંગાવનાર નવા ગ્રાહકો પાસેથી

પોસ્ટ ખર્ચ સાથે ફક્ત રૂપૈઓ એક લેવામાં આવશે પરંતુ પૂસ્તકો શીલકમાં હશે ત્યાં સુધી ોકલવામાં આવશે.

૮ "સદર' પૂસ્તકમાં થયેલી અમારી ભુલો લખી મોકલનાર અમારો ઘણો પ્રિય મિત્ર ગણીશું ને બીજી આવૃતિમાં તે સુધારી છપાવવામાં આવશે. માટે ભુલો લખી મોકલવા મહેરબાની કરશો.

૯ ટાઇપો ગોઠવતાં અક્ષરો રહી ગયેલા હોય અગર વધારે મુકાયા હોય તે વિના બીજી દરેક ભુલો દરગુજર કરી હંશવૃતિથી સુધારી વાંચી લેવું એ સુજ્ઞ પુરૂષનું કર્તવ્ય સમજવું, ને કાગડાઓતો ચેસ્ટાઓ કરવાના.

૧૦ સદર પૂસ્તક કોઇપણ વ્યકિતને ઉદેશી લખવામાં આવ્યું નથી ને જે જે પાત્રો કલ્પવામાં આવ્યાં છે તે તમામ કલ્પના માત્ર સમજવાં. તેથી કોઇએ ક્રોધ કરવો નહી.

૧૧ હવે પછી બહાર પડનાર પૂસ્તક "પરંમપદની પ્રાપ્તિ." તેની કીંમત બીજી જગ્યાએ બાર આના લખવામાં આવી છે તે એક રૂપીઓ સમજવો. મતલબકે પૂસ્તક ઘણું સરસ ને દલદાર થવાનું છે નામ તાકીદે નોધાવો.

૧૨ જે સાહેબો પાસે અમારા પ્રથમના પૂસ્તકોના પૈસા લેણા હોય તેમને તાકીદે મોકલવા ઘણા દીવશ રોકી રાખવા તે તમારી નાલાયકી કહેવાય હાલ એટલુંજ બસ સમજવું.

---

